પ્રકાશન નંબર : ૩૬૭

# સુહબતે બા અહલે દિલ

અર્થાત્

હઝરત મૌલાના મુહમ્મદ યા'કૂબ સાહેબ
મુજદ્દિદી ભોપાલી રહમતુલ્લાહિ અલયહિના

## સોનેરી વચનો

બીજો ભાગ : મજલિસ ૧૩ થી ૨૮

લેખક

હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી
નદવી સાહેબ રહમતુલ્લાહિ અલયહિ

અનુવાદક

અબ્દુલ્કાદિર ફાતીવાલા







પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ—૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજરાત—ઈન્ડિયા)

પ્રકાશન નંબર : ૩૬૭

# સુહબતે બા અહલે દિલ

અર્થાત્

હઝરત મૌલાના મુહમ્મદ યા'કૂબ સાહેબ
મુજદ્દિદી ભોપાલી રહમતુલ્લાહિ અલયહિના

## સોનેરી વચનો

બીજો ભાગ : મજલિસ ૧૩ થી ૨૮

લેખક

હઝરત મૌલાના સચ્યિદ અબુલ હસન અલી
નદવી સાહેબ રહમતુલ્લાહિ અલયહિ

અનુવાદક

અબ્દુલ્કાદિર ફાતીવાલા

પ્રકાશન નંબર : ૩૬૭

કિતાબ : 'સુહબતે બા અહલે દિલ' ભાગ : ૨

લેખક : હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી નદવી સાહેબ રહમતુલ્લાહિ અલયહિ

અનુવાદક : અબ્દુલકાદિર ફાતીવાલા

ટાઈપ સેટિંગ : મૌલવી મુહમ્મદ યૂનુસ મુન્શી, ફલાહી

પ્રકાશક : પ્રકાશન વિભાગ,
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ – ૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ (GUJARAT - INDIA)
ફોન : (૦૨૬૪૨) ૨૫૭૦૮૬

આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૦૦૦

હિજરીસન : ૧૪૩૫

ઈસ્વીસન : ૨૦૧૪

મૂલ્ય :



## તેરમી મજલિસ

## ચૌદમી મજલિસ



## પંદરમી મજલિસ

## સોળમી મજલિસ



## સત્તરમી મજલિસ

## અઢારમી મજલિસ

## ઓગણિસમી મજલિસ



## વીસમી મજલિસ

## એકવીસમી મજલિસ



## બાવીસમી મજલિસ

## તેવીસમી મજલિસ

## ચોવીસમી મજલિસ

## પચ્ચીસમી મજલિસ

## છવ્વીસમી મજલિસ



## સત્તાવીસમી મજલિસ

## અઠ્ઠાવીસમી મજલિસ

## તેરમી મજલિસ

**તારીખ** : ૨૭, શવ્વાલ, ૧૩૮૭ હિજરીસન મુતાબિક
૨૮, જાન્યુઆરી, ૧૯૬૮ ઈસ્વીસન

**સમય** : સવારે ૧૦ : ૩૦ થી ૧૨ : ૩૦

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ

**હાજરજનો** :

- રવિવાર હોવાથી લોકો ઘણા હતા. ખાનકાહનો વરંડો, ચોક બધું જ ભરાઈ ગયું હતું. એક જલસો જેવો લાગતો હતો.
- થોડા સમય પછી હઝરતે ઊભા થઈને તકરીર કરવી શરૂ કરી. અવાજ બુલંદ હતો.
  તબીઅતમાં જોશ (જુસ્સો) ઘણો હતો.
- ત્રણ વખત એવું બન્યું કે તકરીર પૂરી કરી દીધી અને બેસી ગયા. ફરી પાછું કંઈ યાદ આવ્યું અને મનમાં તકાઝો પેદા થયો અને ફરી પાછી તકરીર કરવી શરૂ કરી.
- કોઈ પ્રકારનો સહારો (ટેકો) લેવો કે ખુરશી પર બેસવું સ્વીકાર્યું નહીં. તકરીર પણ પૂરી અખંડિત અને જોરદાર હતી. હાજરજનો તન્મય, સંપૂર્ણ ધ્યાનિત તથા પ્રભાવિત હતા. કેટલાક લોકોની આંખોમાંથી આંસૂઓ વહેતા હતા.
- શહેરના વિવિધ વર્ગના લોકો, ઓફિસરો, અધિકારીઓ, આધુનિક શિક્ષણ મેળવેલ લોકો, કોલેજોના પ્રાધ્યાપકો, વિદ્યાર્થીઓ અને શહેરના અનેક ઉલમા પણ હાજર હતા.

## ૧૬૨ અહલે તલબના આવવાથી સીનો ખૂલે છે

ફરમાવ્યું :

અહલે તલબ (તલબ ધરાવનારાઓ)ના આવવાથી સીનો ખૂલે છે. તેમના કારણે વિષયો (દિલમાં) ઉતરે છે. આપ ટોટી ખોલશો તો પાણી નીકળશે. આપ સમજો છો કે ટોટીનો એહસાન છે. એવું નથી બલ્કે ટોટી પર આપનો એહસાન છે. તે (ટોટી) ગરમ હતી. પાણી નીકળવાથી તે ઠંડી થઈ ગઈ.

પીર કોણ છે ?

મુરીદ થનારો ખરેખરો પીર છે; કારણ કે તેણે (પીરને) તરગીબ અપાવી કે અલ્લાહનો રસ્તો બતાવવામાં આવે.

ઈલ્મ અમાનત છે.

ઈલ્મ અને હિકમતની વાતો અલ્લાહના બંદાઓને પહોંચાડવી આલિમની ફરજ છે.

## ૧૬૩ હઝરત મૌલાના હુસૈન અહમદ મદની રહમતુલ્લાહિ અલયહિનો બનાવ

હઝરત મૌલાના હુસૈન અહમદ મદની રહમતુલ્લાહિ અલયહિ ભોપાલ તશરીફ લાવ્યા. ત્રણ દિવસ રોકાવાના હતા. મિયાં (મોટા સાહબઝાદહ મૌલવી મુહમ્મદ સઈદ સાહબ) અને તેમના મામા, હઝરત હુસૈન અહમદ મદની રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં હાજર થયા અને ખાનકાહ તશરીફ લાવવા માટે દઅવત આપી.

મૌલાનાએ માફી ચાહી કે બધો સમય ભરચક થઈ ગયો છે. હવે કોઈ સમય બાકી નથી.

બન્ને નિષ્ફળ થઈને પાછા આવ્યા.

મેં કહ્યું :

"તમે બાળક છો. હજુ તમને વાત કરવાની આવડત નથી."

તે પછી હઝરતની પાસે હું પોતે ગયો.

હઝરત આરામ ફરમાવી રહ્યા હતા. મને જોઈને ઉઠવા લાગ્યા.

મેં કહ્યું :

"(આપ ઉઠો) નહીં. આપ આરામ ફરમાવો.

મારે માત્ર એક મસ્અલો પૂછવો છે.

હું આ જાણવા ચાહું છું કે એક શખ્સે મસ્જિદ બનાવી. હવે તે શખ્સ પોતે મસ્જિદના દરવાજા આગળ ઊભો રહીને લોકોને મસ્જિદની અંદર આવતા રોકે છે."

હઝરત મૌલાના રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"જયારે તેણે મસ્જિદ બનાવી દીધી અને વકફ કરી દીધી તો હવે તેને (લોકોને રોકવાનો) શું હક છે ?"

મેં કહ્યું :

"આપ પણ મસ્જિદ છો. આપે પોતાની ઝાતને દીનના માટે વકફ કરી દીધી છે. હવે જેને ચાહે તે આપથી ફાયદો ઉઠાવે."

ફરમાવ્યું :

"જરૂર આવીશ. પરંતુ જમાડવાના બદલે ચા પીવડાવવાથી

સંતોષ માનજો.''

મેં કહ્યું :

''મારે તો બીજો જ ફાયદો ઉઠાવવો છે. હું પાણી પીવડાવીને વિદાય કરી દઈશ.''

હઝરત તશરીફ લાવ્યા. મેં નઝર બચાવીને હઝરતના પગરખા સીધા કર્યા કારણ કે આલિમોનો આદર કરવો અલ્લાહ અને રસૂલની મુહબ્બતની દલીલ છે. અને હઝરત તો હદીષે નબવીના શૈખ (શૈખુલ્ હદીષ) હતા. રાતે મોડે સુધી હદીષનો દર્સ આપતા હતા.

દુનિયાવાળાઓની હાલત એ છે કે તેમની મહેફિલમાં કોઈ મોટો હોદ્દેદાર આવી જાય છે તો મજલિસમાં ખળભળાટ થઈ જાય છે અને કોઈ દીનદાર આવે છે તો કોઈનું ધ્યાન પણ જતું નથી. એનાથી જાણવા મળે છે કે અલ્લાહ અને અલ્લાહના રસૂલની મુહબ્બત નથી.



## ૧૬૪ અવકાશમાં ઊડવું માનવસ્વભાવ સાથે બિલ્કુલ સુસંગત છે

ફરમાવ્યું :

મારે આ અરજ કરવું છે કે દુનિયાએ ચિંતન–મનન કરવાથી જ તરક્કી કરી છે. પહેલાં આપણે ત્યાં મીઠા તેલના ચિરાગ (દીવા) સળગતા હતા. બારાત (વરયાત્રા)માં મશાલો લઈને લોકો ચાલતા હતા. દુનિયાએ એના પર સંતોષ નહિ માન્યો. અને ચિંતન–મનન કરવાનું ચાલુ રાખ્યું કે એના કરતાંયે વિશેષ રોશની હોવી જોઈએ. આજે દુનિયા વીજળી (ઈલેકટ્રીસિટી)ની રોશની સુધી પહોંચી ગઈ છે.

ઈમાન અને દીન સંબંધમાં પણ એ જ ઉસૂલ હોવો જોઈએ કે

જેટલી રોશની આપણી પાસે છે એના કરતાં વધારેની તલબ અને તલાશ હોવી જોઈએ કારણ કે તરક્કીનો કોઈ અંત નથી. યુરોપવાળાઓ જયારે ધરતી પર તરક્કી કરી ચૂકયા તો તેમણે આસમાનો, ગ્રહો અને ચાંદની તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. મારી નજીક એ સ્વાભાવિક છે અને એનાથી જ કમાલાત (સિદ્ધિઓ) હાસિલ થાય છે. દીનના સંબંધમાં પણ એ જ દષ્ટિકોણ હોવો જોઈએ.

કવિએ ઠીક કહ્યું છે :

**તરક્કીકી તલબ કીજિએ હર ઘડી,**
**ખુદા બે નિહાયત હે, રહ ઉસકી બડી.**

## ૧૬૫ દુનિયાએ પોતાની તરક્કી પર સંતોષ નહિ માન્યો, દીનવાળાઓએ પોતાની હાલતો પર સંતોષ માની લીધો !

ફરમાવ્યું :

દુનિયાએ પોતાની તરક્કી પર સંતોષ નહિ માન્યો, દીનવાળાઓએ પોતાની હાલતો પર સંતોષ માની લીધો !

વાત આ છે કે જેવી રીતે દુનિયાની અઝમત (મહાનતા) અને વફાદારી તેમના ખ્યાલમાં છે એ રીતે દીનની અઝમત આપણા ખ્યાલમાં નથી. જો હું બતાવી દઉં કે ફલાણી જગાએ ખઝાનો છે તો તેને મેળવવા માટે તમે કોઈ પ્રયાસ બાકી ન રાખશો.

## ૧૬૬ આધુનિક તરક્કીઓનું ઉદાહરણ

આધુનિક તરક્કીઓ અને સિદ્ધિઓની મિષાલ હકીકી

તરક્કીઓ અને સિદ્ધિઓના મુકાબલામાં એવી છે કે, કોઈ શખ્સ એના પર ફખ્ર (ગર્વ) કરે કે તેણે (પશુઓના ગોબરના) છાણાંઓ પુષ્કળ થાપી લીધાં છે. ઘણાં કામમાં આવશે. એ ખરેખર એના દિમાગની કમજોરી અને નીચતાની નિશાની છે.

જેમના દિલોમાં અલ્લાહની અઝમત (મહાનતા) છે તેઓ આ નઝર (દષ્ટિ)થી આપણને જુએ છે અને કહે છે કે :

**બર અક્સ નેહન્દ નામ ઝિન્દગી કાફૂર**

[નિર્જીવ પ્રતિબિંબને ઝિંદગી નામ આપી બેઠાં ! ]

## ૧૬૭ દિલની આસૂદગી

જયારે આપણે અત્યંત અધ:પતન અને પડતીમાં આવી પડયા તો એને અત્યંત તરક્કીનું નામ આપી દીધું !

દિલનું સુકૂન અને રૂહનો ઈત્મીનાન (સંતોષ) બિલ્કુલ ગાયબ ! ઝિંદગી એવી થઈ ગઈ છે કે જાણે રેશમી ચાદરને કાંટાઓ પર નાંખીને ખેંચવામાં આવે. જેવી રીતે એ ચાદર ફાટી જાય છે એ જ પ્રમાણે આપણી ઝિંદગી છિન્નભિન્ન અને વેરવિખેર થઈ ગઈ છે !

મારે ત્યાં બે છોકરાઓ મજૂરી કરવા આવ્યા. કપડાં બિલ્કુલ ફાટેલાં હતા, પરંતુ આખો દિવસ હસતાં–રમતાં રહ્યા. વાતવાતમાં તેઓ હર્ષાવેશમાં આવી જતા હતા અને આનંદથી કિકિયારીઓ કરતા હતા. કામમાં મંડેલા રહ્યા. જયારે ખાવાનો સમય થયો ત્યારે ભાજી અને સૂકી રોટલી કાઢીને ખાવા બેસી ગયા. એવા મસ્ત અને મગ્ન હતા કે જાણે મોટી નેઅમત ખાય રહ્યા હોય ! તેઓ અસબાબથી બિલ્કુલ ખાલી હતા, છતાં ખૂશ હતા ! તેમને એની ચિંતા ન હતી કે અમેરિકામાં

ફલાણી ફલાણી વસ્તુઓ છે, વિલાયત (ઈંગ્લેન્ડ)માં ફલાણી ફલાણી વસ્તુઓ છે !

એને જ કહેવામાં આવ્યું છે :

**''ખૈરુલ્ ગની ગનીયુન્નફસ''**

મન (દિલ)નો તવંગર, શ્રેષ્ઠ તવંગર છે.

## ૧૬૮ દુનિયાવાળાઓનો ડર અને ખૌફ

હું કલકત્તામાં એક ડોકટરના બંગલામાં બેઠો હતો. એ તે દિવસો હતા જયારે જાપાનનો કલકત્તા ઉપર હુમલાનો ખતરો હતો.

એટલામાં ડોકટર પર એક ટેલિફોન આવ્યો.

ટેલિફોનની વાત જાણીને બધાં હસવા લાગ્યા.

મેં પૂછયું કે શી બાબત છે ? કેમ હસો છો ?

ડોકટર કહેવા લાગ્યા કે :

"શહેરના ઘણાં મોટા શેઠનો ટેલિફોન હતો. જયારથી તેમણે સાંભળ્યું છે કે જાપાનનો એક બોંબ ફલાણી જગાએ પડયો છે ત્યારથી તેમને ઝાડા લાગી ગયા છે ! ''

લોકો ઉતાવળે ભાગી રહ્યા હતા.

પેલા ગરીબ મજૂર છોકરાઓને હસવું કેમ આવતું હતું અને તેઓ આટલા મસ્ત કેમ હતા ?

જુવાનીનું ગરમ લોહી, તંદુરસ્તી અને બેફિકરી હકીકતમાં જાન (જીવ) જેટલી મોટી દૌલત છે એટલી મોટી દૌલત બીજી કોઈ નથી.

કુર્આને મજીદ હયાતે અબદી (અનંત જીવન)નો જામીન છે.

لَا يَمَسُّهُمْ فِيْهَا نَصَبٌ وَّمَا هُمْ مِّنْهَا بِمُخْرَجِيْنَ

('سورۂ حجر'، آیت:۴۸)

ભાવાર્થ :

ત્યાં (જન્નતમાં) તેમને ન કંઈ થાક લાગશે અને ન તેમને ત્યાંથી કાઢી મૂકવામાં આવશે. ['સૂરએ હિજ્ર', આયત નં. : ૪૮]



સમગ્ર માનવજાતમાં કોણ હશે જે આ દૌલતને ન લે ! જો હવે દુનિયાની દૌલત એના મુકાબલામાં છોડી દીધી તો શી કમાલ કરી ? !

(જન્નતની) આ હકીકી દૌલતના મુકાબલામાં દુનિયાની પેલી દૌલત (ગોબરના) છાણાં સમાન છે.

જયારથી (જન્નતની) હકીકી દૌલત ચાલી ગઈ ત્યારથી (મુસલમાનો) બધાંની સામે ઝુકવા અને સિજદો કરવા લાગ્યા.

## ૧૬૯ ઓફિસરના નામથી કલેજું કાંપવા માંડે છે અને અલ્લાહુ અકબરના અવાજથી કંઈ અસર થતી નથી !

આજે હું જોઉં છું કે ઓફિસરના નામથી કલેજું કાંપવા લાગે છે અને અલ્લાહુ અકબરના અવાજની કંઈ અસર થતી નથી ! જો કે એ અફસર, હાકિમ ખ્યાલી (ભ્રામક) અને પોતે બની બેઠેલા છે.

مَا نَزَّلَ اللّٰهُ بِهَا مِنْ سُلْطَانٍ

('سورۂ اعراف'، آیت:۷۱)

اِنِ الْحُکْمُ اِلَّا لِلّٰهِ
(سورۂ انعام، آیت:۵۷)

<u>ભાવાર્થ</u> :

- નથી ઉતારી અલ્લાહે આ વાતની કોઈ દલીલ.
- હુકમરાની (શાસન કરવું) તો બસ અલ્લાહનો જ હક છે.

## ૧૭૦ વઝીફાનું રહસ્ય



લોકો ફરમાઈશ કરે છે કે વઝીફો બતાવી દો.

આજે (કોર્ટમાં) હાજર થવાનું છે.

દિલમાં અઝમત તો હાકિમ (શાસક)ની બેસાડી છે, તો હવે વઝીફો શું અસર કરશે !

એક બીબી (મહિલા) મારી પાસે આવી.

તેણે પોતાની મુસીબત બયાન કરી.

**'લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ'**નો વઝીફો મેં તેને બતાવ્યો.

કહેવા લાગી :

"એ તો હું પઢું જ છું."

મેં કહ્યું :

"તમે (અહીંથી) ચાલી જાઓ ! અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તો ફરમાવ્યું છે કે આ (કલિમહ) અર્શના ખઝાનામાંથી ખઝાનો છે અને તમારી નજીક એની

કોઈ વિસાત જ નથી !"

એના મુકાબલામાં એક બીજા સાહબ તશરીફ લાવ્યા.

તેમણે પોતાની એક પરેશાની બયાન કરી.

મેં "**લા હવ્-લ વ લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ**"નો ખત્મ તેમને બતાવ્યો.

તેમણે કહ્યું :

"આ (ખત્મ) તો બડે હુઝૂર (સાહિબે મલ્ફૂઝાત હઝરત મૌલાના શાહ મુહમ્મદ યા'કૂબ સાહબ મુજદ્દિદીના વાલિદ માજિદ અને શૈખ હઝરત પીર અબૂ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ)એ બતાવ્યો હતો. એના પઢવાથી એક શખ્સ ફાંસીની સજામાંથી મુક્તિ પામ્યો હતો !"

એ શખ્સે અઝમતની સાથે આ ખત્મ પઢયો તો ગૅબી રીતે તેની એવી મદદ થઈ કે નવાઈ લાગે.

આવા ઘણા બનાવો સામે આવ્યા છે.

## ૧૭૧ આપણો ઈસ્લામ હઝરત શૈખ સઅદી રહમતુલ્લાહિ અલયહિની વીંટી જેવો છે

ફાયદો ઉઠાવનારો અને ઠગનારો જયાં સુધી બુરી ચીઝને પણ સારી છે એવું દર્શાવે નહિ, ત્યાં સુધી ફાયદો ઉઠાવી શકતો નથી.

(હઝરત શૈખ) સઅદી (રહમતુલ્લાહિ અલયહિ) ફરમાવે છે કે :

(મારા) વાલિદ સાહબે મને એક વીંટી બનાવી આપી હતી. હું મદ્રસામાં પઢવા જતો હતો. એક ઠગ મને રસ્તામાં મળ્યો. તેણે મને

એક ખજૂર આપ્યું. મેં ખાધું. મને મીઠું લાગ્યું.

ઠગે કહ્યું :

"હવે વીંટીને ચૂસીને (ચાખી) જો !"

મેં વીંટી ચૂસી તો મને ફીકી અને બેસ્વાદ લાગી.

ઠગે કહ્યું :

"હવે આ ફીકી અને બેસ્વાદ ચીઝ મને આપી દે અને મીઠી ખજૂર તું લઈ લે !"

આ પ્રમાણે તેણે મને ઠગીને મારી વીંટી પડાવી લીધી.

એ જ આપણું ઉદાહરણ છે.

(ગૈર મુસ્લિમ) લોકોએ આપણને (મુસ્લિમોને) પૂછયું :

"આ શું છે ?"

આપણે (મુસ્લિમોએ) કહ્યું :

"એનું નામ ઈસ્લામ છે.
એ બાપ–દાદાના વખતથી ચાલ્યો આવે છે.
એ અમને ઘણી તકલીફ આપે છે !
એ અમને મીઠી નીંદ લેવા દેતો નથી.
ચાંચડ અને જૂ ની જેમ દંખ મારે છે !
એના કારણે અમારે (વહેલી) સવારે (નમાઝ માટે) ઊઠવું પડે છે !"

(ગૈર મુસ્લિમ) લોકોએ પૂછયું :

"એમાં કંઈ ફાયદો પણ છે ?"

આપણે (મુસ્લિમોએ) કહ્યું :

"માત્ર ખ્યાલી (કાલ્પનિક) ફાયદો છે !"

(ગૈર મુસ્લિમ) લોકોએ કહ્યું :

"અમને એ આપી દો અને આ (દુન્યવી) દૌલત તથા ખુરશીઓ અમારી પાસેથી લઈ લો !"

આપણે એટલા નીચે જઈ પડયા છીએ કે એ નીચાણથી આપણને ઈસ્લામ પણ નીચો, તુચ્છ અને બેકાર દેખાય છે ! અને આ દુનિયાની દૌલત બુલંદ, ઊંચી દેખાય છે !

એક શખ્સ નીચે ખાઈમાં પડેલો છે.

ઉપર ઊંચે એક બિલાડી ઊભી છે.

ખાઈમાં પડેલો શખ્સ કહે છે કે :

"બિલાડી માણસ કરતાં ઊંચી છે !"

હવે જયાં સુધી પેલી બિલાડીને નીચે ખાઈમાં લાવવામાં ન આવે અથવા પેલા શખ્સને ખાઈમાંથી કાઢીને ઊંચે બેસાડવામાં ન આવે ત્યાં સુધી તે શખ્સ આગ્રહપૂર્વક એ જ કહેતો રહેશે કે :

"બિલાડી માનવ કરતાં ઊંચી (ચઢિયાતી) છે !"

એ જ તે હાલત છે જેના વિષે (કુર્આન શરીફમાં) કહેવામાં આવ્યું છે કે :

ثُمَّ رَدَدْنٰهُ اَسْفَلَ سٰفِلِيْنَ (سورۂ‘والتین’، آیت:۵)

**ભાવાર્થ** :

પછી પરત કરી દીધો અમે તેને નીચથી પણ નીચતમ હાલતમાં.

હવે જો કોઈ પૂછે કે :

ખાઈમાંથી નીકળવાનો શું રસ્તો છે ?

હવે કયાં જાય ?

હાં, એક જૌહર (રત્ન, ખૂબી) છે :

اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَلَهُمْ اَجْرٌ غَيْرُ مَمْنُوْنٍ

(سورۂ والتین، آیت:٦)



ભાવાર્થ :

જે લોકો ઈમાન લાવ્યા અને નેક અમલો કર્યા, તેમના માટે ત્યાં (જન્નતમાં) અનંત અજર (બદલો, વળતર) છે. [‘સૂરએ તીન’ : ૫]

## ૧૭૨ આપણા અધઃપતન અને પડતીની હદ

આજે આપણી કૌમ એવી નીચી કક્ષાએ પહોંચી ગઈ છે કે ઈસ્લામનો કોઈ જૌહર (રત્ન, ખૂબી) (મુસલમાનોમાં) જોવામાં નથી આવતો !

- ન સદાકત (સચ્ચાઈ) છે, ન અમાનત.
- ન અખ્લાક (સંસ્કાર) છે, ન અમલ.
- દરેક પ્રકારની બદઅખ્લાકી અને અપરાધો તેમનામાં (મુસલમાનોમાં) જોવામાં આવશે.
- ચોર, દગાબાઝ, ધુતારા, લુંટારા... બધાં મળશે ! અને
- નામો : અબ્દુર્રહમાન, મુહમ્મદ સુલતાન... વગેરે વગેરે !
- લાગણી પર સંયમ રાખવો અને ગુસ્સાને દબાવવાનું તો આવડતું જ નથી.
- બે શખ્સો વચ્ચે જરા બોલાચાલી થઈ કે એકે બીજાને ચાકુ હુલાવી

દીધો !

- ગુસ્સાનું સ્થાન શું છે ? અને ખૂશીનું સ્થાન શું છે ?

  એ જાણતા જ નથી !

- સાથી પર તો ગુસ્સો આવે છે પરંતુ નફસની શરારતો પર કયારેય ગુસ્સો નથી આવતો ! કારણ એ છે કે આપણને પોતાની હકીકત જ ખબર નથી.

يَآاَيُّهَا الْاِنْسَانُ مَا غَرَّكَ بِرَبِّكَ الْكَرِيْمُ

(سورۂ انفطار، آیت:٦)



**ભાવાર્થ** :

હે ઈન્સાન ! તને કઈ વસ્તુએ તારા તે માયાળુ પરવરદિગારથી ભગાવી દીધો ? ['સૂરએ ઈન્ફિતાર', આયત નં. : ૬]



قُتِلَ الْاِنْسَانُ مَآ اَكْفَرَهٗ، مِنْ اَيِّ شَيْءٍ خَلَقَهٗ، مِنْ نُّطْفَةٍ خَلَقَهٗ فَقَدَّرَهٗ، ثُمَّ السَّبِيْلَ يَسَّرَهٗ، ثُمَّ اَمَاتَهٗ فَاَقْبَرَهٗ، ثُمَّ اِذَا شَآءَ اَنْشَرَهٗ

(سورۂ عبس، آیت:١٧تا٢٢)

**ભાવાર્થ** :

(બેકદર) માણસનું મૃત્યુ થાઓ તે કેવો અપકારી છે ! (તે જોતો નથી કે) તેને કઈ વસ્તુથી બનાવ્યો ? વીર્ય બિંદુથી તેને ઉત્પન્ન કર્યો, પછી તે (ના અવયવો)ને અંદાઝથી બનાવ્યા, પછી તેના માટે માર્ગ સહેલો કરી દીધો. પછી (વય પૂર્ણ થતાં) તેનું તેને મૃત્યું આપ્યું (અને) પછી તેને કબરમાં મૂકાવ્યો. ફરી જયારે તે (અલ્લાહ) ચાહશે ત્યારે તેને

બીજી વાર સજીવન કરશે. ['સૂરએ અ–બ–સ' : ૧૭ થી ૨૨]

## ૧૭૩ હઝરત શૈખ સઅદી રહમતુલ્લાહિ અલયહિની એક ઓર હિકાયત

શૈખ સઅદી (રહમતુલ્લાહિ અલયહિ)એ હિકાયત લખી છે કે :

એક પ્રતિષ્ઠિત માણસે એક બુઝુર્ગ પાસે કંઈક પૈસા માંગ્યા. તેમણે કહ્યું કે અત્યારે મારી પાસે કંઈ નથી.

આ જવાબ સાંભળીને પેલો માણસ ગુસ્સે થઈ ગયો.

ત્યાં જ ઊભો થઈને એ બુઝુર્ગની નિંદા અને કૂથલી કરવા માંડયો.

તે કહેવા લાગ્યો કે :

- "આવા બુઝુર્ગ દેખાતા લોકોના ધોકામાં ન આવશો.
- એ જયારે મુરાકિબ થઈને અને ગરદન ઝુકાવીને બેસે છે ત્યારે મોટા બુઝુર્ગ હોવાનો ભાસ થાય છે, પરંતુ એ પોતાના શિકારની તાકમાં રહે છે.
- એ મસ્જિદમાં એટલા માટે આવે છે કે અહીં ઘણાં લોકો આવે છે; કોઈ મોટો શિકાર હાથ આવી જશે.
- એમને ઘરમાં શિકાર નથી મળતો. એટલે ખુદાના ઘરમાં (મસ્જિદમાં) શિકાર કરવા માટે આવે છે !"

વળી આગળ કહેવા લાગ્યો કે :

"કાફલા પર તો શેર મર્દ છાપો મારે છે; તે ખૂલ્લા મેદાનમાં પોતાની બહાદુરી દેખાડે છે, પરંતુ આ દુરવેશ દેખાતા લૂંટારા તો લોકોના ગજવા કાપે છે ! તેઓ પોતાની ગોદડીમાં સફેદ અને કાળા થીંગડા લગાવે છે, પરંતુ તેમાં સોનું છૂપાવી રાખે છે !"

વળી આગળ કહેવા લાગ્યો :

"એ ઈબાદતમાં તો ઘણાં કમજોર અને સુસ્ત દેખાય છે, પરંતુ નૃત્ય અને વજદ (મસ્તી)ની હાલતમાં ખૂબ જ ચુસ્ત (સ્ફુર્તિલા) અને જુવાન બની જાય છે !"

વળી આગળ કહેવા લાગ્યો :

"એ દેખાવે ઘણાં ઝઈફ અને કમજોર છે, પરંતુ એ હઝરત મૂસા અલયહિસ્સલામના અસા જેવા છે, જે અજગરો અને સાપોને ગળીને હજમ કરી જતો હતો અને છતાં એવો જ સૂકોને સૂકો પાતળો રહેતો હતો !"

વળી આગળ કહેવા લાગ્યો :

"ન એ મુત્તકી પરહેઝગાર છે ન આલિમ કે હકીમ છે. બસ, માત્ર એટલી વાત છે કે દીન મારફતે દુનિયા ખાય છે !"

વળી આગળ કહેવા લાગ્યો :

"તમામ સુન્નતોમાંથી તેમણે માત્ર બે જ સુન્નતો પસંદ કરી લીધી છે :

એક સુન્નતે કયલૂલ્લાહ (બપોરે જમીને ઉંઘવું);
બીજી સુન્નત સહેરીનું ભોજન કરવું.

પેલા બુઝુર્ગે જયારે પોતાની આ નિંદા અને કૂથલી સાંભળી તો ફરમાવ્યું કે :

"આ માણસે તો માત્ર પોતાની ધારણા અને અનુમાનના આધારે આ વાતો કહી છે, પરંતુ મને તો એનો યકીન હાસિલ છે, કારણ કે હું મારા અયબો અને દોષોને પોતે જોઉં છું.

એ બીચારાનો અનુભવ તો માત્ર એક વરસનો છે, કારણ કે એની મારી સાથેની મુલાકાતને એક વરસ કરતાં વધારે સમય થયો નથી. અને હું તો મારી ૭૦ (સિત્તેર) વરસની ઉંમરનો સંપૂર્ણ હાલ જાણું છું.

જો હશ્રના મેદાનમાં એ જ મારી વિરુદ્ધ ગવાહી આપશે તો મને ઘણો સંતોષ છે કે, મારી સાથે હશ્રમાં સારો જ વર્તાવ થશે; અને એટલે મને દોઝખનો ડર નથી."

## ૧૭૪ એક બુઝુર્ગની બેનફસી (નિસ્પૃહતા)

હઝરત શૈખ સઅદી (રહમતુલ્લાહિ અલયહિ) એક બીજી હિકાયત સંભળાવે છે કે :

હઝરત જુનૈદ બગદાદી (રહમતુલ્લાહિ અલયહિ) ઈદના દિવસે હમામમાં ગુસલ કરીને, સ્વચ્છ કપડાં પહેરીને બહાર નીકળ્યા. રસ્તામાં એક શખ્સે માળ ઉપરથી તેમના ઉપર કચરો ફેંકયો.

હઝરત જુનૈદ (રહમતુલ્લાહિ અલયહિ)એ ફરમાવ્યું કે :

"હું તો એના લાયક હતો કે મારા ઉપર પથ્થર પડે !
(હે અલ્લાહ ! ) તારી રહમત છે કે પથ્થરને મારા માટે કચરો બનાવી દીધો ! "

## ૧૭૫ અસલ બહાદુરી

દેશના વિભાજન (ઈસ્વીસન ૧૯૪૭) પછી અહીં (ભોપાલમાં) વાતાવરણ ઘણું તંગ હતું. મૌલવી નુઅમાન સાહબ (કયાંક) જઈ રહ્યા હતા. એક શખ્સે પાછળથી તેમને મુક્કો માર્યો. મૌલવી નુઅમાન સાહબે

પાછળ ફરીને જોયું અને પેલા શખ્સને એક લાત મારી. તે શખ્સ નીચે પડી ગયો. મૌલવી સાહબ આગળ ચાલતા થયા.

આ વાતનો ઉલ્લેખ ખાનકાહમાં થયો.

મૌલવી અબ્દુર્રશીદ સાહબ બેઠા હતા.

તેઓ કહેવા લાગ્યા કે :

“નુઅમાન મિયાં કોઈથી માર ખાય એવા નથી.”

મેં કહ્યું કે :

“અમે આપની બહાદુરી ત્યારે સમજતે કે, આપના ઉપર રંગ અને ગોબર નાંખવામાં આવતે, છતાં આપ ખામોશ ચાલ્યા આવતે.”



## ૧૭૬ કસમયનો ગુસ્સો બનેલો બનાવેલો ખેલ બગાડી નાંખે છે

નરમી જેટલું ઉમદા કામ આપે છે એટલું સખ્તી આપતું નથી. કવખતની તેઝી અને ગરમી બનેલો બનાવેલો ખેલ બગાડી નાંખે છે.

જેવી રીતે કુલ્સૂમ બયાંની મસ્જિદના કિસ્સામાં મુસલમાનો જીતેલો મુકદમો હારી ગયા. એની વિગતો આ પ્રમાણે છે :

- એક વખતે ફસાદીઓએ કુલસુમ બયાંની મસ્જિદ પર હુમલો કર્યો અને મસ્જિદને નુકસાન પહોંચાડયું.
- પોલિસ આવી. સ્થળ તપાસ કરી. બારીક નિરીક્ષણ કર્યુ.
- મુસલમાનો નિર્દોષ અને ફસાદીઓ દોષિત હોવાનું સાબિત થયું.
- પરંતુ કેટલાક મુસલમાનો જોશમાં આવી જઈને બદલો લેવાના

ઈરાદાથી જામિઅ મસ્જિદમાં ભેગાં થયાં અને વાતાવરણ તંગ થઈ ગયું.

- પોલિસને ખબર પડી. બરાબર રમઝાન મહિનામાં પોલિસે મસ્જિદ પર છાપો માર્યો.
- મોટી સંખ્યામાં મુસલમાનોને ગિરફતાર કરીને પોલિસ લઈ ગઈ.
- ઘણાં એ'તિકાફમાં બેઠેલાઓને પણ મસ્જિદમાંથી પોલિસ ઉઠાવી ગઈ અને તેમને જેલ ભેગાં કર્યાં !

મુસલમાનોએ કવખતનો જઝબહ અને જુસ્સો બતાવીને પોતે જ પોતાની બાજી બગાડી નાંખી !



આવા મોકા પર બદલો લેવાની કારવાઈ કરવાનું પરિણામ ઝિલ્લત અને પરેશાની સિવાય બીજું કંઈ નથી હોતું. એના બદલે બે રકા'ત નમાઝ પઢીને આ પ્રમાણે દુઆ કરતે તો બેહતર હતું.

اَللّٰهُمَّ اِنَّا نَجْعَلُكَ فِىْ نُحُوْرِهِمْ وَنَعُوْذُ بِكَ مِنْ شُرُوْرِهِمْ

<u>ભાવાર્થ</u> :

હે અલ્લાહ ! અમે તને આ (દુશ્મનો)ના મુકાબલામાં ઢાલ બનાવીએ છીએ અને એમની શરારતોથી તારી પનાહ માંગીએ છીએ.

## ૧૭૭ આપણું અધઃપતન (પડતી)

બીજી કોમ એટલી ઝલીલ (અપમાનિત અને અધમ) નથી થઈ જેટલા આપણે થયા છીએ.

અલ્લાહ તઆલાએ બની ઈસરાઈલને ફરમાવ્યું હતું કે :

"અમે તમારા ઉપર આટલા મોટા મોટા ઈનામો કર્યા, છતાં તમે નાફરમાની કરી !"

وَمَنْ يُّبَدِّلْ نِعْمَةَ اللّٰهِ مِنْ بَعْدِ مَا جَآئَتْهُ
فَاِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابُ

ભાવાર્થ :

અને જેણે બદલી નાંખી અલ્લાહની નેઅમતને, તો અલ્લાહ ખૂબ જ સખ્ત સઝા આપનાર છે.

આપણા (મુસ્લિમો)માં ચોર, ડાકૂ અને બધી બૂરાઈઓવાળા મોજૂદ છે, બીજી કોમવાળાઓમાં એવા ઓછા હશે.

બીરાગઢ [ભોપાલનો એક મહોલ્લો જેમાં બીજા વિશ્વ યુદ્ધ વખતે વિદેશીઓને કેદ અને નજરબંદ રાખવામાં આવ્યા હતા.]માં એક સિંધી સ્ત્રીએ કંઈક રકમ ભેગી કરી હતી. રાત પડી ગઈ. એક શખ્સ દીનદાર સૂરતવાળા અને નીચી (લાંબી) દાઢીવાળા હતા, તેને ત્યાં પેલી સ્ત્રીએ આશરો લીધો કે આ શખ્સ મુસલમાન છે અને દીનદાર છે. પેલા દીનદાર શખ્સે એ સિંધી સ્ત્રીનું રાતે ખૂન કરીને તેની રકમ લૂંટી લીધી.

આખરે ગિરફતાર થયો અને હજુ આજે પણ જેલમાં પડેલો છે.

## ૧૭૮ સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમની અસલ કરામત

હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી મિયાં નદવી સાહબ રહમતુલ્લાહિ અલયહિ લિખિત અરબી પુસ્તિકા **'બયનુલ્ જિબાયહ વલ હિદાયહ'** વાંચવામાં મને ઘણી મઝા આવી.

લોકો ઈસ્લામનો મોટો મુઅજિઝહ અને સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ અજમઈન)ની મોટી કરામત આ સમજે છે કે

હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિયલ્લાહુ અન્હુ)નું લશ્કર દજલા નદીને ઘોડાઓ ઉપર બેસીને પાર કરી ગયું અને છતાં ન કોઈ ડૂબ્યું કે ન કોઈની કોઈ વસ્તુ નાશ પામી.

પરંતુ હકીકતમાં ઈસ્લામનો મોટો મુઅજિઝહ અને સહાબએ કિરામ (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન)ની અસલ કરામત આ હતી કે,

એમની સમક્ષ દૌલતના દરિયા ધસી આવ્યા અને કૈસર તથા કિસરાના ખઝાના તેમના કદમોમાં ઠલવાયા, છતાં તેઓ એ દૌલતના દરિયામાંથી સાફ–સ્વચ્છ પાર નીકળી ગયા અને તેમનો દામન પણ ભીનો ન થયો !

## ૧૭૯ જનાઝામાં શામિલ થવું પણ રસ્મ બની ગઈ

મેં એક દોસ્તને કહ્યું કે, લોકો (ઔપચારિક રીતે) જનાઝામાં શામિલ થાય છે (પરંતુ હકીકતમાં) મને એક શખ્સ પણ જનાઝામાં શામિલ થતો દેખાતો નથી !

જનાઝામાં સહીહ શામિલ થવું આ છે કે :

આદમી એવું સમજે કે,

- આ જનાઝો ફલાણા શખ્સનો નથી, બલ્કે મારો જ પોતાનો જનાઝો છે. (હું જ મરણ પામ્યો છું ! )
- આ જનાઝાની નમાઝ મારી જનાઝાની નમાઝનું રિહર્સલ (Rehearsal) છે !

[હઝરતે આ જ 'રિહર્સલ' શબ્દનો ઉપયોગ કર્યો અને કેટલીયે વખત કેટલાયે મોકાઓ પર આ શબ્દનો ઉપયોગ ફરમાવતા રહ્યા.]

- પરંતુ અત્યારે મને જિંદગીની મુહલત (મુદત) મળી ગઈ છે.

મને કોઈએ કહ્યું કે :

"ફૈઝુલ્લાહખાંનો જહાંગીરાબાદમાં ઈન્તિકાલ થઈ ગયો."

મેં કહ્યું કે :

"એ વાત ગલત છે ! સહીહ વાત આ છે કે,

- હું મરી ગયો છું !
- આ મારા મોતના સમાચાર છે !
- આ મારી જ (જનાઝા)ની નમાઝ પઢાઈ રહી છે !

અને પછી કબર જોઈને સમજવું જોઈએ કે,

- મારા બધાં ઈરાદાઓ અને આરઝૂઓ દફન થઈ રહ્યા છે !

પરંતુ એનાથી વિરુદ્ધ મેં જોયું છે કે :

- જનાઝાની નમાઝ બા'દ દુઆના માટે બધાંએ હાથ ઉઠાવ્યા હતા, ત્યારે
- એક શખ્સ સિગારેટ પી રહ્યા હતા, તેણે સિગારેટ સહેજ ઝુકાવી દીધી કે જેથી સિગારેટ હોલવાઈ ન જાય, અને હાથ ઉઠાવીને દુઆ કરવા લાગ્યા ! દુઆ બા'દ પાછા સિગારેટ પીવામાં મશગૂલ થઈ ગયા !

મેં મુન્શી હલીમુદીનને કહ્યું કે :

"જુઓ ! મુર્દું સિગારેટ પી રહ્યું છે !
કબરની મિષાલ મુહલ્લએ ઉરૂસી (દુલ્હનના મહોલ્લાની) છે.
કામિયાબ તે જ છે જે ઈમાન સલામત લઈને (કબર)માં ગયો !

**બીરૂને ઘોર લાફે કરામત ચે મી કુની,**
**ઈમાં અગર બ ઘોર બરી સદ કરામત અસ્ત.**

<u>ભાવાર્થ</u> :

- મરવા પહેલાં પોતાની કરામતની ડંફાશ શાને મારે છે !
- ઈમાન સહિત કબરમાં જવું એ જ સાચી કરામત છે.

જો બારાત ઘણી ધૂમધામવાળી છે અને શાન–શોકત પણ ખૂબ છે, પરંતુ દુલ્હો લાયક નથી, તો બધું નકામું છે !

## ૧૮૦ ખિદમતમાં જે મઝા છે તે મખ્દૂમિય્યત (શેઠાઈ)માં નથી

ખિદમતમાં જે લુત્ફ (મઝા) છે તે મખ્દૂમિય્યતમાં (શેઠાઈ કરવામાં) નથી.

મારી કોઈએ ખિદમત કરી, તો એવું લાગે છે કે :

ખાવાનું તો ખાય રહ્યો છું, પરંતુ ફીકું !

અને મેં જયારે કોઈની ખિદમત કરી તો એવું લાગ્યું કે મેં ખૂબ જ સ્વાદિષ્ટ અને ચટપટી ચીઝ ખાધી !

## ૧૮૧ નફસની જાડાઈ (સ્થૂળતા)નું રહસ્ય

એક બુઝુર્ગે જયારે પોતાના નફસ વિષે ચિંતન કર્યું તો જણાયું કે એ ખૂબ જાડો થઈ ગયો છે !

તેમણે નફસને કહ્યું કે :

"મેં આટલા મુજાહદાઓ કર્યા, છતાં તું જાડો રહ્યો ?"

નફસે જવાબ આપ્યો કે :

"મારી જાડાઈનું કારણ આ છે કે :

જે કોઈ આપની પાસે આવે છે :

- તે આપની સામે ઝુકતો ઝુકતો આવે છે.

- લોકો બાદશાહની પણ એવી તઅઝીમ નથી કરતાં જેવી આપની તઅઝીમ કરે છે !
- કોઈ હાથ ચૂમે છે !
- કોઈ ચરણ ચૂમે છે !
- આપ જે ખોરાક ખાતા હતા તે આપના શરીરને પહોંચતું હતું.
- આ તઅઝીમ મારો ખોરાક છે ! એનાથી જ હું જાડો થઈ ગયો છું !

છેવટે બુઝુર્ગે એનો ઈલાજ કર્યો. તેમણે એવો ઉપચાર કર્યો કે નફસ પર ચોટ લાગી અને તેનો ઈલાજ થઈ ગયો. કિસ્સો લાંબો છે.

ગઈ કાલે ખત્મ બા'દ મેં કહ્યું કે :

"ફલાણા શખ્સના નિકાહ થશે અને હઝરત કુદવતુસ્સાલિકીન નિકાહ પઢાવશે !"

મતીઉલ્લાહ ખાન સાહબે પૂછયું કે :

"એ કોણ (બુઝુર્ગ) છે ?"

મેં કહ્યું કે :

"એ બુઝુર્ગ હું પોતે જ છું. લોકો મારા નામની આગળ એવા ઈલ્કાબ લખે છે કે મારો નફસ ફૂલાઈ જાય છે !"

મને તો પોતાના એક બાળકનું આ લખવું ઘણું પસંદ આવ્યું :

"મેરે અચ્છે મિયાં !"

જેના હાથને ચૂમવામાં આવે છે, તેને એહસાસ હોવો જોઈએ કે એના હાથમાં ઝખ્મ અને ફોડાં છે. એના પર મલમ અને ઝિંદા તિલસ્માત (તેલ) લગાવાવની જરૂરત છે !

## ચૌદમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૨૮, શવ્વાલ, ૧૩૮૭ હિજરીસન મુતાબિક ૨૯, જાન્યુઆરી, ૧૯૬૮ ઈસ્વીસન |
| સમય | : સવારે ૧૦ : ૩૦ થી ૧૨ : ૩૦ |
| સ્થળ | : ખાનકાહ શરીફ, ભોપાલ |
| હાજરજનો | : હંમેશ મુજબ. |



### ૧૮૨ કોઈ શખ્સ ખૂબીથી ખાલી નથી

ફરમાવ્યું :

કોઈ શખ્સ કમાલ (ખૂબી)થી ખાલી નથી.
ખૂબી દરેકમાં મોજૂદ છે.
કોઈમાં મંદતા સાથે હોય છે, પરંતુ હોય છે જરૂર.
દરેક શખ્સમાં જે ઈસ્તિઅદાદ (પાત્રતા) અને ક્ષમતા હોય છે,
તે શરૂઆતમાં જોવામાં નથી આવતી.

જો કોઈ શખ્સ કહે કે : આ બીજમાં દસ હજાર ફળો અને દસ લાખ પાંદડાં છે, તો કોણ માનશે ?

અહલે બાતિન (અંતરદષ્ટિ ધરાવનારા બુઝુર્ગો) આ ખૂબી અને છૂપી પાત્રતા જોઈને દરેક શખ્સનું સન્માન કરે છે.

જેમ કે, કિસ્સો છે :

દિલ્હીમાં એક બાંકે (ફેન્સી અને ફેશનેબલ) શખ્સ હતા. દાઢી મૂંડાવેલી હતી. શરીર પર અંગરખો અને શિર પર તિરછી ટોપી તેમજ

ઘૂંટીની નીચે પાયજામો પહેરીને હઝરત શાહ ગુલામ અલી સાહબ (રહમતુલ્લાહિ અલયહિ)ની ખિદમતમાં હાજર થયા.

હઝરત તેની તઅઝીમ (સન્માન)ના માટે ઊભા થઈ ગયા, અને ઘણી ઈઝઝતની સાથે બેસાડયા. લોકોને ઘણી નવાઈ લાગી કે હઝરત મોટા મોટા રઈસો અને આલિમોના માટે ઊભા નથી થતાં, તો આ શખ્સમાં શું ખૂબી જોઈ કે, તેની આટલી તઅઝીમ કરી !

પેલા શખ્સે એક કાગળ કાઢીને કહ્યું કે :

"આ હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં (રહમતુલ્લાહિ અલયહિ)નો પત્ર છે."

હઝરતે ફરમાવ્યું કે :

"મને એના અનવાર મેહસૂસ થયા."

તો જેવી રીતે પેલા શખ્સના ગજવામાં હઝરત મિરઝા સાહબ (રહમતુલ્લાહિ અલયહિ)નો પત્ર છૂપાયેલો હતો, છતાં તેના અનવાર હઝરત શાહ ગુલામઅલી સાહબ (રહમતુલ્લાહિ અલયહિ)ને મેહસૂસ થયા, તે જ પ્રમાણે ઈન્સાનની અંદરનું ઈમાન અથવા તેની કુદરતી શકિત અથવા તેની છૂપી ખૂબી, તેની તઅઝીમ અને એહતિરામ પર મજબૂર કરે છે.

હું હૈદરાબાદમાં જલાલી પઢવાના માટે એક સાહબના પાસે જતો હતો. તેમનામાં ઘણી કમજોરીઓ હતી. લોકો મને ઘણાં સમજાવતા અને કહેતા કે :

"આપે ઘણી ગલત પસંદગી કરી."

હું કહેતો હતો કે :

તેમનામાં ઘણી ખરાબીઓ છે, પરંતુ અલ્લાહે તેમને એક

કમાલ (ખૂબી) પણ આપ્યો છે.

સૂરએ 'તલાક'ની આયત નંબર : ૩ નો ભાવાર્થ એ જ છે :

وَيَرْزُقْهُ مِنْ حَيْثُ لَا يَحْتَسِبُ ('سورۂ طلاق'، آیت:۳)

<u>ભાવાર્થ</u> :

અને (અલ્લાહ તઆલા) તેને એવી જગ્યાથી રોઝી પહોંચાડે છે જયાંથી તેને (રોઝી મળવાનો) ખ્યાલ પણ હોતો નથી.

## ૧૮૩ કહેનારાએ કઈ હાલતમાં અને કયા મોકા પર અમુક શબ્દો કહ્યા છે, તે જાણવાથી તેનો સાચો ભાવાર્થ સમજી શકાય છે

ફરમાવ્યું :

શબ્દોનો સાચો ભાવાર્થ, કહેનારાની હાલત અને મોકો જોયા પછી જ થઈ શકે છે.

કોઈ સાહેબને ત્યાં એક વિદેશી નોકર હતો. તે અહીંની ભાષા સારી રીતે સમજતો ન હતો.

એના શેઠ એક વખતે સંડાસમાં હતા.

શેઠે પોતાની ભાષામાં કહ્યું :

"પાણી લાવો !"

વિદેશી નોકરને સમજ ન પડી એટલે તેણે ત્યાં હાજર એક શખ્સને પૂછયું કે :

"શેઠે મને શું કહ્યું ?"

પેલા શખ્સે લોટાની તરફ ઈશારો કરીને કહ્યું કે :

"એમાં પાણી લઈ જાઓ."

તે બીચારો સમજયો કે, શેઠની ભાષામાં "પાણી લાવો"નો ભાવાર્થ હંમેશા લોટામાં પાણી લઈ જવાનો જ થાય છે.

એક દિવસ શેઠ ખાવા બેઠા હતા.

શેઠે કહ્યું :

"પાણી લાવો !"

નોકર સંડાસના લોટામાં પાણી લઈને ગયો.

લોકોએ તેને ઠપકો આપ્યો અને કહ્યું કે :

"ગ્લાસમાં પાણી લઈને આપો."

નોકર સમજયો કે, હવે શેઠની ભાષામાં "પાણી લાવો" શબ્દોનો ભાવાર્થ ગ્લાસમાં પાણી આપવું થાય છે.

એક દિવસે શેઠે ફરી પાછું સંડાસમાંથી પાણી માંગ્યું. નોકર હવે ગ્લાસમાં પાણી લઈને ગયો !

એ જ હાલત ભલભલા સમજદાર લોકોની છે.

<u>**અનુવાદકની નોંધ**</u> :

**'વહદતુલ્ વુજૂદ'** (એ સુલૂકના એક મકામનું નામ છે, ગુજરાતીમાં એને 'અદ્વૈત' કહે છે. એની વિસ્તૃત સમજૂતી 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં ત્રીજા વિભાગના પાંચમાં પ્રકરણ : 'વિલાયતે સુગરા'માં આપેલી છે.)

અને બીજા મોટા મોટા વિવાદી શબ્દોનો સાચો ભાવાર્થ એ શબ્દો બોલનારની હાલતને સમજવા વગર સમજી શકાતો નથી.

જોવું એ જોઈએ કે :

- કહેનારે જયારે આ શબ્દો કહ્યા ત્યારે તે કયા મકામ પર હતો ?
- તેના પર કઈ હાલત તારી હતી ?
- તેની શી કૈફિયત હતી ?

જો મોકા વગર, કોઈ શબ્દો બોલવામાં આવે, તો તેનાથી કોઈ ફાયદો મેળવી શકાતો નથી.

એક શખ્સે મહેતરાણીને કહ્યું :

"હે મહેતરાણી ! તારા ઝાડૂ મારવાના કારણે મારું દિમાગ પરેશાન થઈ ગયું છે !"

તે બીચારીને કંઈ સમજ ન પડી.

બીજા શખ્સે તેને કહ્યું કે :

"હળવે હળવે ઝાડૂ માર. ધૂળ આવે છે."

કોઈએ એક ગામડિયાને પૂછયું :

"આપના પ્રદેશમાં આ વરસે મેઘાંડંબર થયો કે નહિ ?"

પેલા ગામડિયાને કંઈ સમજ ન પડી.

એક માણસે તેને કહ્યું કે :

"તેઓ પૂછે છે કે, તમારા ગામમાં વરસાદના છાંટા પડયા કે નહિ ?"

તો તે તરત સમજી ગયો.

## ૧૮૪ સુલૂકનો મકસદ યકીન હાસિલ કરવું છે

એક બુઝુર્ગે પોતાના એક મુરીદને ખિલાફત આપી.

તે પછી તેને પૂછયું કે :

"જાણો છો, તસવ્વુફનો સારાંશ શું છે ?

ખ્યાલને પુખ્ત (દઢ) કરવું."

મેં કહ્યું :

"એનું નામ તો જુનૂન (ગાંડપણ, પાગલપણ) છે. મજનૂં (પાગલ)ના દિલમાં પણ એક વાત દઢ થઈ જાય છે, અને તેને જ તે કહેતો રહે છે."



કેટલાક લોકો એક શખ્સને લઈને અહીં આવ્યા.

પેલા શખ્સે કહ્યું :

"હઝરત ! મને અહીં લાવનારા આ મારા ભાણેજ અને ભત્રીજા મને દીવાનો સમજે છે, જો કે હું દીવાનો નથી. હું તો કહું છું કે, જમીન ઉપર જયારે હું બે આંગળીઓ મૂકું છું તો હાલવા લાગે છે ! જુઓ, મેં આ આંગળીઓ મૂકી છે. એ હાલી કે નહિ ? "

રામપૂરના એક શખ્સ અહીં બેઠા હતા. તેમણે કહ્યું :

"હાં, જમીન હાલી રહી છે ! "

એ જ મેસ્મેરિઝમ (Mesmerism વશીકરણ, મોહિની વિદ્યા)માં થાય છે. ધ્યાનને કોઈ એક સ્થાને કેન્દ્રિત કરીને શકિત પેદા કરી લેવામાં આવે છે. પછી તેનાથી પરિવર્તનો થવા લાગે છે. બસ.

મેં કહ્યું કે :

સુલૂકનો હેતુ યકીન હાસિલ કરવું અને પોતાની સમજને ઠીક

કરવું મકસૂદ (અપેક્ષિત) હોય છે. હકીકતો મોજૂદ છે, તેના પર યકીન પેદા કરવો છે.

કુર્આન શરીફમાં છે :

تُسَبِّحُ لَهُ السَّمٰوٰتُ السَّبۡعُ وَالۡاَرۡضُ وَمَنۡ فِيۡهِنَّ ؕ وَاِنۡ مِّنۡ شَىۡءٍ اِلَّا يُسَبِّحُ بِحَمۡدِهٖ وَلٰـكِنۡ لَّا تَفۡقَهُوۡنَ تَسۡبِيۡحَهُمۡ

(سورۂ بنی اسرائیل، آیت:۴۴)

<u>ભાવાર્થ</u> :

"દુનિયાની દરેક ચીઝ અલ્લાહની હમ્દ અને તસ્બીહ કરે છે, પરંતુ તમે લોકો તેની તસ્બીહને સમજતા નથી."

['સૂરએ બની ઈસરાઈલ' : ૪૪]



## ૧૮૫ ઈસ્લામનું કરારનામું

ફરમાવ્યું કે :

એક વખતે હું દિલ્હી ગયો હતો. ત્યારે ત્યાં સખ્ત જળરેલ અને ધરતીકંપ થયા હતા. કાંથ (મેરઠ જિલ્લાના બાગીબ તાલુકાના એક કસ્બાનું નામ છે)ના સ્નેહીઓ આગ્રહ કરીને મને દિલ્હીથી પોતાને ત્યાં (કાંથ) લઈ ગયા.

ત્યાં જઈને બે અફસોસનાક વાતો જાણવા મળી.

એક આ કે કાંથ અને રેટોલ બન્ને ગામના વાસીઓ એક બીજાના સગા–સ્નેહીઓ છે, પરંતુ બન્ને ગામવાસીઓમાં સખ્ત દુશ્મની છે અને પરસ્પર સંબંધો તોડી નાંખેલા છે. આ ગામનો આદમી પેલા ગામમાં નથી જઈ શકતો. ત્યાંનો આદમી અહીં નથી આવી શકતો. આપસમાં કરાર કરેલાં છે કે, એક બીજાના જનાઝામાં પણ

શરીક નહિ થઈશું !

બીજી મુસીબત આ હતી કે, એક શરીફ ખાનદાનની બે યુવાન છોકરીઓ હતી. તેમની ઉંમર મર્યાદા ઓળંગી રહી હતી, છતાં હજુ શાદી વગર બેઠી હતી. જો એક જગા તેનો રિશ્તો કરવાનો ખ્યાલ થાય છે તો એક બુઝુર્ગ અને સગા કહે છે કે, તેના જનાઝામાં હું શરીક નહિ થઈશ. જો બીજી જગાએ રિશ્તો કરવાનો ખ્યાલ થાય છે તો બીજા બુઝુર્ગ કહે છે કે, હું જનાઝામાં શરીક નહિ થઈશ.

ઘણી જગાઓથી પયામ (માંગા) આવતા હતા અને નામંઝૂર થઈ જતા હતા. કેટલાક લોકોએ મને આ પરિસ્થિતિ બતાવી અને વઅઝ અને નસીહતની ફરમાઈશ કરી.

એક જગાએ બન્ને ગામોના લોકો ભેગા થયા હતા. મેં વઅઝ કહેવી શરૂ કરી. સૌ પ્રથમ કોલ–કરારનું મહત્ત્વ, તેને પૂરો કરવાનો શરઈ હુકમ અને તા'કીદ બયાન કરી.

સમાધાનનું વાતાવરણ અને ભાવના પેદા થવાની આશાએ જે લોકોએ પોતે મને વઅઝ કરવાની ફરમાઈશ કરી હતી તેમને મારી વાતો સાંભળીને ઘણી નવાઈ લાગી !

તેમને મનમાં થયું કે, આ કોલ–કરારે જ તો બન્ને ગામના લોકો વચ્ચે આટલી દુશ્મની પેદા કરી છે અને કોલ–કરારનું મહત્ત્વ જ હઝરત બયાન કરી રહ્યા છે !

કોલ–કરાર અને વચન આપવાની વાતનું સ્પષ્ટ બયાન કર્યા પછી મેં વઅઝમાં હાજરજનોને પૂછયું કે :

- આજે એક શખ્સ એવું વચન આપે છે કે :
  - ☐ હું ફલાણા શહેરમાં જઈશ નહિ અને
  - ☐ હું ફલાણા આદમી સાથે વાત કરીશ નહિ.

- કાલે એ જ શખ્સ જો એવું વચન આપે કે :
  - ☐ હું એ શહેરમાં જઈશ અને
  - ☐ હું એ આદમીને મળીશ.
- આ બન્ને વચનો પરસ્પર વિરુદ્ધ છે. તો કયા વચનનો લિહાઝ કરવો અને પાલન કરવું જરૂરી છે ?

લોકોએ કહ્યું કે :

"પહેલા વચનનું પાલન કરવું જરૂરી છે."

મેં કહ્યું કે :

હવે આપ લોકો વિચાર કરો કે, આપનું પહેલું વચન શું છે ?

કુર્આન શરીફમાં આવે છે :

اَلَمْ اَعْهَدْ اِلَيْكُمْ يٰبَنِيْٓ اٰدَمَ اَنْ لَّا تَعْبُدُوا الشَّيْطٰنَ ۚ
اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ (سورۂ یٰس، آیت:۶۰)

<u>ભાવાર્થ</u> :

હે આદમની ઔલાદ ! મેં તમને તા'કીદ કરી ન હતી (તમારાથી વચન લીધું ન હતું) કે, તમે શયતાનની પૂજા અને બંદગી કરશો નહિ, તે તમારો ખુલ્લો દુશ્મન છે ? ['સૂરએ યા–સીન' : ૬૦]

- જે વચન આ દુનિયામાં આવવાથી પહેલાં, આલમે અરવાહ (આત્મા જગત)માં અલ્લાહ તઆલાને આપ્યું હતું તેની પાબંદી અને પાલન જરૂરી છે.
- જે વચન આપે અહીં દુનિયાના લોકોને થોડા દિવસ પહેલાં આપ્યું છે તેનું પાલન કરવું જરૂરી છે ?
- લોકોના સમજમાં વાત આવી ગઈ.

- મુખાલિફત અને જુદાઈ દૂર થઈ ગઈ.
- વર્ષો પછી એક કસ્બાના લોકો બીજા કસ્બાના લોકોની સાથે મળ્યા !
- જુદાઈના આ લાંબા સમયગાળામાં બાળકો સમજદાર થઈ ગયા હતા.
- કોઈએ પોતાના ભાણેજને જોયો ન હતો.
- કોઈએ પોતાના ભત્રીજાને જોયો ન હતો !
- બધાં એક બીજાથી ગળે મળી રહ્યા હતા અને બાળકોને બતાવતા હતા કે,

☐ આ તમારો ભાણેજ છે,
☐ આ તમારો ભત્રીજો છે !

મતલબ કે બંને કસ્બાઓમાં મિલાપ થઈ ગયો.

હવે પેલી પરણવા લાયક કન્યાઓની માતાએ પોતાને બૈઅત (મુરીદ કરવા)ની ખ્વાહિશ મારી સમક્ષ કરી.

મેં કહ્યું :

"તમે નમાઝ, રોઝહ કરો છો, તે કાફી છે. મુરીદ થવાની જરૂર નથી."

તેમણે કહ્યું :

"અમારાથી શી ભૂલ થઈ છે કે, અમને મુરીદીમાં કબૂલ કરવામાં નથી આવતા ? "

મેં કહ્યું :

"મુરીદ થવા પછી મારી દરેક વાત તમારે માનવી પડશે."

તેમણે કહ્યું :

"અમને મંજૂર છે."

મેં તેમને મુરીદ કરી. અને તે પછી કહ્યું કે :

"હવે હું તમારી કન્યાઓની શાદી કરીશ. જયાં જયાંથી પયામ (માંગા) આવેલાં છે, તેની માહિતી મને આપો."

મેં તેમના નામો અને તેમનો પરિચય અને વિગતો જાણી લીધી.

હું એક બાગ (વાડી)માં કેટલોક સમય એકાંતમાં એકલો વીતાવતો હતો. ત્યાં જઈને મેં એના પર વિચાર કર્યો. અને જેમના પયામ (માંગા) આવ્યા હતા તેમાંથી બે છોકરાઓની પસંદગી કરી લીધી.

જાણવા મળ્યું કે જેમના પયામ રોકવામાં આવ્યા હતા. તેમણે જયારે આગ્રહ અને યાદ અપાવવાના પત્રો લખ્યા તો તેમને લખી દેવામાં આવ્યું કે,

"જો તમારે ટપાલખાતાને ફાયદો કરાવવો જ છે તો એમ જ રૂપિયા આપી દો. અમે તમારા પત્રો વાંચવા વગર જ સળગાવી દઈએ છીએ."

મેં કહ્યું કે :

"તેમને તાર (ટેલીગ્રામ) કરીને અહીં બોલાવી લો."

તે દુલ્હાઓ અને તેમના પિતા આવ્યા. મેં તત્કાલ નિકાહનું એ'લાન કરાવી દીધું. અત્યંત સાદાઈથી નિકાહ થઈ ગયા.

મહેરનો સવાલ આવ્યો. દુલ્હાઓના પિતા મહેરે ફાતિમી આપવા તૈયાર થયા.

મેં કહ્યું કે :

"ના, મહેરે ફાતિમી નહિ, બલ્કે મહેરે મિસ્લ, જે આ દુલ્હનોની માતાઓની હતી, તે જ રાખો."

તેમણે કહ્યું કે :

"મહેરે ફાતિમી તો સુન્નત છે !"

મેં કહ્યું :

"હઝરત ફાતિમા (રદિ.)ની મહેર અદા કરવી હતી, તો હઝરત અલી મુરતઝા (રદિ.)ની શિકલ પણ બનાવવી હતી. દુલ્હાઓને જુઓ, તેમની સૂરતો શરીઅતના ખિલાફ છે. શું હઝરત અલી મુરતઝા (રદિ.)ની એ જ સૂરત અને સુન્નત હતી ? "

ગરઝ કે નિકાહ થઈ ગયા.

મેં કહ્યું કે :

"શાદીમાં આપ કેટલા રૂપિયા ખર્ચ કરતે ? "

કહેવા લાગ્યા :

"બારાત આવતે. હજાર–દોઢ હજાર રૂપિયા ખર્ચ થઈ જતે."

(આ બનાવ આશરે પચાસ વરસ પહેલાંનો છે. એ વાચકો ધ્યાનમાં રાખે.)

મેં કહ્યું :

"હવે એ હજાર (રૂપિયા) અમારી દુલ્હનોના માટે અમાનત છે."

એ રૂપિયા દુલ્હનોને આપી દેવામાં આવ્યા.

## ૧૮૯ અમ્બિયા અલયહિમુસ્સલામ અને મશાઈખ અને મુરશિદોના કામની મિષાલ

ફરમાવ્યું :

એક વાત આજે અરજ કરવી છે.

કાલે ઘણાં લોકો હતા.

અરજ કરવાની વાત આ છે કે :

હવા, તેલ અને (દીવાની) વાટ ત્રણે અલગ અલગ ચીઝો છે. એ ત્રણેના મળવાનું નામ રોશની રાખવામાં આવ્યું છે. રોશની આસમાનથી નથી આવતી.

જયારે તેલ અને વાટ મળે છે અને તેમને ગરમી મળે છે, અને સળગાવનારી હવા (ઓકસીજન, પ્રાણવાયુ) તેમને મળે છે તો તે વાટ રોશન થાય છે (અને જયોત બને છે.) પરંતુ આગને બૂઝાવનારી હવા (કાર્બન ડાયોક્સાઈડ)થી એની હિફાઝત કરવી જરૂરી છે.

અમ્બિયા અલયહિમુસ્સલામનો એહસાન એ જ છે કે, તેઓ રોશની પેદા કરી દે છે. એનું ઉદાહરણ આ પ્રમાણે સમજો કે :

એક શખ્સ આપને એક અંધારા મકાનમાં લઈ જાય છે. તે આપનો હાથ પકડીને ત્યાંની ચીઝો સ્પર્શથી બતાવે છે. દસ–વીસ ચીઝો તેણે આપને બતાવી. ખબર નથી, હજી મકાનમાં બીજી કઈ કઈ ચીઝો છે ! જો તમને દસ ચીઝોની જાણ થઈ તો પચાસ ચીઝોની ખબર નથી !

એક બીજો શખ્સ આવ્યો અને તેણે વીજળીનું બટન દબાવ્યું. આખું મકાન રોશન થઈ ગયું. હવે આપ પોતાની આંખોથી બધી વસ્તુઓ જોઈ લેશો. એની જરૂરત ન રહેશે કે, હાથ પકડીને બતાવવામાં આવે.

એ જ હાલત સુલૂકની છે. શૈખ (પીર) આપની આંગળી પકડીને ચલાવે છે અને હાથ પકડીને પાંચ–દસ ચીઝો બતાવે છે. આપ આપના પીર અને મુરશિદની તા'રીફ કરો છો કે :

"અમે તેમની મહેરબાનીથી આટલી ચીઝો જોઈ !"

બીજા દિવસે પીરે આપને બીજી કેટલીક ચીઝો બતાવી દીધી.

આપે કહ્યું કે, સુલૂક તય થઈ ગયો !

કુર્આન મજીદ અને અમ્બિયા (અલયહિમુસ્સલામ)એ શું કર્યું ? વાટને સળગાવી દીધી. હવે બધું રોશન થઈ ગયું.

દરેક શખ્સની ઝાતમાં રોશનીનો પૂરો સામાન છે.
દરેકની વાટ દરેકની પાસે છે.
લોહી, મહેનત અને ઈબાદતો એનું તેલ છે.
આ લોહી તે છે જે સળગવાથી વધે છે.
આગ બુઝાવનારી હવાથી હિફાઝત જરૂરી છે.
અર્થાત્ કુફ્રથી અને ગુનાહોથી અને દુનિયાની ચાહતથી પરહેઝ જરૂરી છે.

બધાંનો સર્વ સંમત મસ્અલો છે કે, ઈન્સાન મૌજૂદાત (મખ્લૂકાત)નો ખુલાસો (સાર, નિચોડ) છે. દુનિયામાં જે કંઈ ઈન્સાનની બહાર છે તે તેની (ઈન્સાનની) અંદર પણ છે.

ફરમાવ્યું :

મારી અંદર મુહબ્બતનું તત્ત્વ શરૂઆતથી જ છે. સુંદર અવાજ અને સુંદર શએર (કાવ્ય પંક્તિ)થી મારા પર ઘણો પ્રભાવ પડે છે. કેટલીક વખતે એક જ શએર (પંક્તિ) કેટલાયે દિવસો સુધી ઝબાન પર જારી રહે છે.

હકીમ અબૂ હબીબ સાહબ ફરમાવ્યા કરતા હતા કે :

"તમારા પર ચિશ્તિય્યતનો રંગ ગાલિબ (પ્રભાવી) છે."

હું હૈદરાબાદમાં એક કહવાખાના (રેસ્ટોરન્ટ)ની પાસેથી પસાર થઈ રહ્યો હતો. એક છોકરો આ શએર પઢતો હતો :

**મેરી લહદ પે કોઈ પર્દાપોશ આતા હૈ,**
**ચિરાગે ગોરેગરીબાં સબા સજહા દેના !**

પ્રથમ મિસરા (અર્ધ પંક્તિ) (નો ભાવાર્થ) તો મારી સમજમાં આવ્યો. બીજા મિસરાનો ભાવાર્થ પૂરી રીતે સમજમાં નહિ આવ્યો.

મારા કેટલાક બેતકલ્લુફ દોસ્તો સય્યિદ ઉમર સાહબના મઝાર પર મને પકડીને લઈ ગયા. ત્યાં ઉર્સ હતો. કવ્વાલ પેલો જ શઅેર પઢતો હતો. મારા મગજમાં વીજળીની જેમ એ શઅેરનો ભાવાર્થ ઝબકી ગયો.

- બુઝુર્ગાને દીન આ જિસ્મ (શરીર)ને લહદ (કબર) કહે છે.
- તેઓ શરીરની તરફ ધ્યાનિત નથી થતા.
- જેવી રીતે આપ કબર પર જઈને માટીની તરફ ધ્યાનિત નથી થતાં.
- કબરવાળાની રૂહની તરફ ધ્યાનિત થઈને આપ ફાતિહા પઢો છો.
- મતલબ આ છે કે, દુનિયાનો ચિરાગ જ્યાં સુધી બુઝાય નહિ, પેલા અનવાર પહોંચી શકતા નથી.

## ૧૮૭ શાદીઓમાં બધાંને બોલાવવામાં આવે છે, માત્ર અલ્લાહ અને રસૂલને રુખ્સત કરી દેવામાં આવે છે !

ફરમાવ્યું :

શાદીઓમાં બધાંને બોલાવવામાં આવે છે, માત્ર અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને રુખ્સત (વિદાય) કરી દેવામાં આવે છે !

માત્ર શાદીના સમયમાં તેઓ (અલ્લાહ અને રસૂલ) બહાર રહે છે. તે પછી તેમની સાથે ફરી પાછો વ્યવહાર સ્થાપિત કરી લેવામાં આવે છે !

**સંપાદકની નોંધ :**

આ જમાનો (શવ્વાલનો મહિનો) ભોપાલમાં પુષ્કળ

શાદીઓનો જમાનો હોય છે, કારણ કે ઘણાં જાહિલ લોકો ઝીકઅદહ મહિનામાં (જેને ખાલી મહિનો કહે છે.) શાદી વગેરે કરતાં નથી. આ વખતે પણ શાદીઓનું જોર હતું. મજલિસોમાં સતત એવા લોકો આવતા રહેતા હતા, જેમનો સંબંધ એ પ્રસંગોની સાથે હોય. એટલા માટે આ વાત વારંવાર (હઝરત) દોહરાવતા રહેતા હતા.

## ૧૮૮ નમાઝ, રોઝહની સાથે બેપર્દગી અને અલ્લાહની નાફરમાની

ફરમાવ્યું :

ઘણાં લોકો એવા છે કે, નમાઝ પણ ચાલુ છે, અલ્લાહની સાથે વાસ્તો પણ છે, પરંતુ ઘરમાં બેપર્દગી વધી રહી છે અને તેમને કંઈ પરવા નથી. હવે આ વાત એટલી હદે વધી ગઈ છે કે, જાણે મુસલમાનમાં પરદો કોઈ ચીઝ ન નથી ! ઓરતો નિડર અને નિર્લજ્જ રીતે મોઢું ખોલીને ફરે છે ! હદીષ શરીફમાં એવી બેહયાઈ (નિર્લજ્જતા)ના માટે ઘણાં સખ્ત શબ્દો આવ્યા છે !

કુર્આન મજીદમાં અલ્લાહના હુકમનો અનાદર કરનારાઓના માટે ઘણાં સખ્ત શબ્દો છે !

وَاَمَّا الَّذِيْنَ فَسَقُوْا فَمَاْوٰهُمُ النَّارُ (سورۂ سجدہ، آیت:۲۰)

**ભાવાર્થ :**

જે લોકોએ નાફરમાનીનો માર્ગ અપનાવ્યો, તેમનું ઠેકાણું દોઝખ છે. [સૂરએ 'સિજદહ', આયત નં. : ૨૦]

કેટલીક વખતે દવાખાને જવાનું થયું. મેં જોયું કે, કેટલાક તરક્કી પસંદ (પ્રગતિશીલ) લોકો પોતાની બીવી યા બેટીનો ડોકટરની સાથે

પરિચય કરાવે છે અને તેણી ડોકટરની સાથે હાથ મેળવે છે !

કુર્આન મજીદે તમામ મુસલમાનોને 'ઉમ્મતે વાહિદહ' કહી છે.

إِنَّ هٰذِهٖٓ اُمَّتُكُمْ اُمَّةً وَّاحِدَةً (سورۂ انبیاء، آیت:۹۲)

<u>ભાવાર્થ</u> :

બેશક, એ લોકો તમારી જ ઉમ્મતના હોઈ સૌ એક ઉમ્મત છે.
[સૂરએ 'અમ્બિયા', આયત નં. : ૯૨]

એમાં વહદત (અનન્યતા) છે. અને વહતદ (અનન્યતા)માં કસરત (પુષ્કળતા, વિપુલતા) છે. એટલા માટે આ બધું આપણા જ આ'માલ અને આપણી જ કમજોરીઓ છે અને આપણે એના પર શરમાવું જોઈએ.

હઝરત શૈખ સઅદી રહમતુલ્લાહિ અલયહિએ ગલત નથી કહ્યું :

**બની આદમ ઉઝ્વએ યક દીગરન્દ;**
**ચૂં દર આફરીનશ ઝ યક જવહરઅન્દ.**
**ચૂં ઉઝ્વે બ દર્દ આવર્દ રોઝગાર;**
**દીગર અઅઝારા ન માનન્દ કરાર.**

<u>ભાવાર્થ</u> :

આખી માનવજાત એક જ મૂળ તત્ત્વ માટીમાંથી બનેલી છે. બધાં માનવો એક જ શરીરના વિવિધ અંગો જેવા છે. જયારે શરીરના કોઈ એક અંગમાં દર્દ (દુઃખાવો, પીડા) થાય છે ત્યારે શરીરના બીજા અંગો પણ બેચેન થઈ જાય છે.



ભોપાલમાં બેપર્દગી સતત વધતી દેખાય છે. ઈતિહાસથી

જાણવા મળે છે કે :

જે કોમમાં બેપર્દગી સામાન્ય થઈ ગઈ હતી અને બેહયાઈ (નિર્લજજતા) વધી ગઈ હતી, તે કોમનું ઝડપથી પતન થયું હતું અને છેવટે તે કોમ તબાહ થઈ ગઈ હતી.

કુર્આન મજીદના અવલોકનથી જાણવા મળે છે કે,

કાફિરોના અમલ અને અયોગ્ય વર્તન–વ્યવહારથી અલ્લાહનો ગઝબ (ગુસ્સો) એટલો હરકતમાં નથી આવતો, જેટલો મુસલમાનોની નાફરમાનીઓઅને અયોગ્ય વર્તન–વ્યવહારથી આવે છે. એટલા માટે કાફિરોના વિષે તો કહી દેવામાં આવ્યું છે :

> "તેમને છોડી દો ! એ લોકો બાતિલ (વ્યર્થ) કામોમાં લાગ્યા છે. ખેલ–તમાશાએ અને બાતિલ આરઝૂઓએ તેમને ગાફિલ રાખ્યા છે. તેઓ ટૂંકમાં જાણી લેશે. અર્થાત્ તેમનો હિસાબ આખિરતમાં પૂરો કરવામાં આવશે." [કુર્આન મજીદ]

પરંતુ મુસલમાનોને એવી મુહલત નથી મળતી. નાફરમાનીઓને દૂર કરીને ઈબાદત કરવી જોઈએ. જંબી (બદન નાપાક) હોવાની હાલતમાં નમાઝ પઢવું ગુનાહોને વધારે છે.

## ૧૮૯ દરેક મુશ્કિલ આસાન છે અને દરેક આસાની મુશ્કિલ છે

ફરમાવ્યું કે :

મુશ્કિલથી મુશ્કિલ ચીઝ પણ નફાની આશા અને ફાયદાની ઉમ્મીદમાં આસાન થઈ જાય છે. આ બધી બાબતો કસબી (પુરુષાર્થ વડે પ્રાપ્ત થતી બાબતો) છે. મુશ્કિલ પણ આસાન છે, અને આસાન પણ મુશ્કિલ છે.

એક શખ્સ તમને કહે છે કે,

"આ પથ્થરો જે અહીં પડયા છે તેને મારા ઘરે પહોંચાડી દો!"

પથ્થરો ખૂબ ભારી છે, અંતર ઘણું દૂર છે અને સખ્ત તડકો તથા ગરમીનો સમય છે.

આપ જવાબ આપો કે,

"આ કામ તો કયામત સુધી મારાથી ન થશે!"

પેલો શખ્સ તમને કહે છે કે,

"ઠીક છે. પરંતુ આ પથ્થરોને મારા ઘરે પહોંચાડી દેવાનું ઈન્આમ યા મઝદૂરી તમને એક લાખ રૂપિયા આપીશ."

હવે આપ કહેવા લાગશો કે:

"એવું છે તો હું જ પહોંચાડી દઈશ."

જો તમને કહેવામાં આવે કે, નહિ, તમે નહિ, બીજો કોઈ પહોંચાડી દેશે. તો આપ નહિ માનશો. અને કોઈના માટે પણ પોતાનો હક છોડવા તમે તૈયાર નહિ થશો.

એ જ પર્દહ અને બેપર્દગીનો મામલો છે. જો ઓરત આખિરતનો અજર અને સવાબ તેમજ અલ્લાહ અને રસૂલની ખૂશ્નૂદીની કદર અને કિંમત જાણતી નથી, તો તેના માટે પરદો ઘણો મુશ્કિલ અને બેપર્દગી ઘણી આસાન છે. જો જાણતી હોય તો, બેપર્દગી ઘણી મુશ્કિલ અને પરદો આસાન છે.

આજે જે લોકોને પરદો ઘણો મુશ્કિલ મા'લૂમ થઈ રહ્યો છે, આજથી પચાસ વર્ષ પહેલાં તેમના બુઝુર્ગોને બેપર્દગી પહાડ જણાતી હતી અને બેપર્દગીની કલ્પનાથી તેમના રૂવાં ખડા થઈ જતા હતા.

સુલતાનજહાં બેગમ સાહિબાએ (અંગ્રેજ) રેસીડેન્ટની સાથે હાથમાં મોજાં પહેરીને મુસાફહ કર્યો હતો, જેનાથી તેના શવહર સુલતાન દુલ્હાનો ચહેરો રાતો થઈ ગયો હતો.

અલ્લાહની પાસે જવાનો ખ્યાલ વર્ષો પછી દિલમાં દઢ થાય છે પરંતુ નીકળતા વાર લાગતી નથી.

બની ઈસરાઈલ હઝરત મૂસા (અલયહિસ્સલામ)ની સાથે વર્ષો સુધી રહ્યા અને અસંખ્ય મુઅજિઝહ જોયા. પરંતુ એક મૂર્તિપૂજક કોમને જોઈને પોકારી ઊઠયા :

يٰمُوْسٰى اجْعَلْ لَّنَا اِلٰهاً كَمَا لَهُمْ اٰلِهَةٌ

(سورۂ اعراف، آیت:۱۳۸)

<u>ભાવાર્થ</u> :

હે મૂસા ! હમારા માટે પણ એક મઅબૂદ બનાવી દો, જેવો એમનો મઅબૂદ છે. [સૂરએ 'અઅરાફ' : ૧૩૮]

## ૧૯૦ આપણને કેટલો આસાન દીન અને કેટલી સહેલી શરીઅત આપવામાં આવી છે !

આપણને કદર નથી કે, અલ્લાહે આપણને કેટલો આસાન દીન અને કેટલી સહેલી અને અમલ કરવા લાયક શરીઅત અર્પણ કરી છે.

- ન આપણને હુકમ આપ્યો કે નજાસત (ગંદકી) લાગે તો જિસ્મને છોલી નાંખો !
- ન આ હુકમ આપ્યો કે, કપડાંને ફાડી નાંખો ! માત્ર ધોઈ લેવું અને પાક કરી લેવું પૂરતું છે.

## પંદરમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૨૯, શવ્વાલ, ૧૩૮૭ હિજરીસન મુતાબિક<br>૩૦, જાન્યુઆરી, ૧૯૬૮ ઈસ્વીસન |
| દિવસ | : શનિવાર |
| સમય | : સવારે ૮ (આઠ) થી ૧૦ |
| સ્થળ | : મસ્જિદે શકૂરખાં તેમજ રેલ્વે સ્ટેશન |



**સંપાદકની નોંધ :**

આજે ૨૯, શવ્વાલ, શનિવારના દિવસે સવારે હૈદરાબાદ જવા માટે આ લખનાર (હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી નદવી રહમતુલ્લાહિ અલયહિ)ની રવાનગી હતી. ટ્રેઈન સવારે ૯ (નવ) વાગ્યાથી પહેલાં રવાના થઈ જતી હતી. એટલે (હઝરતની) મજલિસમાં હાજરી અને (હઝરતના મલફૂઝાતથી) લાભ લેવાની શકયતા ન હતી.

(સ્ટેશન આવવાની તકલીફ નહિ લેવાની) દરખાસ્ત છતાં હઝરતે રુખ્સતના માટે સ્ટેશન તશરીફ લાવવાનો નિર્ધાર કરી લીધો હતો પરંતુ સવારે ખબર મળી કે ટ્રેઈન એક કલાક લેઈટ છે.

હઝરત સવારે ૮ (આઠ) કલાકે અમારા ઉતારા મસ્જિદે શકૂરખાં પર જ તશરીફ લાવ્યા અને ત્યાં જ મજલિસ શરૂ થઈ ગઈ. કેટલોક સમય ત્યાં તશરીફ રાખવા બા'દ સ્ટેશન તશરીફ લઈ ગયા. ત્યાં ગાડીના આગમન સુધી સતત ઈરશાદાત અને મલફૂઝાતનો સિલસિલો ચાલુ રહ્યો. સ્થળના ફેરફાર સિવાય બીજી કોઈ ચીઝમાં કોઈ ફેરફાર ન હતો.

અલ્લાહનો શુક્ર છે કે, આ રીતે આજે પણ મજલિસ નસીબ થઈ ગઈ. ખાસ ખાસ ઈરશાદાત નીચે પ્રમાણે છે :

## ૧૯૧ પ્રથમ પેટની સફાઈ પછી ઈલાજ

ફરમાવ્યું કે :

મોઢું અને પેટ (જઠર)નું સાફ હોવું પ્રથમ શર્ત છે. એના વગર કોઈ પણ ચીઝનો સ્વાદ અને તેનો હકીકી ફાયદો હાસિલ નથી થઈ શકતો.

અમ્બિયા અલયહિમુસ્સલામ પ્રથમ મોઢાની અને પેટ (જઠર)ની ઈસ્લાહ ફરમાવતા હતા. કારણ કે તેની ઈસ્લાહ પછી જ નસીહત અને હરેક હિદાયત ફાયદાકારક અને અસરકારક થાય છે. આ હકીકતને આ હદીષ શરીફમાં બયાન કરવામાં આવી છે, જેમાં ફરમાવવામાં આવ્યું છે કે :

"એક ઝમાનો એવો આવશે કે દુનિયાની કોમો મુસલમાનો પર એવી રીતે આક્રમણ કરશે, જેવી રીતે ખાનારાઓ ખાવાની લગનમાં ભોજન પર તૂટી પડે છે અને એક બીજાને બોલાવે છે."

સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈને અરજ કરી કે :

"યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
શું એ અમારી સંખ્યાની કમીના કારણે હશે ? "

ફરમાવ્યું :

"નહીં, તમે ત્યારે ઘણા હશો, પરંતુ તમારા દિલોમાં 'વહન' પેદા કરી દેવામાં આવશે."

સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈને અરજ કરી કે :

"વહનથી શી મુરાદ છે ? "

ફરમાવ્યું :

"માલથી મુહબ્બત અને મોતથી નફરત."

બસ, આ બન્ને ચીઝો માલની મુહબ્બત અને મોતથી નફરત જયાં સુધી દૂર ન થશે, દીનની કોઈ નસીહત અને ઉપદેશથી સંપૂર્ણ ફાયદો ન થશે. અને દીની હકાઈકનો પૂરો ઝાઈકહ (સ્વાદ, લિઝઝત) નસીબ ન થશે. એ જ બે બાબતોનું દૂર કરવું મોંઢા અને પેટની ઈસ્લાહ છે.

મારું એક બાળક બીમાર થયું. તેના મોંઢાની રુચિ ખરાબ થઈ ગઈ. દરેક ચીઝ તેને કડવી લાગતી હતી. તેની વાલિદહ તેના માટે ઘણી કાળજીપૂર્વક બટેરનું સાલન તૈયાર કરતી કે તે કંઈક ખાય. પરંતુ તેને એ પણ કડવું લાગતું હતું.

મેં કહ્યું કે :

મોંઢું કડવું છે. એને દરેક ચીઝ કડવી લાગશે જયાં સુધી એના મોંઢાની રુચિમાં ફેરફાર ન થાય.

એ જ હાલત મોંઢા અને પેટની છે. જયાં સુધી એની ઈસ્લાહ ન થાય, કોઈ ચીઝનો અસલ સ્વાદ મા'લૂમ નથી થતો.

## ૧૯૨ તસવ્વુફથી કેટલાક લોકોની નફરતનું કારણ અને તેના ઈલાજની રીત

આ (મલફૂઝાત) લખનાર (હઝરત મૌલાના સય્યિદ અબુલ

હસન અલી મિયાં નદવી સાહબ રહમતુલ્લાહિ અલયહિ)એ પોતાની એક અરબી કિતાબ : **'રબ્બાનિય્યતુન્ લા રહબાનિય્યહ'** (હઝરતની ખિદમતમાં) પેશ કરી.

તે પછી અરજ કરી કે :

"નજદના ઉલમા અને ઘણાં શિક્ષિત અરબ લોકોને તસવ્વુફથી ઘણી નફરત છે. મદીનહ તય્યિબહમાં એક ફાઝિલ (વિદ્વાન) નજદી દોસ્તે મને કહ્યું કે :

જો તસવ્વુફ પર આપ કોઈ કિતાબ લખો તો અમારા ઉલમા અને અહીંના શિક્ષિત લોકો વાંચશે. આ વિષય પર કોઈ બીજાની કિતાબ વાંચવું લોકોના માટે મુશ્કિલ છે.

આ કિતાબ એ જ જરૂરતના એહસાસના કારણે લખવામાં આવી કે બીજું કંઈ ન થઈ શકે તો કમથી કમ એ લોકોની ઈસ્લાહ અને તરબિયતના આ તરીકાથી નફરત ઓછી થાય અને એની (તસવ્વુફ)ની જરૂરતનો કોઈ દરજજામાં એહસાસ પેદા થાય."

હઝરતે ફરમાવ્યું કે :

ઘણું સારું કર્યું. અલ્લાહના મુખ્લિસ અને મકબૂલ બંદાઓથી નફરત ઓછી થવાની જરૂરત હતી. પરંતુ તેઓ બીચારા પણ લાચાર છે કે અરબી તસવ્વુફમાં ઘણી એવી ચીઝો દાખલ થઈ ગઈ છે જેનાથી અહલે ઈલ્મ (શિક્ષિત) લોકોનું નફરત કરવું જરૂરી અને કુદરતી છે.

એની મિષાલ એવી છે કે :

કોઈ કહે કે ગુલાબજાંબુ તો ઘણાં સારાં છે અને ખાવાનું મન થાય છે, પરંતુ એના પર માખીઓ ઘણી બેઠી છે. એટલે મનમાં

કરાહત (નફરત) પેદા થાય છે.

એ જ પ્રમાણે કેટલાક લોકોને કોઈ ઈસ્લાહી નામ અને શબ્દથી ચીઢ હોય છે. દાખલા તરીકે :

કેટલાક લોકો કોઈ મીઠાઈના નામથી ચીઢાય છે. એવા મોકા પર તે નામ લેવાની જરૂરત નથી. તેની અસલ ચીઝ તેમની સામે મૂકવામાં આવે, તો તેઓ કબૂલ કરી લેશે.

હઝરતે એ (અરબી) કિતાબને પાના ફેરવીને ઊડતી નઝરે જોઈ.

ફરમાવ્યું :

હવે ઉલૂમ અને હકાઈકને પ્રગટ કરવું કેટલું આસાન થઈ ગયું ! આપણાં જમાનામાં કેવી સારી કિતાબો છપાવા લાગી છે ! જેને જોવા માટે પહેલાં આંખો તરસતી હતી !

તે પછી આ શએર પઢયા :

**સચ જો પૂછો હમ હે અગલોંસે ઝિયાદહ ખૂશનસીબ;**
**ફસ્લે ગુલમેં જિસ તરહ રેહતી હૈ શાદાં અંદલીબ.**

## ૧૯૩ મશાઈખથી ગલતીઓ પણ થાય છે એટલે તેમની દરેક વાતની તકલીદ અને પૈરવી કરવી જરૂરી નથી

ફરમાવ્યું કે :

એક શૈખે તરીકતનો બનાવ લખ્યો છે કે :

જયારે નમાઝની જમાઅત માટે લોકો ઊભા થતા, તો એક–એક મુકતદી પર હાથ મૂકતા અને ફરમાવતા જતા કે :

"તમારા દિલમાં ખતરાઓ અને વસવસાઓ છે, તમે અલગ થઈ જાઓ!"

આ પ્રમાણે ખતરાવાળા લોકોને અલગ કરી દેતા અને માત્ર તે લોકો રહી જતા, જેમનામાં હુઝૂરે કલ્બ હોય અને ખતરાઓ ન હોય.

બેશક, આ તેમની કશ્ફની કુવ્વત હતી, પરંતુ એ તરીકો નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તરીકાથી ખિલાફ છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઝમાનામાં તો નમાઝમાં મુનાફિકો પણ આવતા હતા. આપ તેમને પણ અલગ કરતા ન હતા!

તસવ્વુફની રૂહ તો આ છે કે:

જેઓ આજે બૂરા છે તેઓ આવતી કાલે સારા થઈ શકે છે અને જેઓ આજે સારા છે તેઓ આવતી કાલે બૂરા થઈ શકે છે.

જેમને આજે (દિલમાં) ઘણાં ખતરાઓ આવે છે; થઈ શકે છે કે તેમને હુઝૂરી હાસિલ થઈ જાય અને ખતરાઓથી મહફૂઝ (સુરક્ષિત) થઈ જાય.

ઘણાં લોકોએ શૈખ (પીર)ને બિલ્કુલ બેખતા, મા'સૂમ (નિર્દોષ) સમજી લીધા છે. તેમના નજીક શૈખની દરેક વાતની કુર્આન શરીફ અને હદીષ શરીફની જેમ પૈરવી કરવી જરૂરી છે. અને કદી તેનાથી કોઈ વાતમાં મતભેદ થઈ જ નથી શકતો. જો કે, જેવું મેં પહેલાં જણાવ્યું હતું કે, નમાઝમાં ઈમામથી ભૂલ થાય તો મુકતદીનું લુકમો આપવું અને તેને ચેતવવું કે આપ પ્રથમ કઅદહમાં બેઠા નથી, આ વાતી દલીલ છે કે દરેક વખતે પૈરવી અને તકલીદ જરૂરી નથી.

મુકતદી જાણે ઝબાને હાલથી કહે છે કે:

આપથી ભૂલ થઈ ગઈ,
અત્યારે આપ પીર અને અમે મુરીદ નહિ, બલ્કે
અત્યારે અમે પીર અને આપ મુરીદ છો.

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં એક નાબીના (અંધ સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન ઉમ્મે મકતૂમ) આવે છે અને આપથી કંઈ પૂછવા ચાહે છે.

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કુરેશના સરદારો સાથે વાતચીતમાં મશગૂલ છે. આપ તેમના તરફ ધ્યાન નથી આપતા (વાતચીતમાં) તેમનું દખલ કરવું પસંદ નહિ પડયું.

એના પર સૂરએ **'અ-બ-સ વ તવલ્લા'** નાઝિલ થઈ અને આપને ચેતવવામાં આવ્યા.

[સૂરએ **'અ-બ-સ'**ની શરૂઆતની કેટલીક આયતોનો ભાવાર્થ નીચે પ્રમાણે છે :

[૧] (નબીએ) ભવાં ચઢાવ્યા અને મોઢું ફેરવ્યું.
[૨] એ વાતથી કે તેની પાસે એક આંધળો આવ્યો.
[૩] અને (હે નબી) તને શું ખબર કે કદાચને તે (આંધળો ગુનાહોથી) પાક થઈ જાત.
[૪] અથવા તે શિખામણ લેત, તો તેને શિખામણ લાભ આપત.
[૫] પણ જે માણસ (દીનથી) બેપરવાઈ કરે છે (અર્થાત કુરેશી સરદારો)
[૬] તો તું તેની ફિકરમાં પડે છે.
[૭] જો કે તારા ઉપર કોઈ દોષ એ વિષે નથી કે તે સુધરતો નથી.
[૮] અને જે તારી પાસે (આંધળો સહાબી ધાર્મિક ઉમંગથી) દોડતો આવે છે;

[૯] વળી તે (અલ્લાહથી) ડરે છે;
[૧૦] તો તું તેનાથી બેપરવાઈ કરે છે;
[૧૧] (ભવિષ્યમાં) એવું કદી ન થાય; કુર્આન તો એક નસીહત જ છે.
[૧૨ માટે જેનું મન ચાહે તે એને કબૂલ કરે.]

આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વધારે કોઈ શૈખ અને પીર શું હોઈ શકે છે ?



આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક બાગ (વાડી)માં તશરીફ ફરમાવેલ હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હુને નઅલૈન મુબારક (પવિત્ર પગરખા) આપીને મોકલ્યા અને ફરમાવ્યું કે :

"જે કોઈ પણ કલિમએ શહાદત પઢતો હોય, તેને જન્નતની બશારત આપી દો !"

રસ્તામાં હઝરત ઉમર (રદિયલ્લાહુ તઆલા અન્હુ) મળ્યા. તેમણે હઝરત અબૂ હુરૈરહ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ની પીઠ પર હાથ વડે થપ્પડ મારી. તેઓ શિકાયતના માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા.

હઝરત ઉમર (રદિયલ્લાહુ તઆલા અન્હુ) પણ તેમના પાછળ પાછળ ત્યાં પહોંચ્યા અને હાજર થઈને અરજ કરી કે :

"યા રસૂલલ્લાહ ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એવું ન કરો, (અર્થાત્ દરેકને જન્નતની બશારત ન આપી દો) નહિતર લોકો જન્નત મળી ગયાના ભરોસા પર (નેક અમલ કરવાથી બેપરવા થઈ જશે.)"

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તેમની એ દખલગીરી અને (સલાહ આપવાની) હિમ્મતથી કંઈ ગુસ્સો નહિ આવ્યો. આપે તેમના મશ્વરાને કબૂલ ફરમાવી લીધો.



એક વખતે હઝરત ઉમર (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ને એક બદવી (આદિવાસી અરબ)એ ભરી મજલિસમાં ખુત્બહના દરમિયાન ટોકયા, છતાં આપ નારાઝ નહિ થયા.

## ૧૯૪ હૈદરાબાદ અને ત્યાંથી હિજાઝનો સફર



મેં (આ મલફૂઝાતના સંપાદકે) પૂછયું કે :

"હૈદરાબાદનો આપનો સફર કયા મકસદથી થયો હતો ?"

ફરમાવ્યું કે :

મારા વચલા ભાઈ મુહમ્મદ ઈસ્માઈલ હિજાઝ ચાલ્યા ગયા હતા. મને તેમનાથી મુહબ્બત જ નહિ, બલ્કે ઈશ્ક હતો. તેમની જુદાઈ મારા માટે અસહ્ય હતી.

મેં તેમને પત્ર લખ્યો કે :

આપે મને બોલાવવાનો ઈરાદો કર્યો હતો. આપે જે પૈગમ્બર (હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ)નું નામ મેળવ્યું છે, તેમની તા'રીફ કુર્આન મજીદમાં આ રીતે કરવામાં આવી છે :

إِنَّهُ كَانَ صَادِقَ الْوَعْدِ

(سورۂ مریم، آیت: ۵۴)

**ભાવાર્થ** :

બેશક, તે (હઝરત ઈસ્માઈલ) વાયદાના સાચા હતા.

[સૂરએ 'મરયમ' : ૫૪]

જવાબમાં તેમણે લખ્યું કે :

"કોઈ રીતે જિદ્દહ પહોંચી જાઓ.,
આગળની વ્યવસ્થા હું કરી લઈશ."

મને જાણવા મળ્યું કે :

હૈદરાબાદથી દર વર્ષે લોકોને હજના માટે મોકલવામાં આવે છે, અને તેમને વાટ ખર્ચી પણ આપવામાં આવે છે.

હું એ શોખમાં હૈદરાબાદ પહોંચ્યો.

એ હિજરીસન ૧૩૨૨ નું વર્ષ હતું.

શરૂઆતથી જ મારો ઉસૂલ રહ્યો છે કે, જયાં પણ જતો અને જયાં પણ રહેતો, કોઈ ઉંમરવાન અને બુઝુર્ગ શખ્સની સરપરસ્તી (છત્રછાયા)માં પોતાને સોંપી દેતો હતો.

હું તેમને (સરપરસ્તને) કહી દેતો કે :

"હું કમ સમજ આદમી છું. મારી પ્રવૃત્તિઓ, વાણી અને વર્તન, રીતભાત, મારા મિત્રો પર નઝર રાખો અને મારી ઈસ્લાહ ફરમાવતા રહો."

ત્યાં (હૈદરાબાદમાં) અમારા ખાનદાનના એક બુઝુર્ગ હતા, મેં મારી ઝાતને તેમની સરપરસ્તી અને નિગરાનીમાં સોંપી દીધી.

હું ભોપાલથી ગયો હતો. ભોપાલના તરીકા પ્રમાણે અહીં (હૈદરાબા'દમાં) 'અસ્સલામુ અલયકુમ' કહેતો હતો.

તેઓ (મારા સરપરસ્ત) ફરમાવવા લાગ્યા કે :

"તમે વહાબી છો. અહીં 'આદાબ અર્ઝ' કહેવાનો તરીકો છે."

વળી તેઓ ફરમાવવા લાગ્યા કે :

"તમે અહીં આવ્યા છો, તો ખાલી હાથે ન જાઓ. કોશિશ કરવામાં આવશે કે તમારો વઝીફો (પેન્શન) થઈ જાય."

મેં એનો સ્વીકાર કર્યો, પરંતુ આખું વર્ષ પડી રહ્યો, છતાં કંઈ ન થયું !

એ જ અરસામાં ભાઈ સાહબ (મુહમ્મદ ઈસ્માઈલ)નો મદીનહ તય્યિબહમાં ઈન્તિકાલ થઈ ગયો.

મને ખ્વાબોથી ઘણી ઓછી મુનાસિબત છે. કવચિત જ કોઈ ખ્વાબ જોઉં છું. પરંતુ તેમના (ભાઈના) ઈન્તિકાલ બા'દ તેમને જોયા કે મને ફરમાવે છે :

**બ જનાઝા ગર નયાઈ,**

**બ મઝાર ખ્વાહી આમદ.**

[જનાઝહમાં ભલે ન આવ્યા, મઝાર પર તો જરૂર આવશો.]

આ ખ્વાબ જોઈને મારા પર ત્યાં પહોંચવાનો એવો તીવ્ર તકાઝો થયો કે બેચેન થઈ ગયો. જે સાહબ આ ઈમ્દાદી વિભાગ સાથે સંબંધ ધરાવતા હતા, તેમની પાસે ગયો.

મેં કહ્યું કે :

"આપ જે કંઈ મારા માટે કરી શકો, એમ હોય તે કરો."

કહેવા લાગ્યા કે :

"મારા ઈખ્તિયારમાં તો માત્ર ૧૦૦ (એકસો) રૂપિયાની રકમ છે."

[વાચકો ધ્યાનમાં રાખે કે આ વાત ૧૦૦ (એકસો) વર્ષ પહેલાંની હિજરીસન ૧૩૨૩ ની છે. ત્યારે ૧૦૦ (એકસો) રૂપિયા ઘણી મોટી રકમ ગણાતી હતી.]

મેં કહ્યું કે :

"આપ ૧૦ (દસ) આના કે પૈસા જ આપી દો, તો હું તેને પણ ગનીમત સમજીશ."

તેમણે ૧૦૦ (એકસો રૂપિયા) મને આપ્યા.
તેના ૮૩ કલદાર બન્યા.
ત્યાંથી હું મુંબઈ પહોંચ્યો અને
ત્યાંથી જિદ્દહ અને
ત્યાંથી મદીનહ મુનવ્વરહ હાજર થયો.
ત્યાં મારા ખાનદાનના કેટલાક બુઝુર્ગો અને કેટલાક ઓળખીતાઓ હતા.
તઓમાંથી એક સાહબે આગ્રહપૂર્વક મને પોતાને ત્યાં રહેવાની ગોઠવણ કરી દીધી.

મેં મદીનહ તય્યિબહના નિવાસમાં સંકલ્પ કરી લીધો કે, ચાહે મારે બકરીઓ ચરાવવી પડે, હું અહીંથી જઈશ નહિ.

પરંતુ જે સગાંને ત્યાં હું થોભ્યો હતો તેમને ત્યાં એક એવા સાહબ થોભ્યા હતા, જેઓ કોઈ બનાવટી સંસ્થા અથવા મકસદના માટે ચંદો જમા કરતા હતા અને પોલિસને તેની તલાશ હતી. છેવટે ગિરફતાર થયા અને મકાન માલિક પણ નઝરબંદ કરી દેવામાં આવ્યા. અંદેશો થયો કે મને પણ ગવાહીમાં પકડવામાં આવશે અને પરેશાન થઈ જઈશ.

મારા સગાંએ ૪ (ચાર) બદૂઓ (આદિવાસી અરબો)ને

બોલાવ્યા અને હું તેમની સાથે સાર્વજનિક રસ્તાને છોડીને ઉહદ શરીફના પાછળના રસ્તેથી પગપાળા મક્કા મુઅઝઝમા જવા માટે રવાના થયો.

રસ્તામાં મેં અજીબ અજીબ વસ્તુઓ જોઈ. પછી મક્કા મુઅઝઝમા પહોંચ્યો.

[વાચકો ધ્યાનમાં રાખે કે મદીનહ તચ્યિબહ અને મક્કા મુઅઝઝમા વચ્ચે સેંકડો કિલોમિટરનું અંતર છે. જંગલના નિર્જન રસ્તે, પગે ચાલીને એ રસ્તો કાપતાં કેટલી મુસીબતો વેઠવી પડી હશે ! ]

હજથી ફારિગ થયો.
તે પછી હૈદરાબાદ પાછો આવી ગયો.
હૈદરાબાદમાં ૧૭ (સત્તર) વર્ષ રહ્યો.
ઘણાં બુઝુર્ગો અને મશાઈખની ખિદમતમાં સમય વિતાવ્યો.

ત્યારે ત્યાં 'વહદતુલ્ વુજૂદ'નું જોર ઘણું હતું. [ગુજરાતીમાં એને 'અદ્વૈત' કહે છે. 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં એની વિસ્તૃત સમજૂતી આપેલી છે.]

જેમની ખિદમતમાં હું રહ્યો તેમાંથી ઘણાં મશાઈખ 'વહદતુલ્ વુજૂદ'ના મોટા દાઈ અને મુબલ્લિગ (પ્રચારક) હતા.

હું સમજતો હતો કે એ જ રસ્તો છે.

એક બુઝુર્ગે મને કહ્યું કે :

"કદી પોતાના બુઝુર્ગો (અર્થાત હઝરત મુજદ્દિદે અલ્ફેસાની અને તેમના ખલીફાઓ)ના કલામ પણ જુઓ."

તે ઝમાનામાં મકતૂબાત શરીફ (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના પવિત્ર પત્રો) પર નઝર પડી.

સમજવાની પાત્રતા તો ન હતી, પરંતુ આંખો ખૂલી ગઈ !

## ૧૯૫ મિસ્કીન શાહ સાહબ અને તેમનો ઝુહદ તેમજ તવક્કુલ

હઝરત હવે મિસ્કીન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિની વાત કરવા લાગ્યા.

તેઓ હઝરત શાહ સઅદુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા. અને હઝરત શાહ સઅદુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ હઝરત શાહ ગુલામઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હતા.

ફરમાવ્યું કે :

મિસ્કીન શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ સાચા અર્થમાં ઝાહિદ અને દુનિયાના ત્યાગી હતા. દખ્ખણના નિઝામ (શાસક) મીર મહબૂબ અલી ખાં ઘણાં રોબ અને પ્રભાવશાળી આદમી હતા. મેં મારી આંખોથી જોયું હતું કે જર્મનીનો શાહઝાદો (પ્રિન્સ) તેમની બાજુમાં ચાર ઘોડાની બગીમાં બેઠો હતો અને શાહઝાદો એમનાથી એટલો અંજાયેલો હતો કે, સંકોચાતો જતો હતો !

એમના ખાનદાનમાં આલમગીર રહમતુલ્લાહિ અલયહિના સમયથી કેટલાક આ'માલ અને અશ્ગાલ (વંશપરંપરાગત) ચાલી આવતા હતા, જેના કારણે મીર મહબૂબ અલી ખાં મર્હૂમમાં એવી કૈફિયતો હતી. મેં તેમનામાં કેટલીક કરામતો પણ જોઈ હતી.

તાત્પર્ય આ કે મીર મહબૂબ અલી ખાં આવા રોબ અને પ્રભાવ સાથે મિસ્કીન સાહબને ત્યાં હાજર થતા હતા. તેઓ પોતાના હુજરા

(ઓરડી)માં (પોતાના મઅમૂલાતમાં) મશ્ગૂલ રહેતા. નિઝામ સહનમાં ટહેલતા રહેતા. જયારે શાહ મિસ્કીન સાહબ ફારિગ થતા ત્યારે અરજ કરવામાં આવતી કે, આ'લા હઝરત તશરીફ લાવ્યા છે, તો અંદર દાખલ થવાની ઈજાઝત આપતા.

થોડા સમય પછી હઝરત શાહ સાહબ નિઝામ સાહબને ફરમાવી દેતા કે :

"હવે જાઓ, આપનો સમય બગડશે."

એક દિવસે તેઓ (નિઝામ સાહબ) જાગીરનો પરવાનો લઈને આવ્યા.

પરવાનો જોઈને હઝરત શાહ મિસ્કીન સાહબે ફરમાવ્યું કે :

"આ (જાગીર) ઘણી ઓછી છે; એમાં કંઈક વધારો કરો !"

પછી ફરમાવવા લાગ્યા કે :

"સૂરજ જયાંથી નીકળે છે ત્યાંથી લઈને જયાં ડૂબે છે ત્યાં સુધીની મારી જાગીર છે. ત્યાંથી મને રિઝ્ક મળે છે. હવે જો એનાથી વધારે આપ આપી શકો તો આપો."



એ જ પ્રમાણે એક વખતે તાલિબુદૌલાએ એક બાગ (વાડી) ભેટ આપવા ચાહી.

આપે ઈન્કાર ફરમાવી દીધો અને કહ્યું કે :

"આ મસ્જિદની પાછળ જે થોડી ઝમીન છે, તે કાફી (પૂરતી) છે."

ત્યાં જ મસ્જિદે અલમાસની બાજુમાં આપનો મુબારક મઝાર છે.

મેં (આ મલફૂઝાતના સંપાદકે) આપની મુલાકાત વિષે પૂછયું તો ફરમાવ્યું કે :

"મેં તેમની ઝિયારત નથી કરી. તેમનો હિજરીસન ૧૩૧૪ માં ઈન્તિકાલ થયો. હું હિજરીસન ૧૩૨૨ માં (આપના ઈન્તિકાલના આઠ વર્ષ પછી) હૈદરાબાદ ગયો હતો. ત્યારે એમના જાનશીન તસ્કીન શાહ સાહબ હતા.

## ૧૯૬ એક જ ચીઝ એક સ્થળે ગુનાહ હોય છે અને બીજા સ્થળે ઈબાદત

ફરમાવ્યું :

કોઈ પણ તબકો હોય, ભલે તેના કેવાયે અકીદાઓ અને ખ્યાલો તથા અખ્લાક અને આદતો હોય, હું એવી રીતે પ્રવચન કરતો નથી કે તેનામાં નફરત પેદા થાય.

પ્રથમ હું તેની સાથે એવી રીતે વાત કરું છું કે, તેનામાં ચાહત પેદા થાય અને મારી વાતો સાંભળવાના માટે ઉમંગ પેદા થાય.

હું તેઓને કહું છું કે :

આપના આ'માલ અને અખ્લાક અને આદાત ગલત નથી. જે કંઈ ઈખ્તિલાફ છે તે સુયોગ્ય સ્થળ અને અયોગ્ય સ્થળનો છે. આ બધી ચીઝો સહીહ છે, પરંતુ તેનું એક સ્થળ અને સમય છે. જો પોતાના સ્થળ અને સમય પર હોય, તો બિલ્કુલ ઠીક છે અને જો સ્થળ અને સમયથી પહેલાં હોય તો ગલત છે.

જેમકે મેં અગાઉ નિસ્બત (મંગણી થયા) બા'દ (ભાવિ પત્નીને) ઝાંકવા અને જોવાની મિષાલ આપી હતી કે, માત્ર નિસ્બત

(મંગણી થવા) બા'દ (ભવિષ્યમાં થનારી પત્નીને) ઝાંકવું અને જોવું ગલત છે. અને શાદી થઈ જવા બા'દ ન ઝાંકવું અને ન જોવું ગલત છે.

નફસના તકાઝાઓ અને લઝાઈઝ (લિઝઝતો) પોતાના સ્થાને સહીહ છે અને ફિતરી (કુદરતી) અને શરઈ પણ છે, પરંતુ સ્થળ અને કાળ (સમય)ની શર્ત છે.

જેમને લોકો દુનિયાદાર અને નફસ પરસ્ત કહે છે, તેમને તકર્રુબ ઈલલ્લાહ (અલ્લાહની નઝદીકી મેળવવાનો) જે મોકો છે તે બુઝુર્ગો અને નિરંતર ઝિક્ર, તસ્બીહ કરનારાઓને નથી. એટલા માટે કે તેઓ પોતાની ખ્વાહિશાત (મનેચ્છાઓ) અને મા'લૂફાત (વહાલી વસ્તુઓ)ની કુરબાની આપીને તે દરજજો હાસિલ કરી શકે છે, જે એક ખાસ માહોલમાં રહેનારાઓ અને ખાસ રીતભાતના પાબંદ લોકો નથી કરી શકતા.

જેટલા ફર્બહ અને તરોતાઝહ જાનવર કુર્બાનીના માટે તેમની (દુનિયાદારોની) પાસે છે, દીનદારો અને મશાઈખની પાસે નથી.

હદીષ શરીફમાં આવે છે :

"પોતાની કુર્બાનીના જાનવરોને ખૂબ ખવડાવી પીવડાવીને તગડા બનાવો. એટલા માટે કે, પુલસિરાત પર એ જ (જાનવરો) તમારી સવારીઓ હશે."

એ જ હાલત તે લોકોની વહાલી અને પ્રિય ચીઝોની છે કે જેટલા વધારે પ્રમાણમાં અને વધારે દિલકશ અને દિલઆવીઝ અને તાકતવર હશે તેટલા જ વધારે પ્રમાણમાં તેમને રાહે ખુદામાં ઝબહ અને પામાલ કરવાથી આખિરતમાં દરજજાઓ મળશે. અને દુનિયા તથા આખિરતમાં મર્તબાઓ હશે.

એટલા જ માટે આ સારી કે ખરાબ ખ્વાહિશાત (ઈચ્છાઓ) ખુદાવંદી ભેટ છે, પરંતુ પોતાના સ્થળ અને ઉપયોગથી તેના સારા કે ખરાબ હોવાનો હુકમ લગાવવામાં આવે છે.

فَاَلْهَمَهَا فُجُوْرَهَا وَتَقْوٰهَا
('سورۂ شمس'، آیت:۸)

ભાવાર્થ :

પછી તે (જીવ)ને બદી અને પરહેઝગારી (બન્ને બાબતો)ની સમજ આપી. [સૂરએ 'શમ્સ' : ૮]

હવે જો તેને કોઈ સહીહ સ્થળે ઉપયોગ કરે તો તેની તરક્કી અને કામિયાબીની કોઈ હદ નથી.

قَدْ اَفْلَحَ مَنْ زَكّٰهَا
('سورۂ شمس'، آیت:۹)

ભાવાર્થ :

અલબત્ત, જેણે તે (જીવ)ને (નેકીઓ કરી) પવિત્ર કરી લીધો, તે સફળ થયો. [સૂરએ 'શમ્સ' : ૯]

અને જો કોઈ એને અયોગ્ય સ્થળે ઉપયોગ કરે અને પોતાના નફસનું અધઃપતન કરીને પોતાની શકિતને ધૂળમાં મેળવી દે, તો તેની નાકામીની પણ કોઈ હદ નથી.

وَقَدْ خَابَ مَنْ دَسّٰهَا
('سورۂ شمس'، آیت:۱۰)

ભાવાર્થ :

અને જેણે તે (જીવ)ને (પાપોના કારણે) રગદોળી નાંખ્યો, તે નિષ્ફળ થયો. [સૂરએ 'શમ્સ' : ૧૦]

જેના માટે બધાં પરદાઓ અને અવરોધો બુલંદ થઈ જાય અને પછી તે અલ્લાહના યકીન અને તેના ખૌફથી પોતાની ખ્વાહિશ અને નફસના તકાઝા પર અમલ ન કરે; તેના દરજજાઓને કોઈ પહોંચી નથી શકતું. એ હઝરત યૂસુફ (અલયહિસ્સલામ)નો મકામ હતો.

وَلَقَدْ هَمَّتْ بِهٖ ۚ وَهَمَّ بِهَا لَوْلَا اَنْ رَّاٰ بُرْهَانَ رَبِّهٖ
(سورۂ یوسف، آیت: ۲۴)

ભાવાર્થ :

અને તે સ્ત્રીએ તેની ફિકર કરી અને તેણે પણ ઔરતની ફિકર કરી, જો તેણે પોતાના પરવરદિગારની દલીલ જોઈ ન હોત (તો બચી શકત નહિ). [સૂરએ 'યૂસુફ' : ૨૪]

## સોળમી મજલિસ

તારીખ : ૧, જમાદિલ આખર, ૧૩૮૮ હિજરીસન મુતાબિક ૨૬, ઓગષ્ટ, ૧૯૬૮ ઈસ્વીસન

સ્થળ : ખાનકાહ શરીફ

**લેખકની નોંધ :**

લખનૌથી મુહિબ્બી ડોકટર ઈશ્તિયાક હુસૈન સાહબ કુરેશી અને અઝીઝ અલી આદમ નદવી સંગાથે (ભોપાલ હઝરતની ખિદમતમાં) હાજર થયો.

ભોપાલનો આ સફર હઝરતની બીમારપુર્સીના માટે કરવામાં આવ્યો હતો અને ખ્યાલ હતો કે ત્રણ–ચાર દિવસ રોકાણ થશે, પરંતુ હાજરીના ત્રીજા દિવસે રાયબરેલી (લેખક હઝરત મૌલાના અબુલ હસન અલી મિયાં નદવી રહમતુલ્લાહિ અલયહિના વતન)થી ૨૮, ઓગષ્ટની સવારે વાલિદહ સાહિબાની તીવ્ર બીમારીનો તાર મળ્યો. દરેક મજલિસના મલફૂઝાત બીજા દિવસે લખવામાં આવતા હતા, પરંતુ એની નોબત ન આવી અને તાર મળતાં જ પરેશાનીની હાલતમાં તે જ દિવસે લખનૌ રવાનગી થઈ ગઈ.

રાયબરેલી પહોંચવાના ત્રીજા દિવસે ૭, જમાદિલ્ આખિર, ૧૩૮૮ હિજરીસન મુતાબિક ૧, સપ્ટેમ્બર, ૧૯૬૮ ના દિવસે વાલિદહ મુહતરમાનો ઈન્તિકાલ થઈ ગયો.

**[ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.]**

હઝરતને થોડા સમય પહેલાં થાપાના હાડકામાં ચોટ લાગી

હતી. ૧૪, દિવસ સુધી પથારીવશ રહ્યા. હલન–ચલન બિલ્કુલ કરી શકતા ન હતા. તે પછી આદમીઓના સહારાથી બહાર તશરીફ લાવવા લાગ્યા. હવે અલ્હમ્દુ લિલ્લાહ ! ખાનકાહમાં તશરીફ લાવે છે અને મજલિસ નિયમ પ્રમાણે થાય છે.

આ લખનારે તબિઅતના ખબર અંતર પૂછયા. હઝરતે ચોટ લાગવાનો અને હાડકાને ઈજા પહોંચવાનો બનાવ બયાન ફરમાવ્યો.

જાણવા મળ્યું કે :

એક દિવસે આપ ઈશાની નમાઝની તૈયારી ફરમાવી રહ્યા હતા. ઊભા ઊભા એક અઝીઝ બાળકના પગમાં ખીલી ભોંકાવાનો અને તેને કાઢવાનો બનાવ બયાન ફરમાવ્યો. તે પછી હાથનો ઈશારો ફરમાવ્યો, અચાનક ઝટકાની સાથે જમીન પર પડી ગયા અને થાપાના હાડકા પર ચોટ લાગી.

પ્રથમ તો ચોટનો વધારે અહેસાસ ન થયો. ઊભા થઈને નમાઝ પઢી. પરંતુ સજદહમાં જતી વખતે અને કઅદહમાં બેસતી વખતે મા'લૂમ થયું કે ઊઠવું મુશ્કિલ છે. બાકીની નમાઝો બેસીને પઢી. તે પછી કેટલાયે દિવસ સૂતાં સૂતાં નમાઝો અદા કરવી પડી. અલ્હમ્દુ લિલ્લાહ ! દેશી તરીકા પર ઈલાજ કરવાથી દુ:ખાવો ધીરે ધીરે ઓછો થતો ગયો અને હવે સહારો લઈને હલન–ચલન કરવા લાગ્યા છે.

ઊભા રહેવામાં કંઈક તકલીફ થાય છે. બેસવામાં કોઈ મુશ્કેલી મહેસૂસ થતી નથી. વાતચીતનો ક્રમ નિયમાનુસાર ચાલુ હતો. આ લખનારની હાજરી થઈ તો હંમેશ પ્રમાણે અત્યંત કૃપા અને પ્રસન્નતા પ્રગટ ફરમાવી.

ઈર્શાદ થયાં કે :

"ઘણી વખત ઈરાદો થયો કે લખનૌ હાજર થઈ જાઉં, પરંતુ

કેટલાક અવરોધના કારણે મુલતવી રાખ્યું.''

## ૧૯૭ નકશબંદી તરીકાની સરસાઈ વિષે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈર્શાદનો મતલબ

કલકત્તાથી આવેલા એક પત્રની વાત કરી, જેમાં આ સવાલ કરવામાં આવ્યો હતો કે :

હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિએ મકતૂબાત (પત્રો)માં ઘણી જગાએ નકશબંદી તરીકાને (બીજા) તમામ તરીકાઓની સરખામણીમાં સ્પષ્ટ સરસાઈ (અગ્રતા) આપી છે.

જિલ્દ : ૧, પત્ર નંબર : ૨૯૦ માં લખે છે કે :

“જે તરીકો અકરબ (અલ્લાહથી ખૂબ જ નજીક), અસ્બક (અગ્ર), અવફક (બુલંદ), અસ્લમ (સહી સલામત), અહકમ (મજબૂત), અસ્દક, અવ્વલ (પ્રથમ ક્રમનો), આ'લા (ઉત્તમ) અજલ્લ (પ્રભાવશાળી), અરફઅ (ઉચ્ચ) અને અકમલ (પરિપૂર્ણ) છે, તે નકશબંદી તરીકો છે.''

પત્રમાં એનો મતલબ પૂછવામાં આવ્યો હતો. હઝરતે એ પત્રનો સવિસ્તર જવાબ લખ્યો હતો. (એ જવાબી પત્ર ભોપાલથી પ્રગટ થતાં ઉર્દૂ માસિક 'નિશાન મંઝિલ'ના ઓગષ્ટ, ૧૯૬૮ ના ખાસ અંકમાં પ્રગટ થયો હતો.)

મજકૂર જવાબનો સારાંશ આ હતો કે :

બુઝુર્ગાને દીન, શાઈરો અને આરિફોની વાણી અને અશ્આર (પંક્તિઓ)માં ઘણાં એવા શબ્દોનો ઉપયોગ થયેલો છે કે તેને

સમજવાના માટે તેમની ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો), સ્થળ, કાળ અને કહેવાની શૈલીને સમજવાની જરૂરત છે. જો તેમના ખાસ શબ્દોને પકડીને ભાવાર્થ અને ઈસ્તિલાહ પર વિચાર કરવામાં ન આવે તો કહેનારના મકસૂદ (લક્ષ્ય)થી દૂર હટી જઈશું.

બુઝુર્ગાને દીનની દરેક વાણી મોકો, સમય, કૈફિયત અને હાલત (પરિસ્થિતિ) પ્રમાણે પોતાના સ્થાને ઠીક હોય છે, પરંતુ યાદ રાખવું જોઈએ કે સમય, હાલત, સ્થળ અને કૈફિયતો પ્રમાણે એક જ વાણીના વિવિધ ભાવાર્થો થઈ શકે છે.

(દાખલા તરીકે : )

કોઈએ કહ્યું કે : "પાણી લાવો !"

તો પાણી લઈ જનારાએ જોવું જોઈએ કે કયાંથી પાણી માંગવામાં આવે છે ?

- જો ખાવાનું ખાય છે અને પાણી માંગ્યું તો તેનો ભાવાર્થ ગ્લાસમાં પાણી લઈ જવાનો થાય.
- અને જો ગુસલખાનામાંથી પાણી માંગ્યું હોય તો તેનો ભાવાર્થ ડોલમાં પાણી લઈ જવાનો થશે.
- અને જો સંડાસમાંથી પાણી માંગ્યું હોય તો તેનો ભાવાર્થ લોટામાં પાણી લઈ જવાનો થાય.

જુઓ, એક જ શબ્દ 'પાણી'ના માટે સમય, કૈફિયત અને મોકો બદલાઈ જવાથી કેટલા ભાવાર્થો થઈ ગયા. એ જ પ્રમાણે વિચારવું પડશે કે આ શબ્દો એ બુઝુર્ગોથી કયા મરતબામાં બોલાયા છે અને કયા સ્થળે એ પ્રમાણે ફરમાવ્યું છે. બુઝુર્ગાને દીનના કલામ (વાણી)ની શરહ (સમજૂતી) તેમના અહવાલ અને કૈફિયતોથી જ થઈ શકે છે.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિએ નકશબંદી તરીકા વિષે જે શબ્દો ઈર્શાદ ફરમાવ્યા છે તેને હઝરતના હાલાત, ખ્યાલાત અને તેમની મુબારક જિંદગીથી અલગ કરીને સમજવાની કોશિશ કરવામાં આવશે અને તેનો પોતાની જાહેરી સમજ અને ઈલ્મ પ્રમાણે મતલબ લેવામાં આવશે, જે નર્યા શબ્દોથી નીકળે છે તો તેનાથી બીજા તમામ તરીકાઓનું નાકિસ (અધૂરું) અને અદના (તુચ્છ) હોવું સાબિત થશે અને તેનું અપમાન લાઝિમ આવશે.

કેટલાક લોકો કહી દે છે કે, નકશબંદી તરીકાને એટલા માટે ફઝીલત હાસિલ છે કે એમાં સુન્નતની ઈત્તિબાઅ છે. એનો મતલબ આ થયો કે બીજા તરીકાઓમાં સુન્નતની ઈત્તિબાઅ નથી ! અને આ નિર્વિવાદ છે કે જે તરીકાની બુનિયાદ સુન્નતની ઈત્તિબાઅ પર ન હશે, તે અલ્લાહ તરફ લઈ જનાર ન હશે. એટલે એ પ્રમાણે કહેવું પણ સાચું નથી, બલ્કે બધાં તરીકાઓની બુનિયાદ સુન્નતની ઈત્તિબાઅ પર છે.

હવે એને હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની જિંદગી, તેમની સીરત અને તેમની જામિઈય્યત (સર્વગ્રાહીતા)ના આઈનામાં જુઓ, તો વાત બિલ્કુલ સાફ થઈ જાય છે.

☐ હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ કાદિરિય્યહ સિલસિલાના સ્થાપક હઝરત સય્યિદિના અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહિનો ઘણાં બુલંદ શબ્દોમાં ઉલ્લેખ કરે છે અને તેમની ઉચ્ચ શાન સ્પષ્ટ રીતે જાહેર ફરમાવે છે. હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને હઝરત મૌસૂફ (હઝરત સય્યિદિના અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહિ)થી ફૈઝ હાસિલ થયો અને તેના પર એમને ફખ્ર છે.

☐ એ જ મુઆમલો હઝરત ખ્વાજએ ખ્વાજગાન, દર્દમંદ દિલોના મરહમ, ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિનો છે.

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપથી ઘણો ફૈઝ હાસિલ થયો.

- ☐ એ જ મુઆમલો હઝરત અલાઉદ્દીન અલી અહમદ સાબિર રહમતુલ્લાહિ અલયહિનો છે. હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિના વાલિદ માજિદ હઝરત મખ્દૂમ અબ્દુલ અહદ રહમતુલ્લાહિ અલયહિ તેમના સિલસિલામાં દાખલ છે અને તેમના ઝરીઆથી હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ તેમના સિલસિલાથી ફૈઝયાબ થયા છે.
- ☐ એ જ વાત હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા અને તેમના સિલસિલાના મશાઈખની છે.

આ બધી વિગતોને સામે રાખીને હવે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના કલામનો ભાવાર્થ આ નીકળે છે કે આ (નકશબંદી) સિલસિલો તમામ બુઝુર્ગાને દીન અને (તરીકતના) સિલસિલાના અસ્હાબ (મશાઈખ)ના ફુયૂઝથી ફૈઝ હાસિલ કરીને એક જામિઅ (સર્વગ્રાહી) અને આ'લી (ઉચ્ચ કક્ષાનો) તરીકો થઈ ગયો છે અને એ રીતે તે બીજા તરીકાઓ પર એક પ્રકારની સરસાઈ ધરાવે છે. એની મિષાલ એવી છે કે :

કોઈ મઅજૂન (ઔષધીયુકત ચાટણ, અવલેહ)ની તા'રીફ કરવામાં આવે કે : તે ઘણું શકિતપ્રદ, અતિ અસરકારક અને વિવિધ પ્રકૃતિ પ્રમાણે છે તો એનો મતલબ આ થશે કે તે એવા તત્ત્વોનું મિશ્રણ છે, જે બધાં પોતાના સ્થાને અત્યંત ફાયદાકારક અને જરૂરી છે. અને તેના વગર આ મઅજૂન તૈયાર થઈ શકતું નથી. પરંતુ એ તત્ત્વોના મિશ્રણ અને સંયોજનથી આ મઅજૂનમાં એક નવો મિઝાજ પેદા થઈ ગયો છે અને આ મિઝાજ એ તમામ તત્ત્વોને આભારી છે.

ફરમાવ્યું કે :

આપણી પરિસ્થિતિ પ્રમાણે એ જ યોગ્ય છે કે તમામ મહાન ઔલિયા અલ્લાહથી મુહબ્બત રાખીને અને બધાંથી ખુલૂસ અને એ'તિકાદ રાખીએ અને સરસાઈ અને વિગતોને અલ્લાહ પર છોડી દઈએ.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

﴿۱﴾ فَلَا تُزَكُّوْا اَنْفُسَكُمْ ط هُوَ اَعْلَمُ بِمَنِ اتَّقٰى

(سورۂ نجم، آیت:۳۲)

**ભાવાર્થ** :

તો ન પ્રદર્શિત કરો પાકી (પવિત્રતા) પોતાની, તે (અલ્લાહ) તકવાવાળાઓને સારી રીતે જાણે છે. [સૂરએ 'નજમ' : ૩૨]

અને ફરમાવ્યું :

﴿۲﴾ اَفَلَا يَعْلَمُ اِذَا بُعْثِرَ مَا فِى الْقُبُوْرِ،
وَحُصِّلَ مَا فِي الصُّدُوْرِ

(سورۂ عادیات، آیت:۹،۱۰)

**ભાવાર્થ** :

શું તેને (ઈન્સાનને) તે વખતની ખબર નથી કે જયારે કબરોમાંથી મુર્દાઓને કાઢવામાં આવશે ? અને જે કંઈ દિલોમાં છે તેને જાહેર કરવામાં આવશે ? [સૂરએ 'આદિયાત' : ૯, ૧૦]

એની ખબર અલ્લાહ તઆલાને જ છે કે કોને કયો દરજજો અતા ફરમાવ્યો છે અને કિયામતમાં કોને કયો દરજજો અતા ફરમાવશે ? એટલે આપણી કોશિશ એના પર જ કેન્દ્રિત થવી જોઈએ કે આપણે કામિલ (પરિપૂર્ણ) મુસ્લિમ બની જઈએ.

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :

﴾۳﴿ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ حَقَّ تُقٰتِهٖ وَلَا تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُمْ مُّسْلِمُوْنَ (سورۂ آل عمران، آیت:۱۰۲)

[હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરવાનો જે હક છે તે પ્રમાણે ડરો અને ઈસ્લામના સિવાય બીજી કોઈ હાલતમાં પ્રાણ આપશો નહિ.]



મને તો હઝરત શાહ અહમદ સઈદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ચાર નહેરોની મિષાલ ઘણી પસંદ છે.

[ભાગ : ૧, મજલિસ : ૨, મલફૂઝ : ૨૧ માં મજકૂર મિષાલ આવી ગઈ છે જે વાચકોની સહૂલત માટે અહીં ફરીથી નકલ કરવામાં આવે છે.]

## તરીકતના ચાર સિલસિલાની મિષાલ



હઝરત શાહ અહમદ સઈદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ **'અન્વારે અરબઅ'**માં ચારેય સિલસિલાની વિભિન્ન નિસ્બતો અને તેના વિભિન્ન રંગોને જન્નતની તે ચાર નહેરોની ઉપમા આપી છે જેના કુર્આન મજીદ [સૂરએ 'મુહમ્મદ (સલ.)', આયત : ૧૫] માં અલગ અલગ લક્ષણો બયાન કરવામાં આવ્યા છે :–

﴾۱﴿ فِيْهَاۤ اَنْهٰرٌ مِّنْ مَّآءٍ غَيْرِ اٰسِنٍ ج

[જન્નતમાં ઘણી નહેરોનું પાણી એવું છે જે સડતું કે બગડતું નથી.]

﴾۲﴿ وَاَنْهٰرٌ مِّنْ لَّبَنٍ لَّمْ يَتَغَيَّرْ طَعْمُهٗ ج

[અને ઘણી નહેરો એવા દૂધની છે જેનો સ્વાદ બદલાતો નથી.]

〈۳〉 وَاَنۡهٰرٌ مِّنۡ خَمۡرٍ لَّذَّةٍ لِّلشّٰرِبِيۡنَ ۚ

[અને ઘણી નહેરો એવા શરાબની છે
જેમાં પીનારાઓના માટે લિઝઝત અને સુરૂર છે.]

〈۴〉 وَاَنۡهٰرٌ مِّنۡ عَسَلٍ مُّصَفًّى ؕ

[અને ઘણી નહેરો વિશુદ્ધ અને સ્વચ્છ મધની છે.]



તેમણે (હઝરત અહમદ સઈદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું છે કે :

- ન બગડનારું પાણી એ નિસ્બતે સુહરવર્દિય્યહ છે.
- એક સરખા સ્વાદવાળા દૂધની નહેર, જેમાં શાંતિ અને સ્થિરતા છે, તે નિસ્બતે નકશબંદિય્યહ છે.
- શરાબની નહેર, જેમાં લિઝઝત, સુરૂર, કયફ અને નિશાત છે, તે નિસ્બતે ચિશ્તિય્યહ છે.
- વિશુદ્ધ મધની નહેર નિસ્બતે કાદિરિય્યહ છે.



આ સરખામણી અને તુલનામાં જે જામિઈય્યત–અર્થસભરતા અને સમતોલન છે તે મને ઘણું ગમે છે. હઝરત ખ્વાજા મુઈનુદીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત નિઝામુદીન અવલિયા રહમતુલ્લાહિ અલયહિથી હિદાયત અને તા'ષીરના જે બનાવો નકલ થયેલાં છે તેમજ જે ઘટનાઓ અને કરામતો તેમનાથી સંકલિત છે, તે એ બુઝુર્ગોના ઈખ્લાસ, દર્દ અને મુહબ્બત તેમજ નિસ્બતનો કરિશ્મો છે.

ફરમાવ્યું કે :

કેટલીક વખતે પોતાના તરીકાને સરસાઈ આપવામાં છૂપી રીતે આત્મપ્રશંસા અને પદની ચાહતની ભાવના કામ કરે છે કે પોતાના તરીકાની પ્રશંસાથી પોતાની પ્રશંસા પ્રગટ થાય છે કે જયારે એ તરીકો અફઝલ અને ઉચ્ચ છે તો અમે બીજાઓની સરખામણીમાં અફઝલ અને ઉચ્ચ સાબિત થયા.

મારો તો જવાબ તે જ છે જે પહેલાં બયાન કર્યો હતો કે આપણો તરીકો તો :

- વધારે ખાવું, • વધારે બોલવું, • વધારે સૂવું છે.

આપણે જેના તરફ પણ પોતાની નિસ્બત કરીશું, તેને બદનામ કરીશું.

## ૧૯૮ મારો શજરહ આ છે કે હું પોતાની ઈસ્લાહ કરું

ફરમાવ્યું કે :

લોકો શજરહ (વંશાવળી) માંગે છે. મારો શજરહ તો આ છે કે :

- અકીદાઓને ઠીક કરો !
- તે પછી આ'માલ અને અખ્લાકની ઈસ્લાહ કરો !

લોકો મોટા ભાગે શજરહ માંગે છે. મેં શજરહના વિષે લખાવવાનું શરૂ કર્યું છે. લગભગ ૭૫ (પંચોતેર) પાના થઈ ગયા છે.

## ૧૯૯ અમ્બિયા અલયહિમુસ્સલામ તમામ કમાલાત (ખૂબીઓ)ના બીજ અર્પણ કરે છે

ફરમાવ્યું કે :

અમ્બિયા અલયહિમુસ્સલામ તમામ રૂહાની અને ઈલ્મી કમાલાત (ખૂબીઓ, સિદ્ધિઓ) તેમજ વિલાયતના તમામ મર્તબાઓને વહેંચી દે છે. તેઓ એ તમામ કમાલાતના બીજ અર્પણ કરે છે.

હવે એ બીજોનું સહીહ રીતે સંવર્ધન અને ઉછેર કરીને ફળદાયી બનાવવું અને તેને વૃક્ષોના સ્વરૂપમાં સાકાર કરવું એ ઉમ્મતની વ્યક્તિઓનું કામ છે.

મકતૂબાત (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક પત્રો)માં જયારે વાચક મકામાત, કમાલાત અને તેના વર્તુળો તેમજ ઝિલાલ (પ્રતિબિંબો) અને વિલાયત તથા કૈયૂમિય્યત વગેરેની વાતો વાંચે છે તો વિચારવા લાગે છે કે એ કયા આલમ (વિશ્વ)ની વાતો છે ! અને એ કમાલાત તથા મકામાત કોને હાસિલ થાય છે !



એની મિષાલ આ પ્રમાણે સમજો કે :

એક શખ્સની પાસે અમેરિકાથી ત્રણ લાખ (ડોલર)નો એક ચેક આવ્યો. એ ચેક કાગળનો એક નાનકડો ટૂકડો છે. તે એને હાથમાં લે છે. અને તેમાં :

- શાનદાર મકાનો.
- સેંકડો એકર જમીન.
- જાત જાતના ભોજનો અને વાનગીઓ, અને
- મોજ–મઝાની જાત જાતની વસ્તુઓ જુએ છે !

કાગળના એ નાનકડા ટૂકડામાં તે :

- પોતાને વિમાનમાં ઊડતો,
- ખૂબ આરામથી રેલવેમાં પ્રવાસ કરતો,

નિહાળે છે !

આ બધા દશ્યો તેને કાગળના આ થોડાંક ઈંચના ટુકડામાં નઝર આવે છે ! અને તે પોતાના દિલમાં વાતો કરે છે કે :

- હું એ (ભવ્ય) મકાનોમાં રહીશ,
- આ મોટા વિસ્તારની જમીનમાં ખેતી કરીશ,
- વાડી બનાવીશ,
- વિમાનમાં પ્રવાશ કરીશ !

એના ચેકમાં કેટલી રકમ લખેલી છે તેની જેમને ખબર નથી એવા લોકો આ વાતોને શેખચલ્લીની વાતો સમજશે, પરંતુ જાણકારો જાણે છે કે આ નાનકડા કાગળના ટુકડામાં ઉપરોકત તમામ ચીઝોના બીજ મૌજૂદ છે. હવે પેલા શખ્સનું આ કામ છે કે :

- આ બીજોને જમીનમાં વાવે,
- તેને હવા, ઉજાશ, પાણી અને ખાતર પહોંચાડે,
- અને તેને ફળદાયી બનાવે.



ફરમાવ્યું કે :

પરંતુ ચેક જયાં સુધી કોઈ સહીહ બેંકમાં જમા કરાવીને તેના નાણાં રોકડા કરાવવામાં ન આવે અને પછી એ રકમને ખર્ચ કરીને વાપરવામાં ન આવે, ત્યાં સુધી એનાથી કોઈ ફાયદો હાસિલ થઈ શકતો નથી.

જો એ ચેકને જેવો છે તેવો જ પોતાની પાસે રાખી મૂકવામાં આવે તો એ કાગળનો એક નકામો ટુકડો છે.

હવે હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને આપણો તફાવત આ છે કે, તેમણે આ ચેકને (બેંકમાં જમા કરાવીને)

નાણાં રોકડા કર્યા, અને તેનાથી ફાયદો મેળવ્યો.

દરેક ચેક, દરેક બેંકમાં વટાવી શકાતો નથી. મારી પાસે લંડનથી એક પરબિડિયું આવ્યું, જેમાં એક કાગળ હતો, જેમાં અંગ્રેજીમાં કંઈ લખ્યું હતું. મેં માશૂકમિયાંને વાંચવા આપ્યો. તેમણે કહ્યું કે :

"લંડનથી આપને કોઈ સાહબે ૧૦૦ રૂપિયાનો એક ચેક મોકલ્યો છે. પરંતુ એ ચેક અહીં (સ્થાનિક) બેંકમાં વટાવી શકાતો નથી. એને બહાર મોકલવો પડશે."

એટલે એ ચેક બહાર મોકલવામાં આવ્યો. લાંબી કાર્યવાહી થઈ. એમાંથી કેટલીક રકમ (બેન્કના કમીશન તરીકે) કાપવામાં આવી અને છેવટે બાકીની રકમ મને મળી.

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ ફરમાવે છે કે :

"શૈખ વગર રહબરી (માર્ગદર્શન) નથી થઈ શકતી. એ (શૈખ) બેંક છે. એના સિવાય ચેક વટાવી શકાતો નથી."

હઝરતે મકતૂબાત (પત્રો)માં એ જ ચેકને સામે રાખ્યો છે. અને જે ચીઝો ઈમ્કાન (સંભાવના, શકયતા)માં છે (વિલાયતે સુગરા, વિલાયતે કુબરા ... વગેરે) બયાન કરી છે.

[એની વિસ્તૃત સમજૂતી હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદિદી રહમતુલ્લાહિ અલયહિએ તેમની કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં આપી છે.] (અનુવાદક)

કાશ ! આપણે કુર્આને પાકનો ચેક સામે રાખીએ અને તેમાં જોઈએ કે કઈ કઈ તરક્કીઓ અને કમાલાત (સિદ્ધિઓ) ઈન્સાનના માટે શકય છે !

હઝરત ઈમામે રબ્બાની (હઝરત મુજદિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ)એ આ ચેકને વટાવ્યો અને એની રકમનો યોગ્ય ઉપયોગ કર્યો. આપણે (એ ચેકને માત્ર) સીનાથી લગાવીને બેઠા છીએ !

હઝરત લખે છે કે :

આ ફના છે અને આ બકા છે. હકીકતમાં એ જ ફના અને બકા છે. જયાં સુધી એકને ફના કરવામાં નહિ આવશે ત્યાં સુધી બીજીને બકા હાસિલ નહિ થશે. જયાં સુધી રકમને (વાપરીને) મિટાવવામાં અને નફસને ખાકમાં મેળવવામાં નહિ આવશે, ત્યાં સુધી એના ફળો હાસિલ નહિ થશે.

ભૂતપૂર્વ બુઝુર્ગોને જે દરજજાઓ હાસિલ થયા તે શરીરના આજ અંગો અને કુવ્વતોથી હાસિલ થયા, જે આપણી અંદર મોજૂદ છે. ફર્ક આ છે કે તેમણે એનાથી કામ લીધું અને આપણે કામ નથી લેતા.

એક શખ્સ પાસે ખેતીની ઘણી વિશાળ–વિસ્તૃત જમીન છે, પાણીની અનેક નહેરો વહે છે, પરંતુ તે શખ્સ એનો ઉપયોગ કરતો નથી, તો કોનો કુસૂર (વાંક) છે ?

## ૨૦૦ ભૌતિકતાની અતિ તેઝ અને તીવ્ર આંધીઓના મુકાબલામાં આપણી પોતાની કોશિશોની મિષાલ

ફરમાવ્યું કે :

ભૌતિકતાની અતિ તેઝ અને તીવ્ર આંધીઓ ચાલી રહી છે, એમાં મારી આ તકરીર અને કોશિશો શું અસરકારક થઈ શકે છે ! પરંતુ આપણી મિષાલ એવી છે કે, હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામને જયારે આગમાં નાંખવામાં આવ્યા, ત્યારે એક દેડકી પાણી લઈને આગ બુઝાવવા

ગઈ. તેનાથી આગ તો નહિ બુઝી, પરંતુ તેનું ખુલૂસ (હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ પ્રત્યેની તેની શુદ્ધ ભાવના) સાબિત થઈ ગઈ.

જયારે બે જરૂરતો એક જ સમયે પેશ આવે, ત્યારે તેમાંથી એકને અગ્રતા આપવી પડે છે. (દાખલા તરીકે :)

એક શખ્સને ત્યાં મહેમાન આવ્યા. તેમને ખવડાવવા માટે ઘરમાં કોઈ સામગ્રી નથી. ન ગોશ્ત, ન મસાલો, ન લોટ, ન દાળ !

બીવીએ કહ્યું કે :

"ઘરમાં કંઈ (સામગ્રી) નથી. મહેમાનોની સામે નાનમ અને બદનામી થશે."

તે જ વખતે (કોઈ કેસની બાબતમાં) અદાલતમાં પણ હાજર થવાનું હતું. જો અદાલતમાં હાજર ન થાય તો એક તરફી અને પોતાની વિરુદ્ધ ચુકાદો આવે તેમજ સજા થાય અને હઝારો રૂપિયાનું નુકસાન થાય.

હવે ઉપરોકત બન્ને જરૂરતોમાંથી એકને પસંદ કરવી પડશે.

- બજાર જઈને સામાન લાવે અને મહેમાનોની સેવા સરભરા કરે. અથવા
- થોડીક નાનમ અને રુસ્વાઈની પરવાહ ન કરે અને અદાલતમાં હાજરી આપે.



એ જ દુનિયા અને આખિરતનો મામલો છે. અહીં (દુનિયામાં) મહેમાન (લોકો)થી શરમિન્દા થવું આસાન છે, પરંતુ પેલી (આખિરતની) અદાલતની હાજરી જરૂરી છે; જેની અપીલ નથી.

**૨૦૧**

**વાસણ કાણું હોય તો
દૂધ તેમાં રહી શકતું નથી**

ફરમાવ્યું કે :

એક સાહબે લખ્યું કે :

"બૈઅત થવા આવું છું. મને આપથી અકીદત છે."

તેઓ આવ્યા તો સૂરત–શકલ બધું શરીઅતથી વિરુદ્ધ !

મેં તેમને સમજાવ્યું કે :

"વાસણ કાણું હોય તો દૂધ તેમાં રહી શકતું નથી."

તે સાહબ કહેવા લાગ્યા કે :

"વાસણ પણ તમે જ આપો ! "

મેં કહ્યું :

"હઝરત નૂહ અલયહિસ્સલામે સાડા નવસો (૯૫૦) વર્ષ સુધી તબ્લીગ કરી, પરંતુ તેમણે દૂધ પેશ કર્યું, વાસણ નહિ આપ્યું."

## ૨૦૨ પ્રસન્નતા અને ખિન્નતાના મોકા અને સ્થાન

ફરમાવ્યું :

લખનૌના એક માણસનો પત્ર આવ્યો.

તેમણે લખ્યું હતું કે :

"મારી ૮૦ (એંસી) વર્ષની ઉંમર છે. હું ફલાણા ફલાણા બુઝુર્ગોથી બૈઅત થયો છું."

તેમણે પોતાના અઝકાર અને અવરાદ તેમજ મઅમૂલાત વિગતવાર લખ્યા હતા. ઈશરાક, ચાશ્ત અને તહજ્જુદ વગેરે નવાફિલનો

ઉલ્લેખ હતો. અને એ બધાંનો ઉલ્લેખ કર્યા પછી લખ્યું હતું કે :

"આ બધું પઢું છું અને કરું છું, પરંતુ કોરાનો કોરો છું અને દુનિયા તેમજ આખિરતમાં નુકસાનમાં રહેનાર માણસ જેવો છું."

મેં એના જવાબમાં લખ્યું કે :

- વિનમ્રતા અને પોતાને તુચ્છ સમજવું ઘણી સારી ચીઝ છે, પરંતુ એનું એક સ્થાન અને પ્રમાણ છે. અગર તે પોતાના સ્થાન અને પ્રમાણ કરતાં વધી જાય તો નુકસાનકારક અને વબાલ બની જશે.
- ઈબાદત વખતે શુક્રનો જઝબહ (ભાવના) હોવી જોઈએ. અને કુર્આન શરીફનો એક શબ્દ પણ ઝબાનથી અદા થવા બદલ હઝાર વખત ખુદાનો શુક્ર અદા કરવો જોઈએ કે એન તૌફીક થઈ.
- એક સજદહ કરીને હઝાર વખત શુક્રનો સજદહ કરે કે સજદહની તૌફીક થઈ.
- ઈબાદત અને ઝિક્રના વખતે પ્રસન્નતા થવી જોઈએ. અને શુક્રનો જઝબહ ગાલિબ (બળવત્તર) હોવો જોઈએ. એ વખતે ખિન્નતા અસ્થાને અને નુકસાનકારક છે.
- પ્રસન્નતા અને ખિન્નતા દિલની બે હાલતો છે. ઝિક્રના વખતે પ્રસન્નતા હોવી જોઈએ. અને ગુનાહના વખતે ખિન્નતા. જો ઝિક્રના વખતે ખિન્નતા રહી તો ફાયદો ન થશે. એ વખતે પ્રસન્નતા અને શુક્ર ઈચ્છિત અને અપેક્ષિત છે. અને તેનાથી જ તરક્કી છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

لَئِنْ شَكَرْتُمْ لَاَزِيْدَنَّكُمْ (سورۂ ابراهيم، آيت:٧)

<u>ભાવાર્થ</u> :

જો તમે શુક્ર કરશો તો હું તમને વધારે આપીશ.

# સત્તરમી મજલિસ

<u>લેખકની નોંધ</u> :

પહેલી ઝીકઅદહ, ૧૩૮૮ હિજરીસન મુતાબિક ૨૦, જાન્યુઆરી, ૧૯૬૯ ના રોજ ઔરંગાબાદથી ભોપાલ હાજર થયો. એ ભોપાલના વાર્ષિક તબ્લીગી ઈજતિમાઅનો બીજો દિવસ હતો. લોકો મોટા પ્રમાણમાં હઝરતની ઝિયારતના માટે હાજર થતા અને થોડો સમય બેસીને ચાલ્યા જતા.

ખાનકાહનો અંદરનો અને બહારનો પરિસર એવી રીતે ખીચોખીચ ભરેલો હતો કે હઝરત સુધી પહોંચવું પણ મુશ્કેલ હતું.

મૌલાના ઈન્આમુલ્ હસન સાહબ (તબ્લીગી જમાઅતના અમીર)ની મુલાકાતના માટે તાજુલ્ મસાજિદ જવાના કારણે અને સફરના થાકના કારણે મજલિસમાં હાજરીની અને ફૈઝયાબ થવાની તેમજ આપના મલફૂઝાત લખવાની નોબત ન આવી.

આ વખતે હું હઝરતનો જ મહેમાન હતો અને હઝરતે ઈનાયત અને શફકતપૂર્વક દૌલતખાનાના તે હિસ્સામાં જેમાં મૌલાના અબ્દુશ્શકૂર સાહબ રહમતુલ્લાહિ અલયહિનો કિયામ રહ્યા કરતો હતો, તેમાં મને ઉતારો આપ્યો.

૨, ઝીકઅદહ, ૧૩૮૮ હિજરીસન મુતાબિક ૨૧ મી, જાન્યુઆરી, ૧૯૬૯ ઈસ્વીસનના રોજ પણ ઝિયારત કરનારાઓ અને મુલાકાતીઓની ભરમાર રહી. પુરાના મા'મૂલ પ્રમાણે ઈત્મીનાનની મજલિસ અને સતત વાતચીત થઈ ન શકી.

તસવ્વુફની કિતાબો તથા સૂફીઓ અને આરિફોના કલામને

સમજવામાં જે ગેરસમજ અને વિરોધાભાસ પેદા થયો છે, અને જે રીતે લોકોએ એના પોતાની મનમાની રીતે ભાવાર્થો અને પરિણામો તારવ્યા છે તેની સ્પષ્ટતા કરતા ઈર્શાદ ફરમાવ્યો કે :–

## ૨૦૩ કોઈના કલામને સમજવાના ઉસૂલ અને શરતો

કોઈ તબકહ યા સમૂહના કલામને સમજવાના માટે તેની ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો) અને મુહાવરાઓ (રૂઢિપ્રયોગો)ને સમજવું જરૂરી છે.

કલામને સમજવા માટે અત્યંત જરૂરી છે કે, આ મા'લૂમ કરવામાં આવે કે બોલનારની મુરાદ શી હતી. માત્ર શબ્દોના અર્થો જાણવા પૂરતું નથી. બોલનારનો લહેજો અને અંદાઝ તથા મોકો અને સ્થળ સમજવું પણ જરૂરી છે.

એક શખ્સે ખાદિમથી કહ્યું :

"રોકો ! મત જાને દો !"

તેણે આ વાકયનો ભાવાર્થ આ લીધો કે :

"રોકો મત ! જાને દો !"

ખાદિમે કોઈને અટકાવ્યા નહિ અને બધાં ચાલ્યા ગયા.

પેલા બુઝુર્ગે ખાદિમને ધમકાવતા પૂછયું કે :

"મેં તો પાસબાન અને ચોકીદાર બનાવીને ઊભો રાખ્યો હતો, તમે બધાંને જવા દીધાં ? !"

ખાદિમે બુઝુર્ગના વાકયની સનદ પકડી કે :

"આપે જ તો ફરમાવ્યું હતું કે :

"રોકો મત ! જાને દો !"



ભાષાવિદો અને સાહિત્યકારો મા'મૂલી ફેરફારથી ઈબારતને કંઈથી કંઈ કરી દે છે !

એક શખ્સનું નામ 'મુહમ્મદ કાલે' (કાળા રંગનો) હતું. કોઈ સાહિત્યકાર અને શાઈરે તેનો કેટલો ઉમદહ શબ્દ પ્રયોગ કર્યો !

**"હરદમ નામ મુહમ્મદકા લે."**

[અર્થાત્ હરદમ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું નામ લેતો રહે, આપ પર દુરૂદ પઢતો રહે.]



આ ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો) અને મકસદોને ન સમજવાના કારણે લોકોએ ખ્વાજા હાફિઝ (શીરાઝી)ના કલામથી કેવા કેવા (ગલત) ભાવાર્થો લીધાં, અને કઈ કઈ (અયોગ્ય) ચીઝની સનદ લીધી !

## ૨૦૪ ઈસ્લાહ અને તરબિયતના તરીકાઓમાં ફર્ક અને ઈખ્તિલાફના સબબ

ફરમાવ્યું :

(તસવ્વુફના) તરીકાઓ અને સિલસિલાઓની રીતભાત પ્રકૃતિ અને ઝમાનાના ઈખ્તિલાફના મુતાબિક રચાય છે. જે ઝમાનામાં જે રીતની તબીઅતો (માનવ સ્વભાવો) અને સંજોગો હતા, તે ઝમાનામાં તેના જ

મુતાબિક બુઝુર્ગોએ ઈસ્લાહ અને તરબિયતના તરીકા અપનાવ્યા. અને તેના જ મુતાબિક તેમાં ફેરફાર અને પરિવર્તન થતાં રહ્યાં.

એની મિષાલ લિબાસ જેવી છે.
શિયાળાનો એક (ખાસ) લિબાસ હોય છે.
ઉનાળાનો એક (અલગ) લિબાસ હોય છે.
દરેક ઋતુ માટે એક જ લિબાસ ધારણ કરી શકાતો નથી.
હું શિયાળામાં ચોગા અને દગલો પહેરું છું.
પરંતુ હંમેશા ઝભ્ભો પહેરી શકતો નથી.
લોકોએ (તસવ્વુફ)ના તરીકાને મકસૂદ બિઝ્ઝાત સમજી લીધો અને તેમનામાં એના વિષે દુરાગ્રહ અને સ્થગિતતા પેદા થઈ ગઈ !
એકને બીજા પર સરસાઈ આપવા લાગ્યા,
બલ્કે બીજાને ઉતારી પાડવાનો પ્રયાસ કરવા લાગ્યા.

## ૨૦૫ અવરાદ અને અઝકારનો જેટલા પ્રમાણમાં પ્રબંધ કરવામાં આવશે તેટલા જ પ્રમાણમાં કુબૂલિય્યત અને તા'ષીર પેદા થશે

સાંજે ખાનકાહમાં મુલાકાત અને ઝિયારત કરનારાઓના કારણે હઝરત પણ બેસી ગયા અને મજલિસ શરૂ થઈ ગઈ.

મુંબઈના એક દીનદાર વેપારી અને તબ્લીગી જમાઅતના એક ખાસ કાર્યકર્તા હાજી અલાઉદ્દીન સાહબ પાલનપૂરીએ અરજ કરી કે :

"મારા એક દોસ્તે (મુંબઈથી) રવાના થતી વખતે હઝરતથી પોતાની એક પરેશાની દૂર થવાના માટે દુઆની દરખાસ્ત કરી હતી, અને કંઈક પઢવા માટે પૂછયું હતું. તેમનો એક

૧૩–૧૪ વર્ષનો છોકરો ૭–૮ મહિનાથી ગુમ થઈ ગયો છે. તેઓ સખ્ત પરેશાન છે.”

હઝરતે સૂરએ ‘વત્તારિક’ પઢવા માટે અને ખાસ કરીને :

إِنَّهُ عَلَىٰ رَجْعِهِ لَقَادِرٌ

નો વધારેમાં વધારે વિર્દ કરવાની હિદાયત ફરમાવી.

તે પછી ફરમાવ્યું કે :

આવા કામો એજન્ટો અને પત્રો મારફતે ઠીક નથી થતાં. તા’ષીર ઓછી થઈ જાય છે. એ અવરાદ અને અઝકારના માટે જેટલો એહતિમામ (પ્રબંધ) કરવામાં આવશે અને તાલિબથી જેટલા પ્રમાણમાં એની અઝમત અને સાચી તલબ જાહેર થશે, તેટલા જ પ્રમાણમાં તેમાં કુબૂલિય્યત અને તા’ષીર પેદા થશે.

હઝરત મૌલાના અબ્દુશ્શકૂર સાહબ એક વખતે હજથી વાપસી પર ઘણા દિવસ અહીં થોભ્યા. લખનૌ જઈને લખ્યું કે :

“હું મુદ (ઉર્દૂ કિતાબમાં મજકૂર શબ્દ ઉપર ફૂટનોટની નિશાની કરેલી છે પરંતુ ફૂટનોટ આપી નથી)ની સનદ લેવાના માટે આવનાર છું.”

મેં લખ્યું કે :

“આપ તો આટલા દિવસ અહીં રહ્યા, ત્યારે ફરમાવી દેત તો એની પણ પરિપૂર્ણતા કરી દેત.”

તેમણે જવાબમાં લખ્યું કે :

“આ મકસદના માટે અલગ સફર જ મુનાસિબ છે. હું એને પેટા સ્વરૂપે કરવા ચાહતો ન હતો.”

જેથી એના માટે ખાસ અલગ સફર ફરમાવ્યો અને સનદ હાસિલ કરી.

## ૨૦૬ પોતાના આ'માલ અને વઝાઈફના બદલે અલ્લાહના કરમ પર ભરોસો હોવો જોઈએ

ફરમાવ્યું :

કેટલાક લોકો પુષ્કળ વઝાઈફ પઢે છે. તેમનો બધો સમય વઝાઈફથી ઘેરાયેલો રહે છે. જે બુઝુર્ગે જે બતાવી દીધું, અને કોઈ કિતાબમાં જે કઈ વાંચી લીધું, તેને પણ પઢવાનું શરૂ કરી દીધું !

પછી શિકાયત કરે છે કે :

વઝાઈફમાં તા'ષીર નથી ! હું આટલા દિવસથી વઝાઈફ પઢું છું, છતાં મારું કામ નથી થયું.

લોકોને વઝાઈફ પર ભરોસો એવો જ છે જેવી રીતે કોઈને પોતાની મઝદૂરી અને મહેનત પર નાઝ હોય, અને તેના પર ભરોસો કરી લે.

તો પછી :

- કરીમના કરમ પર,
- (બંદાની) લાયકાત વગર તેના પર નવાઝિશ પર,
- તેના દાન અને સખાવત પર

ભરોસો કયાં રહ્યો ?

પોતાની રંકતા અને કંગાળતા પર નઝર હોવી જોઈએ કે :

હું તો ખાલી હાથ છું. અલબત્ત, તે કરીમ, બંદાનવાઝ અને

ગદા પરવર છે.

"હે અલ્લાહ ! તારી મગફિરત મારા ગુનાહોના કરતાં વધારે વિશાળછે અને મને મારા આ'માલના કરતાં વધારે તારી રહમતથી ઉમ્મીદ છે."



અહીં એક મુન્શી મુબારકઅલી સાહબ હતા. મારી સાથે સંબંધ ધરાવતા હતા. પુષ્કળ અવરાદ અને વઝાઈફ પઢતા હતા. એક દિવસે બપોરે હું સૂતો હતો. પરેશાન થઈને ખાનકાહમાં આવ્યા.

(ખાદિમને) કહ્યું કે :

"(હઝરતને) જગાવી દો ! હું ઘણો પરેશાન છું."

ખાદિમે મને જગાડયો. હું ઊઠીને આવ્યો.

તેઓ મારી માફી ચાહવા લાગ્યા કે આપને તકલીફ આપી.

મેં કહ્યું કે :

"મને આ થોડીક તકલીફ થઈ પરંતુ આપના અહેસાનો તો મારા પર ઘણાં છે તેના મુકાબલામાં આ કોઈ તકલીફ નથી."

કહેવા લાગ્યા કે :

"હવે બરદાશ્ત નથી થતું. જેમના પર મેં અહેસાનો કર્યા છે તે લોકો હવે મારાથી કતરાવા અને આંખ આડા કાન કરવા લાગ્યા છે."

મેં કહ્યું કે :

"બધાં વઝાઈફ છોડી દો અને અલ્લાહના કરમ પર ભરોસો કરો !"

તેમણે એવું જ કર્યું.

હું દિલ્હી ગયો હતો. ત્યાં તેમનો પત્ર આવ્યો.

તેમણે લખ્યું હતું કે :

“અલ્લાહે મોટો ફઝલ ફરમાવ્યો. મારી પરેશાની દૂર થઈ ગઈ.”

## ૨૦૭ નવી નવી દુઆઓ અને સૂર્યાની તથા ઈબરાની (ભાષાના) વઝીફાઓનો શોખ

ફરમાવ્યું કે :

લોકોને નવી નવી દુઆઓ અને સૂર્યાની તથા ઈબરાની ઝબાનના વઝાઈફનો શોખ હોય છે.

એક સાહબે મારાથી દુઆએ **‘મશબખ’**ની ફરમાઈશ કરી.

મેં કહ્યું કે :

“મને તો કુર્આનની સૂરતો અને દુઆઓ આવડે છે.”

દુઆએ **‘મશબખ’**થી હું નાવાકિફ ન હતો. એ સૂર્યાની ભાષાની એક દુઆ છે. હું જયારે નવજવાનીમાં હૈદરાબાદમાં હતો તો મને એ શીખવાનો શોખ થયો.

હૈદરાબાદમાં એક બુઝુર્ગ હિલાલઅલી શાહ સાહબ હતા. તેઓ પુરાના પુલથી આગળ કાગઝી ગોડામાં રહેતા હતા.

હું મારા એક દોસ્તની સાથે ત્યાં પહોંચ્યો. મા’લૂમ થયું કે હઝરત શહેર ગયા છે. ઘણાં દૂરથી આવ્યો હતો, તેમના ઈન્તિઝારમાં બેસી ગયો.

ત્યાં ઉર્ષની તૈયારીઓ થઈ રહી હતી. દુકાનો લાગી રહી હતી.

થોડા સમય પછી હઝરત તશરીફ લાવ્યા. ખાદિમો પર ઘણા નારાઝ થયા.

કહેવા લાગ્યા :

“તમે ઘણાં નાસમજ અને ઢંગ વગરના છો. તમારો કોઈ ઢંગ નથી. આ શું લગાવી રહ્યા છો ? આ કેવી રીતે બનાવી રહ્યા છો ? ”

મોડે સુધી તેમના પર ગુસ્સો અને ઈતાબ ફરમાવતા રહ્યા.

તે પછી અમારી તરફ ધ્યાન કેન્દ્રિત કરીને પૂછ્યું કે :

“કેમ ઊભા છો ? ”

અમે લોકો ગભરાયા કે હવે આપણું આવી બન્યું.

અરજ કરી કે :

“દુઆએ **‘મશબખ’** શીખવા અને તેની ઈજાઝત મેળવવા માટે આવ્યા છીએ.”

ઘણાં નારાઝ થયા.

કહ્યું કે :

“જેણે તમને આ રસ્તો બતાવ્યો તેને સૂવડાવીને પાંચ જૂતા મારો ! આ કોઈ મઝાક છે ? જયારે કોઈને ખિલાફત આપવામાં આવે છે તો ત્યારે આ દુઆની ઈજાઝત આપવામાં આવે છે.”

અમે વીલા મોઢે ચાલી આવ્યા.

મેં (સાથીને) કહ્યું કે :

“સૂરએ ઈખ્લાસ, સૂરએ કૌષર જેવી અઝીઝ સૂરતો તો

ખિલાફત વગર મળી જાય છે અને આ સૂર્યાની ભાષાની દુઆ ખિલાફત વગર નથી મળતી ! (કેવી નવાઈકારક વાત છે ! ) "

## ૨૦૮ કુર્આનની આયતો અને મા'ષૂરહ દુઆઓમાં બધું જ છે

ફરમાવ્યું કે :

તસવ્વુફની કિતાબો અને મકતૂબાત શરીફ (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના પવિત્ર પત્રો) વગેરેમાં જે મોટા મોટા મુરાકબાઓ આવ્યા છે, તેના પર ઊંડું ચિંતન કરવાથી મા'લૂમ થાય છે કે, બધું જ કુર્આન શરીફની આયતોમાં મોજૂદ છે.

એ જ પ્રમાણે મા'ષૂરહ દુઆઓ અને મસનૂન અઝકારમાં ચિંતન–મનન કરવાથી અને તેને શુઊર અને ઈસ્તિહઝારની સાથે પઢવાથી તે બધાં મકસદો હાસિલ થાય છે જે પેલા મુરાકબાઓથી મકસૂદ (અપેક્ષિત) છે.

એક સૂવા વખતની આ દુઆના જ શબ્દો અને ભાવાર્થો પર ચિંતન–મનન કરો, જેની આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક સહાબી રદિયલ્લાહુ તઆલા અન્હુને તલ્કીન કરી હતી.

સહીહ બુખારી, કિતાબુલ્ વુઝૂના અંતમાં આ રિવાયત મોજૂદ છે.

કેવી જામિઅ (સર્વગ્રાહી) મુરાકબાત દુઆ છે અને તેનાથી તસ્લીમ અને રઝા, તવક્કુલ અને ભરોસો તેમજ કેવી ફનાઈય્યત હાસિલ થાય છે !

اَللّٰهُمَّ اِنِّىْ اَسْلَمْتُ وَجْهِىَ اِلَيْكَ وَفَوَّضْتُ اَمْرِىْ

اِلَيْكَ وَاَلْجَأْتُ ظَهْرِىْ اِلَيْكَ رَغْبَةً وَّرَهْبَةً اِلَيْكَ
لَا مَلْجَأَ وَلَا مَنْجَأَ مِنْكَ اِلَّا اِلَيْكَ اٰمَنْتُ بِكِتَابِكَ
الَّذِىْ اَنْزَلْتَ وَنَبِيِّكَ الَّذِىْ اَرْسَلْتَ

ભાવાર્થ :

હે અલ્લાહ ! મેં પોતાને તારો ફરમાંબરદાર બનાવી દીધો અને પોતાનો મુઆમલો બસ તને સોંપી દીધો, અને તને જ પોતાનો આશ્રયદાતા બનાવી લીધો. તારી નઝરે કરમના શોખ અને ઉમ્મીદમાં તારા ગઝબ અને અઝાબથી ડરીને, તારા સિવાય કોઈ પનાહની જગા નથી અને કોઈ નજાતની સૂરત નથી. હું ઈમાન લાવ્યો તારી ઉતારેલી કિતાબ પર અને તારા મોકલેલા રસૂલે પાક પર.



ફરમાવ્યું કે :

નિયમ છે કે આદમી જેમ જેમ બુલંદીની તરફ આગળ વધતો જાય છે, તેમ તેમ ભૌતિક તત્ત્વો, બિન જરૂરી અને વજનદાર વસ્તુઓને નીચે ફેંકતો જાય છે.

મેં માસ્ટર બદીયુલ્ હસન સાહબ અને ગણિત શાસ્ત્ર તેમજ ખગોળ શાસ્ત્રના શિક્ષકોને ચાંદના તરફ જનારા રોકેટ વિષે પૂછયું. અને તેની વિગતો મા'લૂમ કરી.

જાણવા મળ્યું કે :

રોકેટ પોતાના ઘણા હિસ્સાને નીચે ફેંકતું ઉપર ગયું. અને જયારે તે ચાંદના અવકાશ ક્ષેત્રમાં દાખલ થયું તો તેનો માત્ર જરૂરી અને મુનાસિબ હિસ્સો રહી ગયો.

એ જ પ્રમાણે માનવંત સૂફીઓએ પણ પોતાના મુરાકબાત અને રૂહાની ઉરૂજ (ઉત્થાન)માં આલમે ઉલૂવી (ઉચ્ચ લોક)ની સયરો કરી છે. તેઓ પણ એ પરવાઝમાં પોતાના ભૌતિક અને ભારે તત્ત્વોને પાછળ છોડી દેતા હતા અને માત્ર પોતાની લતાફતે રૂહ અને કુવ્વતે ઊરૂજ વડે તે આલમમાં પહોંચતા હતા અને મલકૂતુસ્સમાવાત (ફરિશ્તાઓનો જયાં નિવાસ છે તે આકાશો)ની સયર કરતા હતા.

આ સયરમાં કેટલીક વખત તેઓ ચાંદને પોતાના કરતાં એટલો નીચે નિહાળતા હતા જેટલો આ પૃથ્વી પર રહેનારાઓ ચાંદને પોતાની ઉપર નિહાળે છે !

શયખે અકબર, હઝરત મુજદ્દિદ સાહબ વગેરેએ પોતાના આ ઊરૂજ (ઉચ્ચ ગમન) અને સયર આફાકીની મંઝિલો લખી છે.

## અઢારમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૩, ઝીકઅદહ, ૧૩૮૮ હિજરીસન મુતાબિક ૨૨, જાન્યુઆરી, ૧૯૬૯ ઈસ્વીસન |
| દિવસ | : બુધવાર |
| સમય | : સવારે ૯ : ૩૦ કલાકે |



### ૨૦૯ ઈસ્લામ ખુસૂસિયતોને મિટાવે છે

આજે હઝરતની તબીઅત કંઈક અસ્વસ્થ હતી. કમરમાં કેટલાયે દિવસોથી દુઃખાવો હતો. આજે તેમાં કંઈક વધારો થઈ ગયો. ઈશરાક પઢીને નિયમ વિરુદ્ધ લેટી ગયા અને આંખો લાગી ગઈ.

મવલાના ઈન્આમુલ્ હસન સાહબ (તબ્લીગી જમાઅતના હઝરતજી) કેટલાક સાથીઓ સાથે મળવા આવ્યા. હઝરત આરામ ફરમાવતા હોવાનું જાણીને આ લેખકની પાસે મહેમાનખાનામાં આવ્યા. થોડી વારમાં જલ્સામાં શિર્કત કરનારા મહેમાનો અને ખાનકાહમાં આવનારાઓની સંખ્યા ઘણી વધી ગઈ. વરંડાના અંદરનો ભાગ ચિક્કાર થઈ ગયો. બહાર પણ પાથરણાંની વ્યવસ્થા કરવી પડી.

હઝરત જાગ્યા અને મવલાના (ઈન્આમુલ્ હસન સાહબ) મારી પાસે બેઠા હોવાની આપને જાણ થઈ; તો બહાર ખાનકાહમાં જવાના બદલે અંદર જ તશરીફ લાવ્યા અને વરંડાના છેડે જયાં જોડાં (પગરખાં) ઉતારવામાં આવે છે, તેની પાસે જ બેસી ગયા. હાજરજનોએ મજલિસના પ્રમુખસ્થાને બેસવા માટે વિનંતી કરી તો ફરમાવ્યું કે :

"મને અહીં જ રાહત છે. બેતકલ્લુફી ઘણી રાહતની ચીઝ છે. હું બેતકલ્લુફી (અનઔપચારિકતા)ને ઘણી પસંદ કરું છું. આદમીને જોઈએ કે જેવી જરૂરત હોય અને સાથીને જે ખિદમત અને રાહતની જરૂરત હોય, તે પહોંચાડે.

મારી સાથે હૈદરાબાદથી એક છોકરો આવ્યો હતો. તે મારી પાસે જ રહેતો હતો. એક દિવસે તેને તકલીફ હતી. હું તેની કમર દબાવવા લાગ્યો. મુન્શી હલીમુદ્દીન સાહબ ખૂબ ચોંકયા; અને કહ્યું કે હું આ ખિદમત કરીશ.

જાણે તેમના હઝરત કુદવતુસ્સાલિકીનનું આ કામ કરવું પસંદ ન આવ્યું.

મેં કહ્યું કે :

એ (છોકરો) મને આરામ પહોંચાડે છે. જો હું તેને આરામ પહોંચાડું તો શું વાંધો છે ? ઈસ્લામ ખુસૂસિયતોને મિટાવે છે.

## ૨૧૦ યૂરોપમાં તબ્લીગી કામ અને તેની અસરો

મવલાના ઈન્આમુલ્ હસન સાહબ અને તેમના કેટલાક સાથીઓએ યૂરોપમાં તબ્લીગી અસરો, જમાઅતોની પ્રવૃત્તિઓ અને મસ્જિદોના નિર્માણનો સિલસિલો શરૂ થવાની વાત કરી. આ પણ ઉલ્લેખ કર્યો કે જમાઅતના લોકોએ પેરીસમાં એક નાની સરખી મસ્જિદ બંધાવી છે. આ વખતે રમઝાનુલ્ મુબારકમાં ત્યાં તરાવીહ થઈ. ૬૦ (સાંઠ) ૭૦ (સિત્તેર) આદમી તરાવીહમાં શરીક થતા હતા. છેલ્લા અશરા (દસકા)માં એક માણસે એ'તિકાફ પણ કર્યો. પત્રમાં હતું કે પેરીસના ઈતિહાસમાં કદાચ આ પહેલો એ'તિકાફ છે.

હઝરતે આ બનાવો પર ઘણી પ્રસન્નતા જાહેર કરી. અને ફરમાવ્યું કે :

"ખુદાની શાન છે કે કુફ્ર અને ઝુલ્મત (અંધકાર)ના કેન્દ્રોમાં આ ફેરફાર થઈ રહ્યો છે. ઈસ્લામ અને ઈમાનના કેન્દ્રોમાં અને બુઝુર્ગોના ખાનદાનોમાં જ્યાં પેઢીઓથી દીનદારી અને બુઝુર્ગી ચાલી આવતી હતી, ત્યાં મગરિબ (યૂરોપ)ની નકલ કરવાના, દીનથી બેરગબતીના બલ્કે દીનના તરફ તુચ્છતાના અને ઈસ્લામની લાક્ષણિકતાઓથી તિરસ્કાર અને તેની મશ્કરીના દશ્યો જોવામાં આવી રહ્યા છે :

**ચું કુફ્ર અઝ કઅબહ બરખીઝદ કુજા માંદ મુસલમાની**

[જો કઅબહ (અર્થાત્ ઈસ્લામના કેન્દ્ર)માંથી જ કુફ્ર ઉદભવ પામે તો મુસલમાની ક્યાં બાકી રહે ! ]



## ૨૧૧ હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ સાહબ રહમતુલ્લાહિ અલયહિ સાથે પહેલી મુલાકાત અને તેમની નમાઝનો ઉલ્લેખ

ફરમાવ્યું કે :

હું તો ત્યારથી જ અકીદતમંદ છું જયારે નિઝામુદ્દીનની આ મસ્જિદ ઘણી નાની અને કાચી–પાકી હતી. અને કેટલાક મા'ઝૂર અને અપાહજ (અપંગ) જેવા મેવાતી ત્યાં પડી રહેતા હતા. મને તો આ બાગ ત્યારે જ લહેરાતો દેખાતો હતો.

હું એક વખતે નિઝામુદ્દીન ઝિયારતના માટે ગયો. ઝિયારતથી ફારિગ થવા આવ્યો તો કોઈએ કહ્યું કે :

"એક નાની સરખી મસ્જિદ બીજી પણ છે. ત્યાં એક નાનો સરખો મદ્રસો છે અને એક બુઝુર્ગ ત્યાં રહે છે. ત્યાં પણ ચાલો."

હું (ત્યાં) હાજર થયો. પેલા બુઝુર્ગ (હઝરત મવલાના ઈલ્યાસ રહમતુલ્લાહિ અલયહિ) વિષે પૂછયું. કહેવામાં આવ્યું કે તેઓ અત્યારે મસ્જિદની બહાર ગયા છે. ઝોહરની નમાઝ વખતે મળશે.

હું થોભી ગયો.

ઝોહરની નમાઝનો સમય થયો. તેઓ તશરીફ લાવ્યા. મેં તેમની પાછળ નમાઝ પઢી.

યા તો મારા વાલિદ સાહબની પાછળ (આવા ઈત્મીનાનથી) નમાઝ પઢી હતી, યા એમની (હઝરત મવલાના ઈલ્યાસ રહમતુલ્લાહિ અલયહિ)ની પાછળ !

તે પછી મેં મવલાના યૂસુફ સાહબનો દવર પણ જોયો.

એક દિવસ મેં તેમને કહ્યું કે :

મેં તમને ત્યારે જોયા હતા જયારે આપ '**સફવતુલ્ મસાદિર**' પઢતા હતા.

ઘણી સાદગીથી બોલ્યા કે :

"અત્યારે પણ તો તે જ પઢી રહ્યો છું."

## ૨૧૨ જે દિવસે કુર્આન પઢી ન શકાય તે દિવસે મિઝાજ ઠીક નથી રહેતો

મુહમ્મદ રફીક સાહબ કાનપૂરી હઝરતની નજીક બેઠા હતા. તેમણે પૂછયું કે :

"હઝરત ! મિઝાજ કેમ છે ?"

ફરમાવ્યું કે :

"અલ્હમ્દુ લિલ્લાહ ! ઘણો સારો છે. અને સારો જ રહે છે. હાં, જે દિવસે કુર્આન મજીદ ન પઢું, તે દિવસે મિઝાજ ઠીક નથી રહેતો."

وَمَنْ يَّعْشُ عَنْ ذِكْرِ الرَّحْمٰنِ نُقَيِّضْ لَهٗ شَيْطٰنًا فَهُوَ لَهٗ قَرِيْنٌ (سورۂ زخرف، آیت:۳٦)

ભાવાર્થ :

અને જે કોઈ રહમાનની યાદથી મોઢું ફેરવે તો અમે તેના ઉપર એક શયતાન નીમી દઈએ છીએ, તે તેની સાથે જ રહે છે.

[સૂરએ 'ઝુખરુફ' : ૩૬]

## ૨૧૩ મોતનો ખ્યાલ અને આખિરતના યકીનની અસર

એક બુઝુર્ગે કશ્ફથી જોયું કે :

- એક મચ્છર તેમના ડાબા ખભા ઉપર બેઠું છે.
- તેનો દંખ તેમના દિલ ઉપર છે.
- તે મોતનો ખ્યાલ તેમના દિલમાંથી મિટાવી રહ્યો છે.



મોતનો ખ્યાલ અને આખિરતના યકીનથી :

- નેક અમલની ચિંતા અને
- (આખિરતના) સફરના ભાથાનો પ્રબંધ કરવાનો વિચાર ફરજીયાત

પેદા થાય છે.

કુર્આન શરીફમાં આવે છે :

فَمَنْ كَانَ يَرْجُوْا لِقَآءَ رَبِّهٖ فَلْيَعْمَلْ عَمَلًا صَالِحًا وَّلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖ اَحَدًا (سورۂ کہف، آیت:۱۱۰)

ભાવાર્થ :

માટે જે કોઈ પોતાના પરવરદિગારની મુલાકાતની આશા રાખતા હોય તો તેમણે સત્કાર્યો કરતાં રહેવું જોઈએ અને તેણે પોતાના પરવરદિગારની બંદગીમાં બીજા કોઈને શરીક કરવા નહિ જોઈએ.

[સૂરએ 'કહફ' : ૧૧૦]

લોખંડનો ગોળો અથવા દડો ઢાળવાળી જગાએ આપો આપ નીચે જશે. તેને ધક્કો મારવાની અથવા ગબડાવવાની જરૂરત નથી.

હઝરત ઉમર (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ની વીંટી પર (આ લખાણ) કોતરેલું હતું :

كَفٰى بِالْمَوْتِ وَاعِظَةً

[ઈન્સાનને મોતની નસીહત કાફી છે.]



ટપાલીના થેલામાં ૧૫૦૦૦ (પંદર હજાર)ની રકમ છે.
તેનો એક અંગત દોસ્ત ૧૫ (પંદર) રૂપિયા માંગે છે.
તે આપી શકતો નથી જો કે તેની પાસે માત્ર ૧૫ નહિ,
૧૫૦૦૦ રૂપિયા હાજર છે !

શા માટે આપી શકતો નથી ?

એટલા માટે કે તે જાણે છે કે તેણે પોસ્ટ ઓફિસમાં પાઈ પાઈનો હિસાબ આપવાનો છે.

- તે ગની (માલદાર) પણ છે, અને મુફલિસ પણ છે.
- તે મુખ્તાર પણ છે, અને મજબૂર પણ છે.

એ જ ઈન્સાનની હાલત છે.

જેને આખિરતની ચિંતા વળગેલી હોય તે પણ ટપાલીની જેમ :

- ગની (માલદાર) પણ છે અને મુફલિસ પણ છે.
- આઝાદ પણ છે અને ગુલામ પણ છે.
- મુખ્તાર પણ છે અને મજબૂર પણ છે.

તે પોતાના ઈખ્તિયારથી કામ લઈ શકે છે, અને પોતાની સંપત્તિમાં ઈચ્છા પ્રમાણે ખર્ચ પણ કરી શકે છે, પરંતુ આખિરતના હિસાબ કિતાબનો ખૌફ રહે છે.



ફરમાવ્યું કે :

મોતના વખતે કેટલાક લોકોને ઘણી ગભરામણ થાય છે. આ ગભરામણ કેવી ?

એ જ સમય (મોત)ના માટે તો બધી કોશિશ અને તૈયારી કરવામાં આવે છે.

એક શખ્સ :

- રૂ પીંજાવે છે,
- તેને સાફ કરાવે છે,
- રજાઈ બનાવડાવે છે.

હવે જયારે સૂવાનો અને ઠંડી (શિયાળા)નો સમય આવે છે તો રજાઈથી ગભરામણ શા માટે ?

આરામ મેળવવાનો તો હવે સમય છે.

હવે રજાઈની કદર થશે.

મારો (મોતનો) સમય જેટલો નજીક આવતો જાય છે, ખૂશી વધતી જઈ રહી છે.

એક નવજવાન મારી પાસે આવતો–જતો રહેતો હતો.

મોતના સમયે હું તેને જોવા ગયો.

તે બોલ્યો :

"અમ્મા ! મને પકડો. હું ચાલ્યો."

આ અમ્માને બોલાવવાનો સમય થોડો જ છે.

એક વૃદ્ધ માણસ ઘણા બીમાર હતા.

હું જોવા ગયો.

કહેવા લાગ્યા કે :

"એવી દુનિયા જોઈ રહ્યો છું જેમાં ન દિવસ છે ન રાત."

હું સમજી ગયો કે બીજી દુનિયા (નો અહેવાલ) શરૂ થઈ ગયો છે.

એવા સમયે કલિમહ પઢવા માટે કહેવામાં આવે તો સગાં–સંબંધીઓને ખોટું લાગે છે; કે અપશુકન કરી રહ્યો છે.

મેં કહ્યું કે :

"આપના દિલ પર ગભરામણ લાગે છે ? "

કહેવા લાગ્યા :

"હાં."

મેં કહ્યું :

"કલિમહ એનો ઈલાજ છે.
ગભરામણ દૂર થઈ જશે.
આપ કલિમહ પઢો."

## ૨૧૪ કુર્આનમાં એવા પ્રહારો છે કે પહાડ પણ ચુરેચુરા થઈ જાય ! શેખ મુહમ્મદ ગૌષ ગ્વાલયરી રહિમહુલ્લાહુનો અજીબ બનાવ



ફરમાવ્યું કે :

કુર્આન મજીદમાં એવા પ્રહારો છે અને એવા કોરડા છે કે પહાડ પણ ચુરે ચુરા થઈ જાય. ઈન્સાન તો ઈન્સાન જિન્નોએ કહ્યું કે :

إِنَّا سَمِعْنَا قُرْآنًا عَجَبًا (سورۂ جن، آیت:۱)

ભાવાર્થ :

અમે એક અજબ કુર્આન સાંભળ્યું છે ! [સૂરએ 'જિન' : ૧]



જિન્નોની શકિત બધાં જાણે છે.

એના વિષે આપે બનાવ સંભળાવ્યો કે :

હઝરત શયખ મુહમ્મદ ગૌષ ગ્વાલયરી શરૂઆતના દૌરમાં જબરદસ્ત આમિલ હતા. ઘણાં જિન્નોને તા'બે કરી રાખ્યા હતા. તેઓ મુઅક્કલ હતા.

આપ જિન્નોને ફરમાવતા કે :

"પેલા શહેરમાં નમાઝ પઢવા ચાહું છું."

પળવારમાં ત્યાં પહોંચાડી દેતા.

કેટલાયે જિન્નોને તેમણે સળગાવીને રાખ કરી દીધા.

કેટલાયે જિન્નોને ઝાડ ઉપરલટકાવીને માર્યા.

એક એવા જ જિનને તેમણે સળગાવી દીધો હતો.

તે જિનનો એક પુત્ર હતો.

તેની માતાએ તેને કહ્યું કે :

"જો તું તારા બાપનો બેટો છે તો પોતાના બાપનો બદલો લઈને બતાવ."

મગરિબ (પશ્ચિમ)ના મુલ્કોમાં જિન્નોના અમલોનો તેમજ જાદૂ વગેરેનો ઘણો રિવાજ હતો. જિનનો પેલો પુત્ર ત્યાં ગયો. ત્યાં એ કળાઓ શીખ્યો અને મોટા અમલિયાત હાસિલ કર્યા.

ત્યાંથી પાછો આવ્યો તો માતાએ કહ્યું કે :

"હજુ ખામી છે. ફરી પાછો જા !"

ફરી પાછો વધારે શીખીને આવ્યો.

માતાએ ફરી પાછો મોકલ્યો.

ત્રીજી વખત હજુ વધારે શીખીને આવ્યો.

માતાએ કહ્યું કે :

"હવે ઠીક છે. પોતાનું કામ કર."

મહોલ્લામાં એક ઓરત પર તેણે આક્રમણ કર્યું.

હઝરત શયખ મુહમ્મદ ગૌષને જાણ કરવામાં આવી.

આપે પેલા જિનને સંદેશો મોકલ્યો કે :

"જીવ બચાવવો હોય તો આ ઓરતને છોડીને ચાલ્યો જા."

પેલા જિન્ને કહ્યું કે :

"હું તો હઝરતની કદમબોસી (ચરણ ચુમવા) માટે હાજર થયો છું."

હઝરતે ફરમાવ્યું કે :

"જો જશે નહિ તો હું પોતે આવીશ."

જિન્ને કહેવડાવ્યું કે :

"મને તો હઝરતની જ મુલાકાતની તમન્ના છે."

તેઓ પોતે તશરીફ લાવ્યા.

અમલ કર્યો. પરંતુ કંઈ અસર નહિ થઈ.

પેલો જિન ખૂદ એમની પાછળ પડી ગયો.

તેઓ સમજી ગયા કે આ જિન જબરદસ્ત છે.

ફરમાવ્યું કે :

"એક ચિલ્લા (ચાલીસ દિવસ)ની મુહલત આપ (કે જેથી હું મારા અમલિયાત તાઝહ કરી લઉં.)"

તેણે કહ્યું :

"એક નહિ, ત્રણ ચિલ્લાની મુહલત આપું છું."

ત્રણ ચિલ્લાની મુહલત પૂરી થઈ ગઈ.

આપને અંદાઝો થઈ ગયો કે આ જિન મારા વશમાં થઈ શકે એમ નથી.

છેવટે આપે હાર કબૂલ કરી લીધી.

જિન્ને કહ્યું કે :

"ઝાડ ઉપર ઉલ્ટો લટકાવીને મારીશ. આપ તડપી તડપીને જાન આપશો."

તેઓ જિંદગીથી નિરાશ થઈ ગયા.

બીજા દિવસે ફજરની નમાઝ તેમણે એક મસ્જિદમાં પઢી. ત્યાં એક ગુમનામ દુરવેશ કંગાળ હાલતમાં પડયા રહેતા હતા. તેમણે તેમની તરફ ધ્યાન આપ્યું ન હતું. દિલમાં આવ્યું કે, હવે દુનિયાથી વિદાય થઈ રહ્યો છું, તેમને પણ સલામ કરી લઉં. આપે તેને સલામ કરી અને કહ્યું કે :

"હવે મુલાકાત ન થશે."

તેણે પૂછયું :

"કેમ ? "

આપે કહ્યું કે :

"આ (જિન) નથી માનતો."

પેલા દુરવેશે પેલા જિનને સંબોધીને કહ્યું કે :

"તમારી માતાને કહી દેજો કે તમારી વાત પૂરી થઈ ગઈ. હવે એમની જાન સદકો કરી દે. એનો અજર (બદલો) આખિરતમાં મળશે."

જિન્ને કહ્યું કે :

"માતા (આપની) તા'બેદાર છે.
હઝરતનો (આપનો) હુકમ શિર–આંખો પર."



શયખ મુહમ્મદ ગૌષ ગ્વાલયરીનો જાન બચી ગયો. તેમણે જોયું કે ઈખ્લાસથી અલ્લાહનું નામ લેવું કેવી અસર ધરાવે છે ! જે કામ જબરદસ્ત અમલિયાત ન કરી શકયા તે થોડાંક સીધા સાદા શબ્દોએ કરી દીધું !

આ બનાવ પછી મુહમ્મદ ગૌષ ગ્વાલયરીએ બીજી બધી પ્રવૃત્તિઓ છોડી દીધી અને દુરવેશી અપનાવીને શયખે કામિલ બની ગયા.

## ૨૧૫ પોતાના ગુનાહો પર નઝર રહેવી જોઈએ

ફરમાવ્યું :

તાલિબો અને સાલિકોની નઝર તજલ્લિય્યાત અને મકામાત પર રહે છે. પોતાના ગુનાહો અને કમઝોરીઓ પર નઝર નથી રહેતી. જો ગુનાહો પર નઝર રહે તો સુલૂક પૂર્ણ થઈ જાય.

મને કેટલાક ભોળાભાલા તાલિબો પોતાના મકામોની જાણ કરતા રહે છે કે :

- હું મુસમ્મા (અર્થાત્ અલ્લાહ)નો મુરાકબહ કરું છું.
- હું ફલાણા લતીફહમાં મશગૂલ છું.

(એમની વાતો સાંભળીને) મને હસવું આવે છે.

ફરમાવ્યું કે :

શરીઅતના અહકામની અવગણના કરવાથી અને તેને પીઠ પાછળ નાંખવાથી (તેના ભંગ કરવાથી) લોકો ગભરાતા નથી.

હું મસ્જિદના મિહરાબમાં ઊભો થઈને બયાન કરી રહ્યો છું. એક બાળક મને ટોકે છે કે આપના પાછળ તાક પર કુર્આન અને હદીષની કિતાબો મૂકેલી છે કુર્આન અને હદીષને આપની પીઠ થઈ રહી છે. હું તે (બાળકની વાત)ને માની લઉં છું અને કુર્આન તેમજ હદીષનો અદબ કરું છું. પરંતુ શરીઅતના હુકમોની મુખાલિફત કરનારાઓ અને ખુદા તથા રસૂલની અવગણના કરનારાઓથી કહેવામાં આવે કે શું આ (શરીઅતનો ભંગ કરવો) કુર્આન અને હદીષના તરફ પીઠ કરવાથી કંઈ કમ છે ? શું આ અપમાન અને બેઅદબી નથી ? તો એનો કંઈ જવાબ નથી.



## ૨૧૯ આગલી શરીઅતોની સખ્તી અને શરીઅતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આસાની

આજે સાંજે નિયમ વિરુદ્ધ મગરિબ બા'દ ફરી પાછી મજલિસ શરૂ થઈ ગઈ.

ફરમાવ્યું કે :

સરખામણી કરવાથી હકીકત ખુલે છે; અને નેઅમતની કદર થાય છે.

બની ઈસરાઈલે હઝરત મૂસા અલયહિસ્સલામની ગેરહાજરીમાં સામરીના બહેકાવવાથી અને ફોસલાવવાથી જયારે વાછરડાની પૂજા કરી તો તેમના માટે તવબહની રીત (અલ્લાહ તઆલા તરફથી) આ નક્કી થઈ કે જેઓ ગૌપૂજાથી અલિપ્ત (દૂર) રહ્યા છે

તેઓ ગૌપૂજા કરનારાઓને કત્લ કરી દે.

પરંતુ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતના માટે ગુનાહથી તવબહનો તરીકો માત્ર તવબહ અને ઈસ્તિગ્ફાર છે !

હવે જેને બની ઈસરાઈલની સાથે ખુદાના પેલા મુઆમલાની ખબર નથી, તેને તવબહ અને ઈસ્તિગ્ફારના આ ઈસ્લામી તરીકાની કદર કેવી રીતે થશે ?

એની મિષાલ એવી છે કે :

કોઈને (દવાનો) નુસ્ખો લખીને આપવામાં આવે અને કહેવામાં આવે કે :

- જડીબુટીઓ, છાલ અને પાંદડાંઓ જંગલમાંથી અને પહાડોની તળેટીઓમાંથી શોધીને લાવો !
- તે પછી તેને કૂટો ! ચાળો ! જોશ આપો !
- તે પછી તેને પીઓ !

અને એક શખ્સને બનાવેલું તૈયાર મઅજૂન (ચાટણ) આપી દેવામાં આવ્યું અને કહેવામાં આવ્યું કે :

> "એનો ઉપયોગ કરો. આ મઅજૂનની ખાસિયત આ છે કે, એને ખાનાર આદમી હંમેશા માટે મરતો નથી. (અમર થઈ જાય છે.) ફનાએ અબદી અને મવતે હકીકી એના પર હરામ છે."

لَا يَذُوْقُوْنَ فِيْهَا الْمَوْتَ اِلَّا الْمَوْتَةَ الْاُوْلٰى

(سورهٔ دخان، آیت:۵٦)

<u>ભાવાર્થ</u> :

અને ત્યાં તેઓ તે મોતના સિવાય જે દુનિયામાં આવી ગઈ છે, બીજી મોતની મઝા નહિ ચાખે. [સૂરએ 'દુખાન' : ૫૬]



આ મઅજૂનનો ઉપયોગ કરનાર મોતના સ્વાદથી પણ પરિચિત ન થશે. અલબત્ત, મઅજૂનની થોડી કડવાશ અને બદલિઝઝતી, મનનો બોજ અને આદતોની વિરુદ્ધતા સહન કરવી પડશે. એનાથી છુટકો નથી. એ કડવી દવા અને આબે હયાત (અમૃત) વાપરીને આલમે બરઝખ (કબર)માં થોડા દિવસ રહેવું પડશે. તે પછી (જન્નતમાં) અનંત જીવન છે.

એ માજૂનનો ઉપયોગ કરવાનું સમયપત્રક (ટાઈમટેબલ) બતાવવામાં આવ્યું છે :

[૧] કંઈક સૂરજ ઊગવા પહેલાં ઉપયોગ કરો,
[૨] થોડુંક સૂરજના ઝવાલ (ઢળવા) બા'દ ઉપયોગ કરો.
[૩] એક ભાગ (દવા) અસર વખતે લો.
[૪] એક ભાગ મગરિબ વખતે લો.
[૫] એક ભાગ ઈશા વખતે લો.

[પાંચ નમાઝોના સમયો દર્શાવ્યા છે.]

નૂરુસ્સબાહ (ભોપાલમાં બેગમ સાહિબાની જયાં હવેલી આવેલી છે તે 'અહમદાબાદ' નામના પોશ વિસ્તાર)માં રહેવાની કદર ત્યારે થશે જયારે આદમી :

- થોડા દિવસ ઝુંપડાંમાં રહ્યો હોય,
- વરસાદની રાત હોય,
- વરસાદની ઝડી વરસતી હોય,

- છાપરામાંથી પાણી ટપકયું તો ખાટલો બીજા ખૂણામાં લઈ ગયા,
- ત્યાં પણ પાણી ટપકવા લાગ્યું તો બીજે લઈ ગયા,
- અને બધે જ પાણી ટપકવા લાગ્યું તો ગોદડું લપેટીને ખૂણામાં બેસી ગયા અને આખી રાત જાગીને વિતાવી દીધી.

હવે જયારે એવા ગરીબ માણસને અમીરોના મહેલમાં રહેવાનું નસીબ થાય ત્યારે એ નેઅમતની કદર થશે.

પહેલાંની ઉમ્મતોના અહકામને શરીઅતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે તુલના કરીને જોવામાં આવે તો મા'લૂમ થશે કે અલ્લાહે શરીઅતના અહકામના સ્વરૂપમાં (ઉમ્મતને) કેવી નેઅમત અર્પણ કરી છે અને ઉમ્મતીઓને કેવી કેવી તકલીફોથી બચાવ્યા છે. ઊંટ ઘણું મોટું પ્રાણી છે પરંતુ જયારે પહાડની પાસે ઊભું રહે છે ત્યારે તે પહાડની તુલનામાં બિલાડીના બચ્ચા જેવું નાનું દેખાય છે.



## ૨૧૭ શરીઅતનું મહત્ત્વ, જન્નતની અઝમત અને દોઝખના ડરની કમી

ફરમાવ્યું કે :

લોકોના માટે ઈબાદત અને નવાફિલ પણ આસાન છે પરંતુ શરીઅતના અહકામનો આદર, જન્નતની અઝમત અને દોઝખથી જે ગભરામણ અને ડર હોવા જોઈએ તે કેટલીક વખતે નથી હોતા.

એક શખ્સ એ'તિકાફમાં બેઠા હતા. પોતે પણ નેક હતા અને તેમના પિતાજી પણ ઘણા નેક હતા. પાજામો ઘૂંટીથી નીચે રહેતો હતો.

મેં કહ્યું કે :

આપ માશાઅલ્લાહ નમાઝ–રોઝહના પાબંદ છો.

એ'તિકાફમાં પણ બેઠા છો. પાજામાના પાયચાને ઘૂંટીથી ઊંચા રાખવા જોઈએ. પાયચા ઘૂંટીથી નીચે રાખવા સુન્નતના ખિલાફ કામ છે.

સહસા જવાબ આપ્યો કે :

"હાં, મને ખબર છે કે એના માટે દોઝખ છે."

અલ્લાહુ અકબર ! દોઝખ એવી મા'મૂલી ચીઝ છે ?

દોઝખની હકીકત તેમને ખબર છે ?

કુર્આન અને હદીષમાં એનાથી કેટલા ડરાવવામાં આવ્યા છે ? !

એનો કેવો હેબતનાક નકશો ખેંચવામાં આવ્યો છે ?

મુઅમિનને એનાથી કેટલી બીક હોવી જોઈએ ? !

## ૨૧૮ મુહબ્બત અને નફરતનો મૂળ સંબંધ રૂહ સાથે છે

કાયદો અને અનુભવ છે કે જે ચીઝ રૂહની સાથે જેટલી વધારે જોડાયેલી અને પોતાની ઝાતની સાથે તેની નિસ્બત જેટલી મજબૂત હોય છે, તેટલી જ તે મહબૂબ (પ્રિય) હોય છે. ખરેખર પ્રિય પોતાની ઝાત જ છે.

જે ચીઝ જેટલી રૂહથી દૂર થતી જશે, એટલી જ અપ્રિય, અણગમતી અને તિરસ્કારના લાયક થતી જશે.

જુઓ, જીવતો નખ કોઈ નથી કપાવતું. તેને કાપવાથી કેટલી તકલીફ થાય છે ! પરંતુ જયારે નખ વધી જાય છે અને તેનો રૂહની સાથે સંબંધ ખત્મ થઈ જાય છે તો તેનાથી કેટલી નફરત થવા લાગે છે ! અને માણસ તેને પોતાનાથી દૂર કરવાની કેટલી ઉતાવળ કરે છે !

# ૨૧૯ ડાકૂઓની હોશિયારી, એક ઈલ્મી ટૂચકો

ફરમાવ્યું કે :

હારૂન રશીદની પાસે કેટલાક ડાકૂઓને લાવવામાં આવ્યા જેઓ મોતની સજાના લાયક હતા.

ડાકૂઓએ કહ્યું કે :

"અમીરુલ્ મુઅમિનીન ! અમારા પર બે અઝાબ ભેગા ન કરો ! એક મોતનો અઝાબ અને બીજો ભૂખનો અઝાબ !"

ખલીફાએ તેમના માટે ભોજન મંગાવ્યું. અને તેમને જમાડયા.

ડાકૂઓએ કહ્યું કે :

"અમીરુલ્ મુઅમિનીન ! હવે આપનો અમારા ઉપર અધિકાર ચાલી નથી શકતો, અમે આપના મહેમાન થઈ ગયા."

હારૂન રશીદે આ સાંભળીને કહ્યું કે :

"તેમણે મને બેબસ અને લાજવાબ (નિરુત્તર) કરી દીધો."

કુર્આન શરીફમાં આવે છે :

تَتَنَزَّلُ عَلَيْهِمُ الْمَلٰٓئِكَةُ اَلَّا تَخَافُوْا وَلَا تَحْزَنُوْا
وَاَبْشِرُوْا بِالْجَنَّةِ الَّتِىْ كُنْتُمْ تُوْعَدُوْنَ ط
نَحْنُ اَوْلِيٰٓؤُكُمْ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَفِى الْاٰخِرَةِ ج
وَلَكُمْ فِيْهَا مَاتَشْتَهِىْٓ اَنْفُسُكُمْ وَلَكُمْ فِيْهَا مَا تَدَّعُوْنَ ط
نُزُلًا مِّنْ غَفُوْرٍ رَّحِيْمٍ ۔ (سورۂ حم السجدہ، آیت: ۳۰، ۳۱، ۳۲)

<u>ભાવાર્થ</u> :

તો તેમના ઉપર (રહમતના) ફરિશ્તા ઉતરે છે (અને કહે છે) કે તમે ડરો નહિ અને દિલગીર ન થાઓ અને તે જન્નતની ખૂશખબરી સાંભળો કે જેનો તમારાથી વાયદો કરવામાં આવતો હતો. અમે દુનિયાની ઝિંદગીમાં તેમજ આખિરતમાં તમારા સાથી છીએ અને તમારા માટે ત્યાં તમારું મન ચાહે તે વસ્તુ છે. તેમજ તમારા માટે તેમાં જે માંગશો તે હાજર હશે. આ (બધું) મહા ક્ષમાવાન (અને) દયાળુ (અલ્લાહ)ના તરફથી મહેમાનનવાઝી તરીકે હશે.

[સૂરએ 'હા–મીમ સિજદહ' : ૩૦, ૩૧, ૩૨]



આ કેટલી મોટી બશારત અને દિલખૂશ કરનારી ખબર છે !

## ઓગણીસમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૪, ઝીકઅદહ, ૧૩૮૮ હિજરીસન મુતાબિક ૨૩, જાન્યુઆરી, ૧૯૬૯ ઈસ્વીસન |
| દિવસ | : જુમેરાત |
| સમય | : સવારે ૯ : ૩૦ કલાક |

**મજલિસમાં હાજર કેટલાક મહાનુભાવો :**

- મવલવી હસનખાં મેવાતી,
- સય્યિદ ઝુહૂરુલ્‌હસન સાહબ અંબીરહ,
- નવાબ સય્યિદ નૂરુલ્‌હસનખાં (નવાબ સય્યિદ સિદ્દીક હસનખાં બહાદુરના વંશજ)
- મવલવી ફરાહીમ સાહબ તહસીલદાર,
- મવલવી નિસારુલ્‌હક નદવી



**લેખકની નોંધ :**

અમે લોકો જયારે મજલિસમાં પહોંચ્યા ત્યારે ઈમામે રબ્બાની (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ)નો મકતૂબ (પત્ર) જિલ્દ : ૩, નંબર : ૫૭ જે વિશ્વના સર્જન અને વિસર્જન વિષે મવલાના હમીદ અહમદીના નામે લખવામાં આવ્યો હતો, તેનું વાંચન થઈ રહ્યું હતું. પ્રથમ હઝરતે એની ફારસી ઈબારત પઢીને સંભળાવી. તે પછી હાફિઝ મંઝૂર સાહબે એનો ઉર્દૂ અનુવાદ વાંચ્યો.

## ૨૨૦ આપણને ખબર જ નથી કે નમાઝ શું છે ?

હઝરતે પોતાની સામેથી એક પાકી બાઈન્ડિંગવાળી કિતાબ ઉપાડી અને સય્યિદ ઝહીરુલ્હસન સાહબને આપતા ફરમાવ્યું કે :

"નમાઝ પઢવાની મઝા તો આ કિતાબ પઢવા બા'દ આવશે. આપણને ખબર જ નથી કે નમાઝ શું છે ? "

ઝહીરુલ્હસન સાહબે કિતાબ ખોલીને જોઈ. તે (મારી લખેલી કિતાબ) **'અલ અરકાનુલ્ અરબઅહ'** હતી. હું તેમની પાસે બેઠો હતો. તેમની પણ નઝર પડી.

ફરમાવ્યું કે :

"કુર્આન શરીફનો અર્ક છે. એને રોજ ઘુંટતા રહો."

- કાપડ વણતાં,
- ગળાબંધ (મફલર) વણતાં

... વગેરે એક મુદત પછી આવડે છે.

(લોકોએ) દીનને એ સમજી રાખ્યો છે કે આ તરફથી ઘી ખાધું અને પેલી તરફ આઈનામાં મોઢું જોવા લાગ્યા ! (જાણે ઘી ખાતાં જ બદન તત્કાળ તગડું થઈ ગયું ! ) દીનનું કામ પણ એક મુદત પછી આવડે છે. જેવી રીતે દુનિયાના કામોને આપણે મુદતો પછી શીખીએ છીએ.



મેં (લેખકે) અરજ કરી કે :

"હઝરત ! દુઆ ફરમાવો કે એ (કિતાબ)ના લેખકને (મને) પણ નમાઝ પઢતા આવડી જાય."

એ સાંભળીને હઝરતે ખૂબ જ પ્રેમાળ શબ્દો ફરમાવ્યા અને દુઆ આપી.

## ૨૨૧ આદતોને ઈબાદત બનાવવાની કોશિશ કરો, ઈબાદતોને આદત ન બનાવો !

ફરમાવ્યું કે :
ઈબાદતોમાં ચૂર્ણ મિશ્રિત છે.
ખાતા જશો તેમ ભૂખ લાગતી જશે.
એનું જ નામ ઈબાદત છે.
જેનાથી મન ધરાઈ જાય તેનું નામ આદત છે.
દુનિયાની દરેક ચીઝ ખાવા બા'દ મન ધરાઈ જાય છે.
પરંતુ ઈબાદતથી મન ધરાતું નથી.
આદત અને ઈબાદતમાં એ જ તફાવત છે.
મારી દીકરીની શાદી થઈ.
બધાં ભાઈઓએ તેને ભેટો આપી.
મેં તેને એક નસીહતનામું લખીને આપ્યું.
એ જ મારો તોહફો હતો.

એનો ખાસ વિષય એ હતો કે :
આદતને ઈબાદત બનાવવાની કોશિશ કરો,
ઈબાદતને આદત ન બનાવી લો.

અત્યારે આપણી મોટા ભાગની ઈબાદતો આદત બની ગઈ છે. જે આદત તરીકે અને સમજ વગર તથા ધ્યાન વગર અદા થાય છે.

- કોઈને કલબ (Club) જવાની આદત છે.
- કોઈને મસ્જિદ જવાની આદત છે.
- ઈબાદતની અઝમત અને તેની ફઝીલતનો ખ્યાલ નથી હોતો.
- અજર અને સવાબના ખ્યાલ તેમજ આખિરતનો નફો નઝર સમક્ષ

રાખીને કોઈ કામને કરવાનું નામ ઈબાદત છે.

- એ જ તે પ્રેરણા અને નફો છે જેના કારણે આદમી ઠંડીની રાતમાં જયારે મીઠી નીંદમાં સૂતેલો હોય છે, ચાદરમાંથી નીકળીને નમાઝના માટે ઊઠે છે.
  ઠંડા પાણીથી વુઝૂ કરે છે,
  મસ્જિદ જાય છે.

એ જ (તકલીફો) દુનિયાના લાભ માટે પણ (સહન) કરે છે :

- ટપાલી સાદ આપે ત્યારે,
- કોઈ મિત્ર હજના સફરથી પાછો આવે ત્યારે તેને આવકારવા અને મુલાકાત કરવા માટે આરામ છોડીને અને તકલીફ ઉઠાવીને જાય છે.





હું તહજ્જુદના માટે એવી ચીઝોથી કામ લેવાથી હંમેશાં વિરોધ કરું છું જે જાગવાના માટે મદદરૂપ અને ઊંઘને દૂર કરનારી હોય. એના માટે તો તે સદા (અવાજ) જ કાફી છે જે રાતના આખરી હિસ્સા (ત્રીજા પહોળ)માં આવે છે.

સહીહયૂન (બુખારી શરીફ અને મુસ્લિમ શરીફ)માં હઝરત અબૂ હુરયૂરહ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ની રિવાયત છે કે :

જયારે રાતનો છેલ્લો ત્રીજો હિસ્સો બાકી રહે છે ત્યારે અલ્લાહ તઆલાના તરફથી નિદા થાય છે :

- કોણ છે જે મારાથી દુઆ કરે કે હું કબૂલ કરું ?
- કોણ છે જે મારાથી માંગે, હું તેને આપું ?
- કોણ છે જે મગફિરત માંગે, હું તેની મગફિરતનો ફેસલો કરું ?

આ સદા પછી બીજી કોઈ યુકિત કે વ્યવસ્થાની જરૂરત નથી.

## ૨૨૨ બાબા તાજુદ્દીન કે ખુદાવંદ કુદ્દૂસ ?

ફરમાવ્યું :

મુંબઈના એક વેપારી એક વખતે કયાંક જઈ રહ્યા હતા. ભોપાલ ઉતરી ગયા. તે દિવસે મને માથામાં દુ:ખાવો થતો હતો. હું બપોરે એવું કહીને સૂઈ ગયો કે, મને જગાડશો નહિ.

પેલા શેઠ સાહબ આવ્યા. મારા વિષે પૂછયું અને કહ્યું કે :

“મારે જલ્દી જવાનું છે.”

લોકોએ મને જગાડી દીધો.

નારાજગી તો ઘણી થઈ પરંતુ એ ખ્યાલથી કે અલ્લાહની મખ્લૂકથી ફાયદો થાય છે, કોઈ આવે છે તો હું પેટ્રોલ ભરી લઉં છું.

તેણે હઝરત તાજુદ્દીન બાબાની વાત શરૂ કરી દીધી. તેઓ નાગપૂરના એક મજઝૂબ બુઝુર્ગ હતા. પ્રથમ અંગ્રેજની ફૌજમાં હતા. પછી બધું છોડી દીધું. તેમની વફાતને લગભગ પચાસ વર્ષ થયા.

[વાચકો ધ્યાનમાં રાખે કે હઝરતે આ વાત ઈસ્વીસન ૧૯૬૯ માં કહી હતી.]

અમીરો અને ધનવાનોની સામાન્ય આદત આ છે કે, કોઈ બુઝુર્ગની પાસે જાય છે તો તે બુઝુર્ગથી ફાયદો હાસિલ કરવાના બદલે અને તેની વાત ધ્યાનથી સાંભળવાના બદલે બીજા બુઝુર્ગોની બુઝુર્ગી અને તેમની કરામતો બયાન કરવા લાગે છે !

પેલા મુંબઈના વેપારીએ કહ્યું :

● તાજુદ્દીન બાબા આવા બુઝુર્ગ હતા,

● તેમની ઝબાનમાં આવી અસર હતી,
● જેને જે કહી દેતા તે થઈ જતું,
● જેને સખ્ત શબ્દો કહ્યા અથવા પથ્થર ઉઠાવીને માર્યો તેનું કામ થઈ ગયું.

હું ખામોશ સાંભળતો રહ્યો.

જયારે તેણે પોતાની વાત પૂરી કરી ત્યારે મેં કહ્યું કે :

"હું ઘણો ખૂશકિસ્મત (ભાગ્યશાળી) છું કે તાજુદ્દીન બાબા દરરોજ રાતના આખરી પહોળમાં મારા ગરીબના ઘરે તશરીફ લાવે છે પરંતુ બદકિસ્મત પણ પહેલા દરજજાનો છું કે તે જ સમય મારી ગાઢ ઊંઘનો હોય છે. તેઓ આવે છે અને ચાલ્યા જાય છે. મને ખબર નથી થતી."

શેઠ સાહબ મારી વાત સાંભળીને ઘણા ચોંકયા.

કહેવા લાગ્યા કે :
"તેમનો તો ઈન્તિકાલ થયાને એક મુદત થઈ ગઈ છે ! તેઓ હવે કયાંથી તશરીફ લાવે છે ? ! અને આવા કામિલ બુઝુર્ગ જેને ત્યાં આવે તે કેવી રીતે સૂઈ શકે છે ? "

મેં કહ્યું :
"મારો તો આ જ કિસ્સો છે કે તાજુદ્દીન બાબા તશરીફ લાવે છે અને હું સૂતેલો રહું છું."

જયારે તેમની નવાઈ અંતિમ કક્ષાએ પહોંચી ગઈ, તો મેં કહ્યું કે :

"આપ તાજુદ્દીન બાબાની જે સિફતો (ગુણો) બયાન કરો છો કે :
● તેમની ઝબાનથી જે નીકળે છે તે થઈ જાય છે.
● જેની તરફ ઈશારો કરી દે છે તેનું કામ થઈ જાય છે,

એ તો અસલમાં અલ્લાહ તઆલાની સિફત છે.

[સૂરએ 'યા–સીન'માં અંતમાં છે : ]

إِنَّمَآ أَمْرُهُۥٓ إِذَآ أَرَادَ شَيْـًٔا أَن يَقُولَ لَهُۥ كُن فَيَكُونُ ۝ فَسُبْحَٰنَ ٱلَّذِى بِيَدِهِۦ مَلَكُوتُ كُلِّ شَىْءٍ وَإِلَيْهِ تُرْجَعُونَ ۝

('سورۂ یٰس'، آیت:۸۲،۸۳)

<u>ભાવાર્થ</u> :

"તેની (અલ્લાહની) શાન તો એ જ છે કે જયારે તે કોઈ વસ્તુને (પેદા) કરવા ચાહે છે તો તે વસ્તુને કહે છે કે :
"થઈ જા !"

બસ, તે થઈ જાય છે. તો તે અલ્લાહ પવિત્ર છે કે જેના હાથમાં દરેક વસ્તુની (સંપૂર્ણ) સત્તા છે અને તેની જ હુઝૂરમાં તમારે સૌએ પાછા ફરવાનું છે." [સૂરએ 'યા–સીન' : ૮૨, ૮૩]

અને જેની આ શાન છે તે મારા ઘરે દરરોજ, મુખ્બિરે સાદિક (સાચી ખબરો આપનાર) (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જણાવ્યા પ્રમાણે આવે છે, પરંતુ એ જ સમય મારો ઊંઘવાનો સમય હોય છે !

એટલા માટે મારા કરતાં વધારે ખૂશકિસ્મત અને બદકિસ્મત કોણ હોઈ શકે છે કે તેના (અલ્લાહના) તરફથી અર્પણ અને ભેટનું એ'લાન થાય છે તેમજ સાર્વજનિક રહમતનો વર્તાવ કરવામાં આવે છે, છતાં હું ગાઢ ઊંઘમાં સૂતેલો રહું છું.

અગર એવી મોટી હસ્તી કોઈને ત્યાં આવનારી હોય તો આદમી ૧૦૦ (સો) વર્ષ સુધી તેના ઈન્તિઝારમાં ઊભો રહી શકે છે.

ઉર્ફા (આરિફો, અલ્લાહને ઓળખનારાઓ)એ કઈ ગલત નથી

કહ્યું :

**ઉર્ફી અગર બ ગિર્યહ મયસ્સર શુદે વિસાલ,**
**સદ સાલ મી તવાં બિહ તમન્ના ગિરિસ્તન.**

ભાવાર્થ :

હે ઉર્ફી ! જો રડવાથી એનું મિલન થઈ શકતું હોય, તો એ મિલનની તમન્નામાં ૧૦૦ (સો) વર્ષ સુધી રડતાં રહેવું પણ શકય છે.

## ૨૨૩ ગયબનો અવાજ સાંભળવા માટે ખાસ કાન જરૂરી છે

પરંતુ એ ગયબી અવાજ સાંભળવા માટે ખાસ સંવેદના અને ખાસ કાન જરૂરી છે. જેવી રીતે એક મુલ્કનો અવાજ બીજા મુલ્કમાં સાંભળવા માટે એક ખાસ પ્રકારની (યાંત્રિક) પેટી (રેડીઓ સેટ)ની જરૂરત છે. જેની પાસે એ પેટી (રેડીઓ સેટ) છે અને તે એના ઉપયોગની રીત જાણે છે તે ભોપાલમાં બેસીને કરાંચીનો અવાજ સાંભળે છે. અને જે એનાથી મહરૂમ (વંચિત) છે તે એને સાંભળી શકતો નથી.

એ જ પ્રમાણે આ (ગયબનો) અવાજ પણ દરેક શખ્સ સાંભળી નથી શકતો. કબરવાળાઓ પણ પોકારી રહ્યા છે :

"હાય હમારી બદ કિસ્મતી ! અમે એનાથી ગાફિલ રહ્યા. અમે જ કુસૂરવાર છીએ."



સૂરએ 'યા–સીન'માં ખુદાનો પૈગામ પહોંચાડનારા ત્રણ શખ્સોની વાત છે તેને પઢો.

وَاضْرِبْ لَهُمْ مَثَلًا اَصْحٰبَ الْقَرْيَةِ ۘ
اِذْ جَآءَهَا الْمُرْسَلُوْنَ ۚ اِذْ اَرْسَلْنَآ اِلَيْهِمُ اثْنَيْنِ
فَكَذَّبُوْهُمَا فَعَزَّزْنَا بِثَالِثٍ فَقَالُوْٓا اِنَّآ اِلَيْكُمْ مُّرْسَلُوْنَ ۚ
(سورۂ یٰس، آیت: ۱۳،۱۴)

ભાવાર્થ :

અને આપ તેઓની આગળ એક ઉદાહરણ તે વસ્તીવાળાઓનું બયાન કરો, જયારે તે વસ્તીમાં કેટલાક રસૂલો પહોંચ્યા. એટલે જયારે અમે તેઓના તરફ બે જણને (રસૂલોને) મોકલ્યા તો તેઓએ તે બન્નેને જૂઠાડયા. ફરી અમે ત્રીજા (રસૂલ) વડે (તે બન્નેને) પુષ્ટિ આપી તો ત્રણેએ મળી કહ્યું :

અમે તમારી પાસે (અલ્લાહના તરફથી રસૂલ બનાવીને) મોકલવામાં આવ્યા છીએ. [સૂરએ 'યા–સીન', આયત : ૧૩, ૧૪]



આ કિસ્સામાં પણ આવે છે કે જયારે (કોમે) ખુદાના પેલા ત્રીજા બંદા (રસૂલ)ને પણ શહીદ કરી દીધા અને તેમને (મરવા પછી અલ્લાહે) પોતાના ઈનામોથી સરફરાઝ ફરમાવ્યા, તો (મરવા પછી) તેમના શબ્દો પણ નકલ થયેલા છે :

"કાશ ! મારી કોમવાળાઓને કોઈ રીતે જાણ થઈ જાય કે મારા પરવરદિગારે મને બખ્શી દીધો અને મારો આદર સત્કાર કર્યો."

પરંતુ (મરનારનો) એ અવાજ તેઓ જ સાંભળે છે જેમની સંવેદના જાગૃત છે અને કાન ખૂલેલા છે.

## ૨૨૪ ક્યારેક મુસીબત પણ આનંદનો આમુખ બની જાય છે !

'યા–સીન' શરીફના ભાવાર્થોની તરફ ધ્યાન દોરતા ફરમાવ્યું કે :

કેટલીક વખતે મુસીબત આનંદનો આમુખ બનીને આવે છે. 'યા–સીન' શરીફના જ કિસ્સામાં છે કે નબી આવ્યા તો કૌમ પર દુકાળ પડયો.

قَالُوْٓا اِنَّا تَطَيَّرْنَا بِكُمْ

**ભાવાર્થ** :

લોકોએ કહ્યું કે :

તમારું આવવું અમારા માટે બદશગૂની (અપશુકન)નું કારણ બન્યું.

તેમણે (નબીએ) જવાબ આપ્યો કે :

"તમારા આ'માલ (કાર્યો) સૌથી વધારે બદશગૂની (અપશુકન)નું કારણ છે."



હૈદરાબાદના પ્લેગ, ઈન્ફલ્યુએન્ઝા અને મૂસા નદીની રેલ વિષે મેં એ જ કહ્યું હતું કે આ હાલાત અને મુસીબતો ચેતવવા અને આંખ ખોલવાના માટે આવ્યા છે.

મેં તે જ વખતે કહ્યું હતું કે :

આ અલ્લાહની રહમત છે.

લોકો કહેતા હતા કે :

આ રહમત કેવી રીતે હોઈ શકે ?

મેં કહ્યું હતું કે :

જયારે ગઝબ (કોપ) આવે છે તો રહમત લઈને આવે છે પરંતુ જો એનાથી સબક (બોધપાઠ) ન લેવામાં આવ્યો તો પછી ખૈર નથી.

જેથી એવું જ થયું. હું તો (હૈદરાબાદથી ભોપાલ) આવી ગયો પરંતુ મુદ્દત પછી ત્યાં તે ઈન્કિલાબ આવ્યો કે દુનિયા જ બદલાઈ ગઈ.

(લોકો પોતાના કુકર્મો મારફતે અલ્લાહને) અરજીઓ મોકલી રહ્યા છે કે, ગઝબ (કોપ) મોકલો !

અને (અલ્લાહ) ફરમાવે છે કે :

"(તમારી અરજી) નામંઝૂર !"

લોકોના હાલાત એવા થઈ ગયા છે કે (અલ્લાહનો) ગઝબ આવે પરંતુ અલ્લાહના એવા બંદાઓ પણ મોજૂદ છે જેના કારણે ગઝબ નથી આવતો. અલ્લાહના બંદાઓ ચિંતન–મનન નથી કરતા !

## ૨૨૫ કુર્આન મારફતે કબરોના અવાજો સાંભળી શકાય છે

ફરમાવ્યું કે :

રૂહને પોતાના તઅલ્લુકવાળાઓ સાથે ઘણો તઅલ્લુક રહે છે. આ વાત ઘણી દલીલોથી સાબિત છે.

"કાશ ! મારી કોમવાળાઓને જાણ થઈ જાય કે મારા પરવરદિગારે મને બખ્શી દીધો અને મારો આદર સત્કાર કર્યો."

[મલફૂઝ નંબર : ૨૨૩ માં સૂરએ 'યા–સીન'ની આ આયતનો ઉલ્લેખ આવી ગયો છે.]

આ આયતથી પણ જાહેર થાય છે કે રૂહને પોતાના તઅલ્લુકવાળાઓ સાથે ઘણો તઅલ્લુક રહે છે.

હવે એ કુર્આન શરીફની પેટી (રેડીઓ સેટ)થી જાહેર થઈ રહ્યું છે. એ બધાં અવાજો કબ્રસ્તાનોમાંથી આવી રહ્યા છે.

આંખો બંધ કરી લેવાની હાલતમાં (મુરાકબહમાં) કાલ્પનિક અવાજ આવે છે પરંતુ કુર્આન મજીદ મારફતે મુસ્તનદ (અધિકૃત) અને ઈન્કાર ન થઈ શકે તેવી રીતે અવાજો આવે છે. અને હકીકતોની જાણ થાય છે.

કેવા કેવા સનદધારી, પ્રગતિ પામેલા અને ઈઝઝતવાળા લોકો આ કબરોમાં પડેલાં છે !

હઝરત મવલાના રૂમી રહિમહુલ્લાહુએ સરસ ફરમાવ્યું છે :

**બર સરે કબ્ર યકે રફતમ વ ગુફતન ચુની,**
**ગુફત અહવાલ ચે પુરસી ચૂં તૂ આઈ દાની.**
**મગર અઝ ઝાઈકતુલ્ મવત ખબરનીસ્ત તુરા,**
**તૂ કે બેહોશ દરીં આલમ સરગરદાની !**

ભાવાર્થ :

એક કબર પર જઈને કબરવાળાથી મેં તેનો હાલ પૂછયો.
તેણે કહ્યું કે મારો હાલ શું પૂછે છે, તું પોતે કબરમાં આવશે ત્યારે બધું જાણી જશે.

મૌતના સ્વાદની હજુ તને ખબર નથી,
એટલે તું ગાફિલ થઈને દુનિયામાં ફરી રહ્યો છે.
[અર્થાત્ મૌત પછીની જિંદગીની ચિંતા કરતો નથી.]

## વીસમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૬, ઝીકઅદહ, ૧૩૮૮ હિજરીસન મુતાબિક<br>૨૫, જાન્યુઆરી, ૧૯૬૯ ઈસ્વીસન |
| દિવસ | : શનિવાર |
| સમય | : સવારે ૯ : ૩૦ કલાકે |



### ૨૨૬ મઅરિફતથી પહેલાં આદમી કંઈ ઓર હોય છે, અને મઅરિફત બા'દ કંઈ ઓર

**મજલિસ શરૂ થવા પહેલાં :**

- પ્રથમ થોડો સમય કુર્આન શરીફનો દર્સ (સબક) થયો.
- તે પછી મિશ્કાત શરીફની એક હદીષ પઢવામાં આવી.
- તે પછી ઈમામે રબ્બાની (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ)ના મકતૂબાત (પત્રો)ની ત્રીજી જિલ્દમાંથી મકતૂબ નંબર : ૫૮ જે ખ્વાજા સલાહુદ્દીન અહરારી રહમતુલ્લાહિ અલયહિના નામે લખવામાં આવ્યો હતો, તે (ફારસીમાં) વાંચવામાં આવ્યો.
- તે પછી તેનો (ઉર્દૂમાં) અનુવાદ કરવામાં આવ્યો.

**તે પછી મજલિસ શરૂ થઈ :**

વાતનો સારાંશ આ હતો કે :

- મઅરિફતથી પહેલાં આદમી કંઈ ઓર હોય છે, મઅરિફત બા'દ કંઈ ઓર.
- મઅરિફતથી પહેલાં જે આદમી વ્યવહાર કરે છે અને ઝબાનથી જે

કહે છે, તે તેનું કાર્ય નથી હોતું (બલ્કે) તેની જહાલત અને નાવાકિફિયતનો કરિશ્મો હોય છે.

- મઅરિફત મળવા બા'દ જાણે આદમીનું એક નવું વુજૂદ (અસ્તિત્વ) જાહેર થાય છે. હવે તેની સાથે તેની શાયાને શાન વ્યવહાર કરવામાં આવશે.

એના વિષે આપે એક બનાવ બયાન ફરમાવ્યો કે :

એક બુઝુર્ગની ખિદમતમાં એક શખ્સ રહેતો હતો. બે વર્ષ તેણે ખિદમત કરી. એક દિવસે પેલા બુઝુર્ગે તેને પૂછયું કે :

"કોઈ ફરમાઈશ કે તમન્ના છે ?"

પેલા શખ્સે કહ્યું કે :

"હુઝૂર ! મને કિમીયા (સોના–ચાંદી બનાવવાનો) શોખ છે."

હઝરતે ફરમાવ્યું :

"તમે પહેલાં તમારી ઈચ્છા નહિ દર્શાવી. એ તો મા'મૂલી વાત છે. હવે તમે એના માટેનો સામાન મેળવો. કિમીયા બનાવવું હું તમને શીખવું છું."

તેણે કહ્યું કે :

"કલઈ (ધાતુ), કઢાઈ વગેરે બધું સાથે જ રાખું છું."

તે બુઝુર્ગે કહ્યું :

"ઠીક છે. કઢાઈ ભટ્ટીના ઉપર ચઢાવો."

જયારે કઢાઈમાં જોશ (ઉભરો) આવ્યો ત્યારે દરવાજાની સામે એક જડીબુટ્ટી તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે :

"એને કઢાઈમાં નાંખો !"

તેને નાંખતા જ કલઈ કાળી થઈ ગઈ. ઉપરનું પડ હટાવ્યું તો મા'લૂમ થયું કે ચાંદી છે !

પેલો શખ્સ ઘણો ખૂશ થયો. કહેવા લાગ્યો કે :

"એ જડીબુટ્ટીને તો હું દરરોજ મારા પગ નીચે પોંદું છું ! અને તેના ઉપર જૂતાં પહેરીને ચાલું છું !"

બુઝુર્ગે ફરમાવ્યું કે :

"ના, તમે તેને પોંદતા ન હતા. તમારી જહાલત એને પોંદતી હતી !"

## ૨૨૭ જહાલત પોતાનું કામ કરવાનું નથી છોડતી

ફરમાવ્યું કે :

જહાલત પોતાનું કામ કરવાનું નથી છોડતી. ઈન્સાની ફિતરત પોતાનું કામ કરતી રહે છે.

નદી ઉપર પુલ બાંધવામાં આવે છે.
પુલના પાયા ધરતીમાં ઊંડે મજબૂત બનાવવામાં આવે છે.
પુલ પહાડની જેમ ઊભો રહે છે.
પરંતુ નદી માનતી નથી !
પુલના પાયા સાથે નદીના પાણી ટકરાતાં રહે છે.
નદીના પાણી પુલના પાયાને હલાવીને ઢાળી દેવા ચાહે છે.
પાણી કામિયાબ તો નથી થતું પરંતુ પોતાનું કામ નથી છોડતું.
પુલ જૂનો થઈને ઢળી પડે છે,
પરંતુ નદીની ફિતરત નથી બદલાતી !
તેની વિરોધી શકિત હંમેશા તેનાથી ટકરાતી રહે છે.

એ જ ઈન્સાનની હાલત છે.

બની ઈસરાઈલને જુઓ :

- કેવી કેવી સ્પષ્ટ નિશાનીઓ જોઈ,
- કેવા કેવા રોશન મુઅજિઝાઓ જોયા,
- અલ્લાહે સાગરમાં તેમના માટે રસ્તો બનાવી દીધો,
- તેઓ તે રસ્તે સાગર પાર કરી ગયા.

આ બધું જોવા પછી પણ તેમની જહાલત ન ગઈ ! અને તેમની ફિતરત ન બદલી !

લોકોને મૂર્તિપૂજા કરતા જોયા તો તેમના પોતાનામાં પણ મૂર્તિપૂજાનો શોખ ઉભરાયો.

તેમણે હઝરત મૂસા (અલયહિસ્સલામ)ને કહ્યું કે :

"અમને પણ પૂજાના માટે એક નવો દેવતા બનાવી આપો !"

હઝરત મૂસા (અલયહિસ્સલામ)એ ફરમાવ્યું કે :

"તમે ભારે જાહિલ લોકો છો !" [સૂરએ 'અઅરાફ' : ૧૩૮]



કેટલાક લોકો :

- નમાઝના પણ પાબંદ હોય છે,
- હજ પણ કરી લે છે,
- ઝિક્ર–અઝકાર પણ કરે છે,
- તજલ્લિયાત અને અનવાર પણ તેમને નઝર આવે છે,

પરંતુ તહારત (પાકી–નાપાકી)ના નાના નાના મસાઈલ તેમને યાદ નથી હોતા અને એક મા'મૂલી શરઈ હુકમ પર પણ અમલ કરવો

તેમને મુશ્કેલ હોય છે !

## ૨૨૮ અકાઈદની દુરુસ્તી બુનિયાદી કામ છે

ફરમાવ્યું કે :

અકાઈદની દુરુસ્તીના માટે (હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ)નો એક મકતૂબ (પત્ર) ઘણો ઉમદા છે. મુદતથી વિચાર આવે છે કે તેને અલગ છપાવવો જોઈએ.

જો અકીદહ દુરુસ્ત હોય તો આ'માલ ખૂદ દુરુસ્ત થઈ જશે. આ'માલ અને ઈબાદતોની બાબતમાં પણ જરૂરી જરૂરી હિદાયતો (સૂચનાઓ) છે, જાણે એક દસ્તૂરુલ્ અમલ (આચારોનો નિયમ સંગ્રહ) છે.

## ૨૨૯ સુલૂકની રાહમાં સમજેલું અને ભણેલું કામ નથી આવતું, એ તો ઈલ્હામી ચીઝ છે

મેં (આ મલફૂઝાતના લેખકે) પૂછયું કે :

"હઝરત સય્યિદ (આદમ) બિન્નોરી રહમતુલ્લાહિ અલયહિ અને ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિના તરીકામાં શું ફર્ક છે ?

(બન્ને હઝરત મુજદ્દિદ રહમતુલ્લાહિ અલયહિના ખાસ ખલીફાઓ હતા. છતાં બન્નેથી અલગ અલગ સિલસિલા ચાલુ થયા.)"

ફરમાવ્યું કે :

"બન્ને તરીકાઓમાં કોઈ (બુનિયાદી) ફર્ક (તફાવત) નથી. સમય અને સંજોગના લિહાઝથી બન્ને બુઝુર્ગોએ સુલૂકની તા'લીમ આપી છે. લોકો એને મુકર્રરહ (નક્કી થયેલ, નિર્ધારિત, પરંપરાગત) સુલૂકથી અલગ સમજી લે છે."

આગળ ફરમાવ્યું કે :

"જયારે મેં એના ઉપર ઊંડું ચિંતન–મનન કર્યું તો (એનું રહસ્ય મને સમજાયું.) આ રાહ (સુલૂક)માં સમજેલું અને ભણેલું કામ નથી આવતું. એ તો ઈલ્હામી (અલ્લાહ તરફથી દિલમાં ઉતારેલી) ચીઝ છે. અલ્લાહની તરફ ધ્યાન કેન્દ્રિત કરવાથી ઈસ્લાહ અને તરબિયતના તરીકાઓ ઈલ્કા થાય છે (અર્થાત્ અલ્લાહ તરફથી દિલમાં નાખવામાં આવે છે.) એનાથી જ સહીહ ઈસ્લાહ અને તરબિયત થાય છે."

હકીમ સય્યિદ અબૂ હબીબ સાહબ વલીનવી રહમતુલ્લાહિ અલયહિ (મૌલાના સય્યિદ સુલૈમાન નદવી રહમતુલ્લાહિ અલયહિના મોટા ભાઈ અને હઝરત પીર અબૂ અહમદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મજાઝ અને ખલીફા હતા.) તેમના સાહબઝાદહ મૌલવી સય્યિદ અબૂ ઝફર સાહબ નદવી (અહીં) આવ્યા હતા. તેમના મોટા ભાગના સવાલોના જવાબો તેમની ધારણાથી વિરુદ્ધ મળ્યા.

તેઓ કલ્બ (દિલ)ના લતીફહ વિષે પૂછવા લાગ્યા.

મેં કહ્યું કે :

"કિતાબ અને કાગળ ઉપર જેને કલ્બનો લતીફહ લખ્યો છે, તે કલ્બ (દિલ) નથી. કલ્બની હકીકત કંઈક જુદી છે. જેવી રીતે નકશામાં જયાં મક્કા લખેલું હોય છે, તે મક્કા નથી. મક્કા કયાંક બીજે છે. જો કોઈ (નકશામાં લખેલા મક્કા ઉપર)

આંગળી મૂકીને કહે કે : આ મક્કા છે, તો તે મક્કા નથી."

તેમણે પૂછયું કે :

"તવજ્જુહ કેવી રીતે આપવામાં આવે છે ? અને તવજ્જુહની શી હકીકત છે ? "

મેં કહ્યું કે :

"આ શબ્દ ગલત છે. ગૈરનો ખ્યાલ કાઢીને પ્રથમ પોતાને કામિલ (પરિપૂર્ણ) બનાવવું જોઈએ. જે બુઝુર્ગ તવજ્જુહ નથી આપતા, તેમની તવજ્જુહ આપો આપ પડે છે. આ મુકર્રરહ (નક્કી કરેલી) ચીઝો (તવજ્જુહ વગેરે) કામ તો આપે છે પરંતુ કદી ગડબડ પણ નાખી દે છે. એ બુઝુર્ગોના બધાં ઈર્શાદો (વચનો) હદીષોનો તર્જુમો હોય છે."

## ૨૩૦ અલ્લાહ તઆલાની ઝાત સાથેનો સંબંધ જ તેના ગૈરથી મુક્ત થવાનો ઝરીયો બની જાય છે

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

"(નકશબંદી સિવાય) બીજા તરીકાઓમાં અલ્લાહ તઆલાના ગૈરથી સંબંધ તોડવો અને અન્ફુસ તથા આફાક (સમગ્ર જડ–ચેતન સૃષ્ટિ)ની નફી (ઈન્કાર) કરવું તરીક (સુલૂક)નો પહેલો કદમ છે, અને ઈસ્બાત (અલ્લાહની અનન્ય ઝાતનો સ્વીકાર કરવા) પર મુકદમ (અગ્રેસર) છે."

**અનુવાદકની નોંધ :**

તસવ્વુફની પરિભાષામાં કલિમએ તય્યિબહ :

'અશ્હદુ અન્ લા ઈલા-હ ઈલ્લલ્લાહ'

ને નફી-ઈસ્બાત કહે છે કારણ કે એમાં પ્રથમ 'લા' (નથી) શબ્દ વડે સમગ્ર જડ-ચેતન સૃષ્ટિનો ઈન્કાર (નફી) કરવામાં આવે છે, અને તે પછી અલ્લાહ તઆલાની અનન્ય ઝાતનો સ્વીકાર (ઈસ્બાત) કરવામાં આવે છે. [નોંધ સમાપ્ત]

હઝરતે આગળ ફરમાવ્યું કે :

હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ આગળ લખે છે કે :

"અલ્લાહે મને ઈલ્કા કર્યા (દિલમાં વાત નાંખી) કે ઝાતે બારી (અલ્લાહ તઆલાની ઝાત)થી તઅલ્લુક પેદા કરવો, ખૂદ અલ્લાહના ગૈરથી અલિપ્ત થવાનો સબબ થશે."

હઝરત શાહ મુહમ્મદ યા'કૂબ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

"હું લાંબા સમય સુધી એના પર વિચાર-ચિંતન કરતો કે એની દલીલ અને આધાર શું છે ?"

"અલ્લાહના ગૈરથી અલિપ્ત થવા વગર અલ્લાહથી તઅલ્લુક અને તેની ઝાતનો ઈસ્તિહઝાર (યાદ, સ્મરણ) તેમજ ઈસ્તિકરાર (સ્થિરતા, સ્થાપના) કેવી રીતે થશે ?"

મારી આદત હતી કે જે વિચાર મારા દિલમાં પેદા થતો હતો, તેને દિલમાં રાખતો હતો. પૂછપરછ કરતો ન હતો. અલ્લાહ તઆલા બુઝુર્ગોના દિલમાં ખૂદ ખ્યાલ પેદા ફરમાવી દેતા હતા. અને મને મારા સવાલનો જવાબ મળી જતો હતો.

એક દિવસ વાલિદ સાહબને વુઝૂ કરાવી રહ્યો હતો.

આપે મને ફરમાવ્યું કે :

“હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈમામ હસન (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ને જે દુઆ શિખવી હતી, તે તમે પઢો છો ?

اَللّٰهُمَّ اقْذِفْ فِیْ قَلْبِیْ رَجَائَکَ وَاقْطَعْ رَجَائِیْ عَمَّنْ
سِوَاکَ حَتّٰی لَا اَرْجُوْا اَحَدًا غَیْرَکَ

**‘અલ્લાહુમ્મક્ ઝિફ ફી કલ્બી રજા-અ-ક વક્તઅ્ રજાઈ અમ્મન્ સિવા-ક હત્તા લા અરજૂ અ-હ-દન્ ગય્-રક.’**

ભાવાર્થ :

હે અલ્લાહ ! મારા દિલમાં તારી ઉમ્મીદ ભરી દે અને મારી ઉમ્મીદ તારા ગૈરથી તોડી દે, અહીં સુધી કે તારા સિવાય મને કોઈથી ઉમ્મીદ બાકી ન રહે.





મારો મતલબ હલ થઈ ગયો કે એ (દુઆ)માં અલ્લાહથી ઉમ્મીદ દિલમાં પેદા થઈ જવાને અને એનો જઝબહ દિલમાં સ્થાપિત થઈ જવાની દુઆ પ્રથમ કરવામાં આવી છે, તે પછી ગૈરુલ્લાહથી ઉમ્મીદ તોડવાનો સવાલ (માંગણી) કરવામાં આવ્યો છે. એ એનો અનિવાર્ય નતીજો છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેટલા ઉચ્ચ કક્ષાના સુલૂકની તા’લીમ પોતાના નવાસાને ફરમાવી છે ! કેવી કેવી મહેનતો અને તકલીફો લોકો બરદાશ્ત કરે છે, અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કેટલી આસાનીથી તા’લીમ ફરમાવી દીધી, પરંતુ કદી એના તરફ ધ્યાન નથી જતું !

હૈદરાબાદમાં ચિશ્તી સિલસિલાના એક મશહૂર શયખ હઝરત શાહ ખામોશ સાહબ રહમતુલ્લાહિ અલયહિ થઈ ગયા. તેમનો એક શે'ર આ પ્રમાણે છે :

**જમાયા કિસ મુસીબતસે તસવ્વુર યારકા દિલમેં,**
**બિઠાયા મિન્નતેં કર કરકે ઈસ લયલાકો મહમિલમેં.**

મારા દિલમાં વિચાર આવ્યો કે, એ તો હકીકતના ખિલાફ છે. તસવ્વુર (ખ્યાલ, કલ્પના) મુસીબતથી જમાવવામાં નથી આવતો, બલ્કે હટાવવામાં અને મિટાવવામાં આવે છે.

અહીં (ભોપાલમાં) બિલ્કુલ શરૂઆતમાં એક તબ્લીગી જલ્સો થયો હતો. તેમાં એક પંજાબી સાહબે પોતાની તકરીરમાં કહ્યું કે :

"ઝાકિરીન (ઝિક્ર કરનારાઓ) પોતાના ઝિક્રનો હલ્કો (વર્તુળ, ક્ષેત્ર) છોડી છોડીને આ તબ્લીગમાં શામિલ થઈ ગયા છે."

મેં જલ્સામાં તો કોઈ રદીયો ન આપ્યો, પરંતુ બા'દમાં મારા મિત્રોને કહ્યું કે :

"ઝિક્ર છોડી જ શકાતો નથી. તે ઝિક્ર જ નથી જે આસાનીથી છૂટી જાય. નમક (મીઠા)ની ખાણમાં જે પડી જાય તે નીકળી નથી શકતો."

**'હર કે દર કાને નમક રફત નમક શુદ.'**

[જે કોઈ નમકની ખાણમાં ગયો તે નમક થઈ ગયો.]

)

જો કોઈ (હકીકી) ઝિક્રને છોડવા ચાહે તો મુઝક્કિર (ઝિક્ર કરાવનાર) તેને નથી છોડતો.

# ૨૩૧ દિમાગી (માનસિક) અને કલ્બી (દિલી) મુરાકબહનો ફર્ક

કોરવાઈ (ગામ)માં એક અફગાની મુફતી સાહેબ હતા. તેઓ સરહદમાં કોઈ બુઝુર્ગથી બયઅત હતા.

મને કહેવા લાગ્યા કે :

"હું મુરાકબહમાં જયારે બેસું છું, તો ઊંઘ આવવા લાગે છે !"

મેં કહ્યું કે :

"ઘણી સારી વાત છે. મુરાકબહમાં હવાસ (સંવેદનો)ને જ પ્રયત્નપૂર્વક મુઅત્તલ (નિષ્ક્રિય) કરવામાં આવે છે. ઊંઘમાં હવાસ (સંવેદનો) અનાયાસ (આપો આપ) નિષ્ક્રિય થઈ જાય છે."

આ મુરાકબાઓ જે કરવામાં આવે છે તે દિમાગી (માનસિક) છે. તેમાં ખ્યાલ (વિચાર, કલ્પના)ને કોઈ એક ચીઝ પર કેન્દ્રિત કરવામાં આવે છે. પરંતુ જે મુરાકબાઓ કલ્બી (દિલી) હોય છે, તેમાં જાગૃતિ રહે છે.

હદીષ શરીફમાં આવે છે :

"મારી આંખો ઊંઘે છે, દિલ નથી ઊંઘતું."



કોઈની વીંટી રાતે ગુમ થઈ જાય તો લોકો કહે છે :

ચિરાગ (દીવો, લાઈટ) લાવો !

હું કહું છું કે :

- ચિરાગ હોલવી નાંખો, જેથી અંધારામાં વીંટી ચમકે અને નઝર આવે !
- જેટલી (બાહ્ય) રોશની વધે છે, એટલી વીંટીની રોશની મંદ થઈ જાય છે !

અલ્લાહ તઆલા ફરમાવે છે :

إِنَّ فِي ذَٰلِكَ لَذِكْرَىٰ لِمَنْ كَانَ لَهُ قَلْبٌ
أَوْ أَلْقَى السَّمْعَ وَهُوَ شَهِيدٌ (سورۂ ق، آیت:۳۷)

<u>ભાવાર્થ</u> :

બેશક, એમાં નસીહત છે તે લોકોના માટે જેમની પાસે દિલ હોય અને તેઓ ધ્યાનપૂર્વક સાંભળે. [સૂરએ 'કાફ' : ૩૭]

## ૨૩૨ મુરાકબાઓથી પહેલાં અલ્લાહનો ઝિક્ર

ફરમાવ્યું કે :

કેટલાક હઝરાત (બુઝુર્ગો)ને ત્યાં મુરાકબાઓ અસલ છે. અને તેમણે મુરાકબાઓનો સંદર્ભ અને દલીલ આ આયતને ઠેરવી છે :

وَيَتَفَكَّرُونَ فِي خَلْقِ السَّمٰوٰتِ وَالْأَرْضِ ج
(سورۂ آل عمران، آیت:۱۹۱)

<u>ભાવાર્થ</u> :

જેઓ આકાશો તેમ પૃથ્વીના સર્જન વિષે ચિંતન–મનન કરે છે. [સૂરએ 'આલિ ઈમરાન' : ૧૯૧]

તેઓ મુરાકબહની હાલતમાં સંપૂર્ણ સૃષ્ટિની સૈર કરે છે. એ

સાલિકોની ઝબાન પર આ પંક્તિનું રટણ હોય છે :

**બાલા રવમ, બાલા રવમ;**
**બાલા તર અઝ બાલા રવમ.**

ભાવાર્થ :

ઊંચે જાઉં છું, ઊંચે જાઉં છું;
ઊચ્ચ કરતાં પણ ઊચ્ચતર જાઉં છું.



હું અર્ઝ કરું છું કે :

- એમાં મુસ્લિમ અને ગૈર મુસ્લિમ શરીક છે.
- બન્ને (મુસ્લિમ અને ગૈર મુસ્લિમ) સૃષ્ટિની સૈર કરે છે.
- આ ચિંતન–મનનથી પહેલાં એક બીજી ચીઝ છે; જે આ નમાઝ (મુરાકબહ)ના માટે વુઝૂ અને તહારત (પાકી) સમાન છે.
- નમાઝથી પહેલાં વુઝૂ અને તહારત છે.

કુર્આન શરીફમાં છે :

اَلَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيٰماً وَّقُعُوْداً وَّعَلٰى جُنُوْبِهِمْ
وَيَتَفَكَّرُوْنَ فِىْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ ج
(سورۂ آل عمران، آیت:۱۹۱)

ભાવાર્થ :

જેઓ યાદ કરે છે અલ્લાહને (અલ્લાહનો ઝિક્ર કરે છે) ઊભા રહીને, બેસીને તેમ પડખાં ઉપર સૂઈને (દરેક હાલતમાં) અને ચિંતન–મનન કરે છે આકાશો તેમ પૃથ્વીના સર્જન વિષે.

[સૂરએ ‘આલિ ઈમરાન’ : ૧૯૧]

જયારે ચિંતન–મનનથી પહેલાં ઝિક્ર (અલ્લાહની યાદ) હશે તો અખ્લાક અને નુફૂસ (દિલ અને રૂહ) પાક–સાફ થઈ જશે. અને સૃષ્ટિના સર્જન વિષેનું આ ચિંતન–મનન મઅરિફત માટે ફળદાયી અને અલ્લાહથી મેળવનારું થશે.

આ તે ચિંતન–મનન છે જેમાં ગૈર મુસ્લિમ શરીક નથી.

- પોતાના દિમાગને પાક અને સાફ બનાવી લો તો પછી સૃષ્ટિના આ વર્તુળમાંથી નીકળવાની કુવ્વત પેદા થશે. નહિતર અહીં જ રમતા રહેશો.
- અગર રોકેટમાં બુલંદી પર પહોંચો તો પણ રોકેટ હજુ ઘણું નીચું છે, કારણ કે ચાંદ પણ આ સૃષ્ટિ (બ્રહ્માંડ)માં છે.
- અલ્લાહના બંદાઓ સૃષ્ટિ (બ્રહ્માંડ)કરતાં કયાંય ઊંચે પહોંચે છે.
- અલ્લાહના વિપુલ ઝિક્રથી દિમાગ પાક અને સાફ થઈ જાય છે. તે પછી જે તરફ પણ જશો વ્યાપકતા અને વિશાળતા જ છે. અલ્લાહનો ઝિક્ર કરનારને તંગી થતી જ નથી.

## ૨૩૩ નીચી દાઢી કરતાં વધારે તા’કીદ ઊંચા પાયજામાની છે

ફરમાવ્યું કે :

નીચી દાઢી બધાંની જોઈ, ઊંચા પાયજામા ઘણા ઓછા લોકોના જોઉં છું ! જો કે મારા ખ્યાલમાં જેટલી તા’કીદ અને વઈદ (ધમકી) ઊંચા પાયજામા માટે આવી છે, એટલી નીચી દાઢી માટે નથી આવી.

## ૨૩૪ ઈન્સાન જયારે પોતાની શકિત વાપરવા બા'દ પોતાની લાચારીનો સ્વીકાર કરી લે છે ત્યારે ગૈબી મદદ આવે છે

ફરમાવ્યું કે :

એકલી ઈન્સાની કુવ્વતથી કામ નથી થતું.

જયારે ઈન્સાની તાકતોએ હથિયાર નાંખી દીધાં છે અને ઈન્સાને પોતાની લાચારીનો સ્વીકાર કરી લીધો છે, ત્યારે અલ્લાહ તઆલાના તરફથી ગૈબી મદદ જાહેર થઈ છે. અને તેની કુવ્વતે કામ કર્યું છે. પરંતુ એ ત્યારે થાય છે, જયારે ઈન્સાન પોતાની તાકાત અને કોશિશને વાપરી નાંખે.

કુર્આન શરીફની નીચેની આયતનો એ જ ભાવાર્થ છે :

وَالَّذِيْنَ جٰهَدُوْا فِيْنَا لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَا ؕ
وَاِنَّ اللّٰهَ لَمَعَ الْمُحْسِنِيْنَ ع
(سورۂ عنکبوت، آیت:۶۹)

<u>ભાવાર્થ</u> :

અને જેઓ પોતાની શકિત ખપાવી દેશે અમારા માટે, અમે જરૂર નાંખીશું તેઓને અમારા રસ્તાઓ પર અને બેશક અલ્લાહ નેક કામો કરનારાઓની સાથે છે. [સૂરએ 'અન્કબૂત' : ૬૯]

મેં જયારે (તબ્લીગી જમાઅતના હઝરતજી) મૌલાના ઈલ્યાસ સાહબ રહમતુલ્લાહિ અલયહિની સામે આ ભાવાર્થ બયાન કર્યો તો તેઓ ઘણા ખૂશ થયા. કેટલીયે વખત મને સીનાથી લગાવ્યો અને દૂર

સુધી પહોંચાડવા આવ્યા.

જો માત્ર પોતાની કુવ્વત, ઈન્સાની નિર્ધાર અને હિમ્મતોથી કામ લેવામાં આવશે, તો કામ નહિ બનશે. જયારે તદબીરો નિષ્ક્રિય થઈ જાય અને હિમ્મત ભાંગી પડે ત્યારે અલ્લાહની મદદ શરૂ થાય છે. જયાં ઢાલ અને હથિયાર નાંખી દીધાં, ત્યાં જ અલ્લાહે ઢાલ અને હથિયાર વડે સજજ કર્યા.

બદરનો કિસ્સો શું હતો ?

જયારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવી દીધું : "પરવરદિગાર ! અગર આપે આ જમાઅતને હલાક થવા દીધી તો પછી તારી ઈબાદત કરનારો કોઈ ન હશે."

તો (અલ્લાહની) મદદ આવી.

સૂરએ 'યૂસુફ'માં છે :

حَتّٰىٓ اِذَا اسۡتَيۡـَٔسَ الرُّسُلُ وَظَنُّوۡۤا اَنَّهُمۡ
قَدۡ كُذِبُوۡا جَآءَهُمۡ نَصۡرُنَا
('سورۂ یوسف'، آیت:١١٠)



<u>ભાવાર્થ</u> :

અહીં સુધી કે જયારે નિરાશ થવા લાગ્યા પૈગમ્બર અને તેમના (દિલમાં) વિચાર આવવા લાગ્યો કે (અલ્લાહની) મદદનો વાયદો એમ જ તો ન હતો, તો આવી ગઈ અમારી મદદ. [સૂરએ 'યૂસુફ' : ૧૧૦]

હથિયાર નાંખી દેવાનો એ અર્થ નથી કે પહેલાંથી જ હથિયાર નાંખી દો. પહેલાં હથિયારથી સજજ થાઓ, સજજ થઈને લડો, તે પછી મોકો આવશે.

હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) પોતાના નિવાસ્થાનથી એ વિચારીને નહિ નીકળ્યા હતા કે દજલા નદીમાં ઘોડાઓ ઉતારી દઈશું. જયારે મોકો આવી ગયો ત્યારે ઘોડાઓ નદીમાં ઉતારી દીધાં ! અલ્લાહે જે કુવ્વત આપી હતી તે વાપરી નાંખી. હવે અલ્લાહની કુવ્વતે મદદ કરી.

## ૨૩૫ ઈમાન અને તવક્કુલની ખાસ કૈફિયત જયારે પૈદા થાય છે ત્યારે જ તેનાથી કામ લઈ લેવું જોઈએ



બિજનોર જિલ્લામાં એક શખ્સ આમળા (ફળ)માંથી પીવાની દવા બનાવતો હતો જે અત્યંત શકિતવર્ધક હતી અને મૃત્યુના આરે પહોંચેલા બીમારોના માટે રત્નચૂર્ણનું કામ આપતી હતી.

તે શખ્સ કહેતો હતો કે :

"આમળાને જોશ આપતી વખતે તેમાં એક કુવ્વત પૈદા થાય છે. ઠીક તે જ વખતે તેને (ચુલા ઉપરથી) ઉતારી લેવું જોઈએ. જો આગ ઉપર રહેવા દીધાં, તો મજકૂર કુવ્વત ખત્મ થઈ જશે; અને આમળા બેકાર થઈ જશે !"

તે શખ્સ એનો ઠીક વખત ઓળખતો હતો. તેણે પોતાના પુત્રને પણ બતાવ્યો; પરંતુ તેને એની સાચી ઓળખ થઈ શકી નહિ. તે એને બનાવવામાં કામિયાબ નહિ થયો.

એ જ પ્રમાણે ખાસ મોકાઓ પર ઈન્સાનમાં ઈમાન અને તવક્કુલની ખાસ કૈફિયત અને એક રૂહાની તાકાત ઉભરે છે. તો તે જ વખતે તેનાથી કામ લેવામાં નહિ આવે તો તે ખત્મ થઈ જાય છે. તે

પછી પરિશ્રમથી પેદા નથી થતી.

જો હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) ત્યારે દજલા નદીમાં ઘોડા ઉતારતે નહિ અને મોડું કરતે તેમજ તદબીરોથી કામ લેતે તો (એ સમય વીતી ગયા બા'દ) તેઓ નદીને પાર કરી નહિ શકતે.

આ કુવ્વત ઈખ્તિયારી (સ્વૈચ્છિક) અને દાઈમી (હંમેશા ટકી રહેનારી) નથી. એ વીજળીની જેમ જાહેર થઈને (તરત જ) ગાયબ થઈ જાય છે.

હઝરત શયખ સઅદી (રહમતુલ્લાહિ અલયહિ)એ હઝરત યા'કૂબ (અલયહિસ્સલામ)નો બનાવ બયાન કરીને એના જ તરફ ઈશારો કર્યો છે :

**યકે પુરસીદ અઝ આન ગુમ કર્દહ ફરઝંદ,**
**કે અય રોશન ગૌહર પીરે ખિરદમંદ;**
**ઝ મિસરશ બૂએ પયરાહન શમીદી !**
**ચેરા દર ચાહે કિન્આનશ ન દીદી ?**
**બ ગુફત અહવાલે મા બર્કે જહાંનસ્ત,**
**દમે પૈદા વ દીગર દમ નિહાનસ્ત.**
**ગહે બર તારમે આ'લા નશીનમ,**
**ગહે બર પુશ્તે પાએ ખૂદ ન બીનમ.**
**અગર દરવેશ બર હાલે બ માન્દે,**
**સરદસ્ત અઝ દો આ'લમ બર ફિશાન્દે.**

**<u>ભાવાર્થ</u> :**

એક શખ્સે હઝરત યા'કૂબ (અલયહિસ્સલામ)ને આપના ગુમ

થયેલા ફરઝંદ હઝરત યૂસુફ (અલયહિસ્સલામ વિષે પૂછયું કે :

"હઝરત ! આપ તો રોશન ઝમીર અને પ્રખર પ્રજ્ઞાવાન છો, પરંતુ નવાઈની વાત છે કે આપે મિસર જેવા અતિ દૂરના સ્થળે હોવા છતાં (હઝરત) યૂસુફ (અલયહિસ્સલામ)ના પહેરણની ગંધ સુંઘીને પારખી લીધી, તો (હઝરત) યૂસુફ (અલયહિસ્સલામ)ને જયારે ભાઈઓએ કિન્આનમાં (અહીંથી નજીકના અંતરે) કૂવામાં નાંખી દીધા ત્યારે એ દશ્ય આપને કેમ દેખાયું નહિ ? !"

હઝરત યા'કૂબ અલયહિસ્સલામે જવાબમાં ફરમાવ્યું કે :

"અમારો અહવાલ વીજળી જેવો છે. એક પળ માટે ચમકીને ગાયબ થઈ જાય છે. કેટલીક વખતે અમે એવા ઉચ્ચ સ્થાને બિરાજમાન હોઈએ છીએ કે ત્યાંથી દૂર દૂર સુધી નઝર પહોંચે છે, જયારે કેટલીક વખતે એવા નીચા સ્થાને હોઈએ છીએ કે પોતાના પગની પીઠ ઉપરની વસ્તુ પણ દેખાતી નથી !"

જો દરવેશ તેના ઉચ્ચ સ્થાને હંમેશા સ્થિર રહેતો હોત તો બન્ને જહાનથી ઉચ્ચતર સ્થાને પહોંચી જાત.

## ૨૩૬ ગુનહગારોને સજા જરૂર મળે છે

ફરમાવ્યું કે :

જયારે કોઈ આવીને કહે છે કે :

"સૌથી મોટો ગુનહગાર હું છું."

તો હું કહું છું કે :

"તમારી જ જરૂરત હતી. આ (પોતે ગુનહગાર હોવાનો

અહેસાસ) ઘણી કામની ચીઝ છે. અલ્લાહની રાહમાં આ (ગુનાહ)ની કુર્બાની આપો. (ચલણી) નોટો (કરન્સી)ને વટાવવાથી કામ ચાલે છે. નોટોને મલાઈમાં મેળવીને ખાવામાં નથી આવતી. એ નોટોને વટાવવા માટે બેંક છે. આ તૌબહ અને ઈસ્તિગ્ફારની બેંક છે, જયાં આ નોટો (ગુનાહો)ને વટાવવામાં આવે છે અને જયાં એની માંગ છે."

અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَمَنْ يَّدْعُ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ ۙ لَا بُرْهَانَ لَهٗ بِهٖ ۙ فَاِنَّمَا
حِسَابُهٗ عِنْدَ رَبِّهٖ ؕ اِنَّهٗ لَا يُفْلِحُ الْكٰفِرُوْنَ
(سورۂ مؤمنون، آیت:۱۱۷)



**ભાવાર્થ** :

અને જે કોઈ પુકારે અલ્લાહની સાથે બીજા મઅબૂદને જેના માટે કોઈ દલીલ તેની પાસે નથી, તો તેનો હિસાબ પરવરદિગારની પાસે થશે, યાદ રાખો કે કાફિર સફળતા (નજાત) મેળવી નથી શકતા.

[સૂરએ 'મૂઅમિનૂન' : ૧૧૭]



તે પછી અલ્લાહ તઆલા એની ઈસ્લાહ અને તલાફી (ગુનાહની પૂર્તિ)ની તદબીર બતાવે છે :

وَقُلْ رَّبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ع
(سورۂ مؤمنون، آیت:۱۱۸)

**ભાવાર્થ** :

અને કહો કે, હે પરવરદિગાર ! બખ્શી દે અને રહમ ફરમાવી

દે, કારણ કે તું સૌથી શ્રેષ્ઠ રહમ ફરમાવનારો છે.

[સૂરએ 'મૂઅમિનૂન' : ૧૧૮]

## ૨૩૭ સૂરએ 'વલ્ અસ્ર'ની રોશનીમાં

ફરમાવ્યું કે :

ઈન્સાન પ્રથમ દુબળો, પાતળો, સૂકલકડી અને નબળો હોય છે. પછી તે ગોશ્ત, ઘી, મેવા અને શકિતવર્ધક વસ્તુઓ તથા ઉમદા ખોરાક ખાય છે, તો તેનામાં પ્રફુલ્લિતતા અને તાઝગી આવે છે. ગોશ્ત વધે છે. (શરીર માંસલ બને છે.)

તે પછી વ્યાયામ અને કસરત કરે છે. તે પછી જયારે તેનું બદન કસરતી અને તાકાતવાન થઈ જાય છે તો તે મેદાનમાં ઉતરે છે. પહેલવાનો સાથે લડાઈ કરે છે; અને કુશ્તી લડવાના લાયક બને છે.

એ જ ત્રણ તબક્કાઓ સૂરએ 'વલ્ અસ્ર'માં બયાન કરવામાં આવ્યા છે :

(જેઓ અલ્લાહ પર ઈમાન લાવ્યા.) إِلَّا الَّذِيْنَ اٰمَنُوْا ⟨١⟩

અર્થાત્ : ઈમાન લાવીને પોતાના અંગો, સ્નાયૂઓ અને દિલ તથા દિમાગને યોગ્ય ખોરાક પહોંચાડો. તે પછી એના પર અમલ કરો, જે કસરત અને વ્યાયામના સ્થાને છે.

(અને નેક કામો કર્યા.) وَعَمِلُوا الصّٰلِحٰتِ ⟨٢⟩

અર્થાત્ : હવે અખાડામાં ઉતરો અને પોતાના ઈમાન અને નેક અમલોના જવહર દેખાડો. બીજાઓને હક અને સબ્રની તલ્કીન કરો. હવે તમે દઅવત અને તબ્લીગના કાબિલ થયા. હવે એમાં સુસ્તી કરશો

અને કંજૂસાઈથી કામ લેશો, તો ગુનહગાર થશો.

(૩) وَتَوَاصَوْا بِالْحَقِّ وَتَوَاصَوْا بِالصَّبْرِ

[તેમજ એકબીજાને સત્ય (એટલે દીનની વાતો પર કાયમ રહેવા)ની તા'કીદ કરતા રહ્યા તેમજ માંહોમાંહે ધીરજની તા'કીદ કરતા રહ્યા.]

અર્થાત્ : કોઈ શખ્સ તાજો અને તગડો હોય અને તે પોતાની તાકાતનો ઉપયોગ ન કરે તો ગુનહગાર થશે અને જો તંદુરસ્ત અને તાકાતવાન થવા પહેલાં કોઈ (પહેલવાન)ને કુસ્તીનો પડકાર કરે અને અખાડામાં કુસ્તી કરવા કૂદી પડે તો નાદાન અને કસૂરવાર થશે.

- ઈમાન અને નેક અમલથી પહેલાં દઅવત (આપવી) ગલતી છે.
- ઈમાન તેમજ નેક અમલ બા'દ ખામોશ રહેવું અને બીજાઓને દઅવત નહિ આપવું ગલતી છે.

અહીં એક લટ્ઠુમિયાં હતા. ઘણા કસરતી અને પહેલવાન હતા, પરંતુ કોઈ સાથે પણ (કુસ્તી) લડતા ન હતા !

## ૨૩૮ સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનમાં મતભેદો કેમ પૈદા થયા

ફરમાવ્યું કે :

કોઈ વખત આ વિચાર આવ્યો કે આં હઝરત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દુનિયાથી તશરીફ લઈ જવા બા'દ જ સહાબએ કિરામ (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન)માં આ પરિસ્થિતિ કેવી રીતે પેદા થઈ અને તેમનામાં આટલું જલદી મતભેદનું સ્વરૂપ કેવી રીતે પેદા થઈ ગયું ? !

ઊંડો વિચાર કરવાથી મા'લૂમ થયું કે :

- જે ચીઝ જેટલી ઉચ્ચ અને કીમતી હોય છે, તેટલી જ નાઝુક અને સંવેદનશીલ હોય છે.
- ઈન્સાનના અવયવોમાં આંખ ઘણી ઉચ્ચ અને કીમતી છે; પરંતુ એટલી જ નાઝુક અને સંવેદનશીલ છે. કોલસાનું એક અલ્પ રજકણ પણ સહન નથી કરી શકતી. તરત જ ખટકવા લાગે છે.
- એની સરખામણીમાં પગમાં કેટલી સહનશકિતછે કે કાંકરા અને પથ્થરો પર ચાલે છે, કચરા–કૂડામાં પગ પડે છે, છતાં તેમાં ફર્ક નથી પડતો !
- સારું હોવું અને ઉચ્ચ કક્ષાનું હોવું,
  પુરવાર કરે છે કે નાઝુક પણ છે.
- આંખને વારંવાર સાફ કરતા રહેવાની અને ધોતા રહેવાની જરૂરત હોય છે. માત્ર વાળ પણ આંખમાં આવી જશે તો બેચેન કરી દેશે.
- જેનામાં કુવ્વત વધારે પ્રમાણમાં છે, તેમાં નઝાકત પણ વધારે હોય છે.

# એકવીસમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૭, ઝીકઅદહ, ૧૩૮૮ હિજરીસન મુતાબિક ૨૬, જાન્યુઆરી, ૧૯૬૯ ઈસ્વીસન |
| દિવસ | : રવિવાર |

**સંપાદકની નોંધ :**

- આજે રવિવાર હોવાથી હાજરજનોની સંખ્યા ઘણી વધારે હતી. શરૂઆતમાં સંખ્યા ઓછી હતી.
- હઝરત પણ નિત્ય નિયમ પ્રમાણે બેઠાં બેઠાં ઈર્શાદ ફરમાવતા રહ્યા.
- તે પછી હાજરજનોની સંખ્યામાં વધારો થવાનું શરૂ થયું.
- રવિવારની મજલિસમાં :
  - ☐ ઓફિસના કર્મચારીઓ,
  - ☐ કોલેજોના પ્રાધ્યાપકો અને શાળાના શિક્ષકો,
  - ☐ શહેરના પ્રતિષ્ઠિત લોકો અને વિદ્વાનો,

  જેઓ દરેક રવિવારે નિયમિત આવે છે તેઓનું આવવાનું શરૂ થયું.
- અંદરની અને બહારની બધી જગા ભરાઈ ગઈ.
- હઝરત દરેક વ્યક્તિને ઓળખી, ઓળખીને ખૂબ જ પ્રેમભાવથી, સમજદાર સુશિક્ષિત લોકોને પોતાની પાસે બોલાવતા અને પોતાની પાસે બેસાડતા રહ્યા.
- મુખ્લિસજનોની વિનંતી છતાં દીવાલના સહારે ઊભા થઈ ગયા અને બુલંદ અવાજથી તકરીર કરવી શરૂ કરી.
- તે પછી સહન (વરંડા)માં જયારે વધારે લોકો થઈ ગયા તો દરમિયાની કમરામાં ખુરશી પર બેસી ગયા.

● નવાઈની વાત આ છે કે, કમરના દુઃખાવા અને કમજોરીના કારણે બે આદમીઓના સહારા વગર ઊભા થઈ શકતા ન હતા, પરંતુ તકરીરના જુસ્સા અને વિષયોની વિપુલતામાં લગભગ દરેક બે વાકયો પછી પોતે જ આપમેળે ઊભા થઈ જતા હતા !

● ૯ (નવ) વાગ્યાથી ૧૨ (બાર) વાગ્યા સુધી ત્રણ કલાક સુધી તકરીર સતત ચાલુ રહી. એટલામાં કંઈ નહિ તો પચાસ–સાઠ વખત ઊભા થઈને બેઠા હશે !

● અવાજ એવો જ બુલંદ અને જોશીલો રહ્યો. દર્દ અને કમજોરીનું નામ કે નિશાન જણાતું ન હતું !

● લગભગ સાડા બાર વાગ્યાની નજીક પોતાની બેઠક પર આવીને બેસી ગયા.

● થોડા સમય પછી ફરી પાછો જોશ પેદા થયો, અને ઊભા થઈને તકરીર કરવા લાગ્યા !

● આ જોઈને નવાબ સય્યિદ ઝુહૂરુલ્ હસનખાં સાહબે, જેઓ માંદગીના બિછાનેથી કેટલાયે દિવસો પછી (મજલિસમાં) આવ્યા હતા, તેમણે મને (આ કિતાબના લેખકને) કહ્યું કે :

"જયાં સુધી હું અને આપ, ઊઠીશું નહિ ત્યાં સુધી તકરીરનો આ સિલસિલો ચાલુ જ રહેશે અને હઝરતને દુઃખાવો અને થાક ખૂબ વધી જશે."

● તકરીરનો સિલસિલો ચાલુ હતો પરંતુ તેઓ (નવાબ સાહેબ) અને હું બન્ને બહાર નીકળી ગયા.

● બા'દમાં મા'લૂમ થયું કે, અમારા નીકળવા બા'દ થોડી મિનિટ તકરીર ચાલુ રાખી અને પછી બંધ કરી દીધી.

● મજલિસમાંથી હાજરજનો વિખેરાઈ ગયા.

● આજે વિવિધ કક્ષાના લોકો મજલિસમાં હાજર હતા, અને મોટી

સંખ્યા મધ્યમ શિક્ષિત અને કારોબારી, વેપારી લોકોની હતી એટલા માટે તકરીર પર ઈસ્લાહી રંગ ગાલિબ હતો; અને વધારે જોર :

- ☐ આ'માલ અને અખ્લાકની ઈસ્લાહ,
- ☐ શરીઅત અને સુન્નતની પૈરવી અને
- ☐ ઈસ્લામી ઝિંદગી અપનાવવા પર હતું.

- પાછલી મજલિસોમાં થયેલી વાતોનું પુનરાવર્તન નહિ કરતાં, આજની મજલિસની ખાસ ખાસ વાતો અહીં લખવામાં આવી છે.



## ૨૩૯ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝરીઆથી જે નેઅમતો આપણને અર્પણ થઈ છે, તેની આપણને કદર નથી !

ફરમાવ્યું કે :

મૌલાના (જલાલુદ્દીન) રૂમી (રહમતુલ્લાહિ અલયહિ)એ એક કિસ્સો બયાન કર્યો છે; જે ઘણો બોધદાયક છે.

એક બાદશાહ એક ગરીબ ઓરત પર આશિક થઈ ગયો !

તેણીને પોતાના હરમ (રાણીવાસ)માં લાવ્યો.

તેની સામે દરરોજ શાહી ભોજન ખાવા માટે રજૂ કરવામાં આવતું.

પરંતુ તેણી ખાય શકતી ન હતી !
શાહી ભોજન તેના બદનને અનુકૂળ ન આવતું.
તે દિવસે દિવસે દુબળી–પાતળી થવા લાગી.
હકીમોએ હઝાર ઈલાજો કર્યા, કારગત નહિ નિવડયા.
તેણીની ભૂખ ખુલતી ન હતી.

આખરે તેણીએ પોતે જ અરજ કરી કે :

"મને એકલીને એક અલગ મકાનમાં રહેવા દો.
મારું ભોજન મને ત્યાં જ મોકલવામાં આવે."

એ જ પ્રમાણે કરવામાં આવ્યું.

થોડા દિવસમાં તેની રંગત બદલાઈ ગઈ !

ભૂખ ખુલી ગઈ !

હવે તે પેટ ભરીને ખાવા લાગી !

હકીમોને નવાઈ લાગી કે એવું કયું મા'જૂન અથવા કુશ્તહ (ભસ્મ) વાપરે છે જેનાથી તેની હાલતમાં આટલો (ભારે) ફેરફાર થયો !

તેમણે છુપાઈ છુપાઈને જોયું તો મા'લૂમ થયું કે :

તેણી ભોજન આવે ત્યારે તેને જુદા જુદા તાક (કબાટ)માં અલગ અલગ મૂકી દે છે.

તે પછી દરેક તાકની સામે ઊભી રહીને સાદ પાડે છે :

"મિયાં ! બચ્ચોંકી ખયરાત !
મિયાં ! ઘણો સમય થયો સદા લગાવી રહી છું !
પોતાના બચ્ચાઓની ખયરાત !
પોતાના બચ્ચાંઓનો સદકહ !"

આ અમલ તેણી મોડે સુધી કરતી.

તે પછી તાકમાંથી ખાવાનું કાઢીને ખાતી !

મા'લૂમ થયું કે તેણી ફકીરની (ભિખારણ) છે !
ખયરાતની તેણીના મોઢાને ટેવ પડેલી છે !

ઘર—ઘરથી ટુકડા ટુકડા માંગીને પેટ ભરે છે !

અહીં મહેલમાં શાહી દસ્તરખ્વાન પર જાત જાતના અને ભાત ભાતના પકવાનો મૂકવામાં આવતા હતા જે તેણીના ગળામાંથી ઉતરતા ન હતા !

જયારે તેણીએ પોતાની પુરાની રીતભાત શરૂ કરી ત્યારે તેની ભૂખ ખુલી ગઈ ! અને તેનું પેટ કાર્યશીલ થઈ ગયું !

બુઝુર્ગોના કલામ (વાણી)માં ઘણા સૂક્ષ્મ ઈશારાઓ હોય છે.

આપણને આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદકહમાં નેઅમતનો જે થાળ મફતમાં મળી ગયો તેની કદર નહિ કરી ! અને આપણે દુબળા—પાતળા થવા માંડયા !

આપણે પણ બીજી કોમોના દરવાજાઓથી ભીખ ભેગી કરીને ખાવા માંગીએ છીએ !

એનાથી જ આપણે તગડાં થઈશું !

ભૂતકાળની કોમોની જફાઓ, મુસીબતો અને યાતનાઓને જુઓ તો આ નેઅમત અને સહૂલત (જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદકહમાં અલ્લાહે આપણને આપી છે) તેની કદર થશે !

## ૨૪૦ આજે જયારે હરામની છત (વિપુલતા) અને હલાલની અછત (તંગી) છે ત્યારે ઈસ્લામનો હુકમ શું છે ?

હઝરતે સૂરએ 'બ-ક-રહ'ની આ આયત [નંબર : ૨૪૯] અંત સુધી તિલાવત ફરમાવી :

'ફલમ્મા ફ-સ-લ તાલૂતુ બિલ્ જુનૂદિ કા-લ ઈન્નલ્લા-હ મુબ્તલીકુમ્ બિ ન-હ-રિન.....' [અંત સુધી]

અને પછી (પોતાના શહેર બયતુલ્ મુકદસથી જયારે અમાલિકા કૌમ) તરફ (લડાઈ કરવા માટે) લશ્કર સાથે કૂચ કરી તો હઝરત તાલૂતે (લશ્કર)ને કહ્યું કે :

"અલ્લાહ તઆલા એક નહેરથી તમારી કસોટી કરશે."

ગુજરાતી અનુવાદકની નોંધ :

મૂળ ઉર્દૂ કિતાબમાં માત્ર ઉપર લખેલી વિગતો જ આપી છે. વિશેષ કોઈ માહિતી આપી નથી. વાચકોને વિષય સમજવામાં મદદરૂપ થાય એવી બીજી કેટલીક વિગતો અહીં કુર્આન શરીફની તફસીરોમાંથી આપી છે.

- લશ્કર જયારે રવાના થયું ત્યારે સૈનિકોની સંખ્યા લગભગ ૮૦૦૦૦ (એંસી હજાર) હતી.
- માર્ગમાં હઝરત તા'લૂતે સૈનિકોને કહ્યું કે :
  "અલ્લાહ તઆલા એક નહેરથી તમારી કસોટી કરનાર છે."
- હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)ના જણાવ્યા અનુસાર એ નહેર 'ઉર્દૂન' (જોર્ડન) અને પેલેસ્ટાઈનની વચમાં હતી. એનું નામ 'નહરુશ્ શરીઅહ' હતું.
- હઝરત તા'લૂતે સૈનિકોને ચેતવણી આપતા આગળ ફરમાવ્યું કે :
  "કોઈ પણ સૈનિકે આ નહેરનું પાણી પીવું નહિ. જે કોઈ સૈનિક એનું પાણી પીશે તે મારી સાથે આવી શકશે નહિ. જો કોઈ એકાદ ઘૂંટ જેટલું પાણી પી લે તો વાંધો નથી."
- જયારે લશ્કર મજકૂર નહેર પાસે પહોંચ્યું ત્યારે સૈનિકોને ખૂબ ભારે તરસ લાગી હતી. એટલે :

☐ વધુ ભાગના સૈનિકો સંયમ જાળવી ન શકયા અને ખૂબ વધારે પાણી પીધું છતાં તેમની તરસ તૃપ્ત ન થઈ !

☐ મજકૂર પાણી પીનારા સૈનિકોને હઝરત તા'લૂતે પોતાના લશ્કરમાંથી છુટા કરીને પરત કરી દીધાં.

☐ કેટલાક સૈનિકોએ માત્ર એક ઘૂંટ પાણી પીધું. એટલા અલ્પ પ્રમાણમાં પાણી પીવાથી પણ અલ્લાહ તઆલાએ તેમની તરસને તૃપ્ત કરી દીધી.

☐ પરંતુ કેટલાક એવા પાકા અને કામિલ ઈમાનવાળા સૈનિકો પણ હતા કે તેમણે બિલ્કુલ પાણી પીધું જ નહિ.

● ફરમાંબરદાર, આજ્ઞાંકિત સૈનિકોની સાથે જયારે હઝરત તા'લૂત નહેર ઓળંગી આગળ ગયા ત્યારે તેમના સૈનિકોની સંખ્યા, જંગે બદરના સૈનિકો (સહાબીઓ)ની સંખ્યા જેટલી અર્થાત્ ૩૧૩ (ત્રણસો તેર) હતી.

● હઝરત તા'લૂતનું અલ્પ સંખ્યાનું આ લશ્કર દુશ્મન બાદશાહ જાલૂતના વિશાળ લશ્કરની સાથે લડાઈ કરવા માટે આગળ વધ્યું.

● દુશ્મન બાદશાહ જાલૂતના લશ્કરના સૈનિકોની સંખ્યા ખૂબ વધારે હતી.

● જાલૂતના વિશાળ લશ્કરને જોઈને હઝરત તા'લૂતના કેટલાક નબળા મનોબળવાળા સૈનિકો કહેવા લાગ્યા કે :

"જાલૂતના આ વિશાળ લશ્કરના મુકાબલાની અમારામાં તાકાત જણાતી નથી."

પરંતુ જેઓ ખૂબ જ મજબૂત મનોબળવાળા હતા અને જેઓ જાણતા હતા કે તેમને (મરવા બા'દ) અલ્લાહની મુલાકાત કરવાની છે અને તેની પાસે હાજર થવાનું છે, તેમણે કહ્યું કે :

"વિજય તો આપણો જ છે; કારણ કે ઘણી વખતે એવા બનાવો ભૂતકાળમાં બન્યા છે કે નાનકડી જમાઅતે અલ્લાહ તઆલાના

હુકમથી મોટી મોટી જમાઅતો પર વિજય મેળવ્યો છે. અલ્લાહ તઆલા સબ્ર કરવાવાળાઓ તથા અડગ રહેવાવાળાઓની સાથે છે. અલ્લાહ તઆલા તેમને સાથ આપે છે અને તેમને ફતેહ આપે છે.

- જાલૂત સાથેની જંગમાં પણ હઝરત તા'લૂતનું લશ્કર વિજયી થયું.

**[અનુવાદકની નોંધ સમાપ્ત]**



મજકૂર આયતો તિલાવત ફરમાવીને તેના અનુસંધાનમાં હઝરતે ફરમાવ્યું કે :

આજકાલ જયારે લશ્કર રવાના થાય છે ત્યારે તેના માટે :

- અનાજની ઉમદહ વ્યવસ્થા કરવામાં આવે છે.
- જરૂરતની દરેક વસ્તુ હાજર હોય છે.
- લશ્કરને બીજાઓ કરતાં સારું ખવડાવવા–પીવડાવવામાં આવે છે.
- આરામ અને રાહતના તમામ સાધનો વસાવવામાં આવે છે.
- લશ્કરના જનરલ (સેનાપતિ) જંગના મેદાનથી ઘણા દૂર સુરક્ષિત સ્થળે બેસીને (ઈલેકટ્રોનિક સાધનો વડે સંદેશાઓ અને હુકમો આપીને) ફોજને લડાવે છે.

<u>**પરંતુ ઈસ્લામી લશ્કર**</u> :

- ભૂખમાં પણ મસ્ત રહેનારા અને તંગીની હાલતવાળા સૈનિકોનું લશ્કર રહેતું હતું !
- તેમનું અનાજ ફાકહ, ભૂખ, પ્યાસ હતી.
  એ જ હઝરત તા'લૂતના લશ્કરની હાલત હતી.
- કોસો (માઈલો) ચાલ્યા, પાણી નહિ મળ્યું.
- જીભ સૂકાઈ ગઈ !
- કેટલાક લોકોએ કહ્યું કે :

'આજે અમારામાં જાલૂત અને તેના લશ્કર સાથે લડવાની શકિત નથી.'

(હઝરત તા'લૂતે તેઓને) ફરમાવ્યું :

"(તમે અમને) અહીં જ છોડીને પાછા જાઓ ! અલ્લાહને તમારા લશ્કર સાથે આવવાની પરવાહ નથી !"

જુઓ, ઈસ્લામી લશ્કર ઘરબાર છોડીને લડવા ચાલ્યું તો અનાજની તો શી વાત, પીવા માટે પાણી પણ ન મળ્યું !



હઝરતે ફરમાવ્યું કે :

- આ જૂનો કિસ્સો નથી. આજનો કિસ્સો છે.
- આજે પણ હરામના દરવાજા ઘણાં ખુલ્યા છે !
- આટલા પ્યાસા હોવા છતાં કહેવામાં આવ્યું :

"જેઓ આટલી પ્યાસ છતાં (એક ખોબા કરતાં વધારે પાણી) પી લે તેઓ અમારી સાથે ન રહે !"

આજે પણ કહેવામાં આવે છે કે :

આવક પૂરતી નથી. અથવા બાળકો ભૂખે મરી રહ્યા છે.
હરામનો માલ લઈ લો !
લાંચ લઈને આવક વધારો !
વ્યાજુ કરજ લો !

- આજે પણ અમ્બિયાના અવાજો આવે છે :

"જેઓ જિંદગીમાં (આવકના) નાજાઈઝ તરીકાઓ અપનાવી લેશે, તેઓ અમારામાંથી નથી !

હાં, માત્ર એક ખોબો પીનારો અપવાદરૂપ છે."

- હલાલ અને થોડી આવક પર સંતોષ માનો.
- લાંચ વગેરેથી બચો.
- જેમણે આ વાતો માની લીધી, અલ્લાહે તેમની પ્યાસ બુઝાવી દીધી.
- જેમણે નહિ માન્યું તેઓ પીતા પીતા મરી ગયા (પરંતુ પ્યાસ બુઝાઈ નહિ !)
- આ ઈસ્લામમાં દાખલ થવાનો પહેલો દરવાજો છે. 'અબ્દિય્યત' (બંદાપણા)ના વર્તુળમાં દાખલ થઈ જાઓ ! બધાં દરવાજા ખુલી જશે !
- હું ન મારી જાન (જીવ)નો માલિક છું ન મારી ઔલાદનો માલિક છું.
- (મુઅમિન) દરેક પ્રકારના બાતિલ (જૂઠાં) મઅબૂદો (પૂજયો)નું માથું વધેરી નાખે છે. અર્થાત તેનો ઈન્કાર કરે છે;

**'લા ઈલા-હ ઈલ્લલ્લાહ'**

[નથી કોઈ અલ્લાહ, સિવાય એક અલ્લાહના]

- દરેક પ્રકારનું 'હું પદ' તોડી નાંખે છે;
  અહીં 'અના' (હું)ની ગુંજાઈશ નથી.
- હવે મારું કંઈ નથી, સર્વ અલ્લાહનું થઈ ચુકયું !

اِنَّ اللّٰهَ اشْتَرٰى مِنَ الْمُؤْمِنِيْنَ اَنْفُسَهُمْ وَاَمْوَالَهُمْ
بِاَنَّ لَهُمُ الْجَنَّةَ ؕ (سورۂ توبہ، آیت:۱۱۱)

[બેશક, અલ્લાહે ખરીદી લીધાં છે ઈમાનવાળાઓથી તેમના જાન અને તેમનો માલ આ વાયદા પર કે એનો બદલો જન્નત છે.]

## ૨૪૧ નમાઝમાં દિલ નહિ લાગવાની શિકાયત

ફરમાવ્યું કે :

આ શિકાયત સામાન્ય છે કે નમાઝમાં દિલ નથી લાગતું !

પરંતુ જયારે આદમી અદાલતમાં હાકિમની સામે ઊભો રહે છે તો ઘરની કંગાળ પરિસ્થિતિ, બાળકોની બીમારીઓ અને બજારથી વસ્તુઓ ખરીદીને લાવવાનો વિચાર પણ નથી આવતો !

જો કોઈ આ ચીઝોને યાદ પણ અપાવે છે તો આદમી કહે છે કે :

"અહીં તો જાન અને માલ, ઈઝઝત અને આબરૂની પડી છે અને તમે આ (તુચ્છ) વાતોને યાદ અપાવો છો ! "

મોટા નુકસાનની સામે નાનું નુકસાન નુકસાન નથી.

**બુલબુલ વ ગુલ, રહે ન રહે;**
**હમકો ગમ હે ચમનકે જાનેકા.**

હ઼ઝારો આદમી નમાઝમાં ઊભા રહે છે.

અદાલતમાં જઈને એનો તમાશો જુઓ !

(મારી પાસે) અસંખ્ય પત્રો આવે છે પરંતુ એકમાં પણ આ ફરમાઈશ નથી હોતી કે, દુઆ કરો કે જયારે હું હાકિમની સામે ઊભો રહું તો બીજાનો વિચાર ન આવે !

પરંતુ જયારે હાકિમોના પણ હાકિમ (અલ્લાહ)ની સામે ઊભા રહો છો, તો પછી ગયરનો વિચાર કેવી રીતે આવે છે ? !

## ૨૪૨ વૈદકશાસ્ત્ર અને અવકાશ શાસ્ત્રના અભ્યાસથી ખુદાની મઅરિફ્ત અને હકીકતોને સમજવામાં મદદ મળે છે

ફરમાવ્યું કે :

મને વૈદકશાસ્ત્ર અને અવકાશ શાસ્ત્રના અભ્યાસથી અલ્લાહ

તઆલાની સાચી મઅરિફત (ઓળખ) હાસિલ કરવામાં અને તેની નિશાનીઓને સમજવામાં સૌથી વધારે મદદ મળી. એટલી મદદ બીજી કોઈ વિદ્યાથી નથી મળી.

મેં વૈદકશાસ્ત્રના સિદ્ધાંતોથી મોટા મોટા પરિણામો (તારણો) કાઢયા અને સબક હાસિલ કર્યો.

એક ઉદાહરણ આપું છું.

હરડે, બહેડાં અને આમળાં (ત્રિફલાં) વગેરે બધાંને સારી હાલતમાં એક જગાએ સાથે મૂકી દો. મહિનાઓ સુધી સાથે રહેશે છતાં એમાંથી કોઈ પણ બીજાની તા'ષીર કબૂલ નહિ કરશે.

જયાં સુધી એ બધાં અલગ અલગ મુખ રાખીને પડી રહેશે ત્યાં સુધી તેમના એક બીજાની પાસે રહેવાનો કોઈ ફાયદો નહિ થશે.

- બધાંનો મિઝાજ (સ્વભાવ, પ્રકૃતિ) અલગ અલગ,
- બધાંની તા'ષીર જુદી જુદી !

હવે એની રીત આ છે કે :

- એ બધાંને વાટીકૂટીને બારીક બનાવવામાં આવે.
- મોટાઈ (એ ત્રણેનું મોટું કદ) પ્રતિકૂળતા છે.
- બધાંને તોડીને બારીક બનાવવાથી આ મોટાઈ ખત્મ થઈ જાય છે.
- અને એ બધાં એક ઝાત (સમરૂપ) થઈ જાય છે.

અલ્લાહ તઆલાએ કુર્આન શરીફમાં એવો ખલ–દસ્તો પણ બતાવી દીધો છે જેમાં એ બધાંને નાખીને, વાટીકૂટીને, બારીક કરે છે.

કુર્આન શરીફમાં આપ પોતે જ એ ખલ–દસ્તો તલાશ કરો જેમાં ઉમ્મતની તમામ વ્યકિતઓને વાટી–કૂટીને બારીક બનાવવામાં આવે છે અને દરેક (વ્યકિત)ની 'અના' ('હું પદ', 'અહમ') ખત્મ થઈ

જાય છે ! બધાં કૂટાઈને, પિસાઈને એક બીજા સાથે સમન્વય થઈને ચૂર્ણ તૈયાર થઈ જાય છે !

એ ખલ–દસ્તો શું છે ?

દુર્ઘટનાઓ, મુસીબતો અને ઈત્મીનાન (કસોટી)નો ખલ–દસ્તો !

જુઓ, કુર્આન શરીફમાં આવ્યું છે :

وَلَنَبْلُوَنَّكُمْ بِشَيْءٍ مِّنَ الْخَوْفِ وَالْجُوْعِ وَنَقْصٍ مِّنَ الْاَمْوَالِ وَالْاَنْفُسِ وَالثَّمَرٰتِ ط (سورۂ بقرہ، آیت:۱۵۵)

<u>ભાવાર્થ</u> :

અને ખચીત અમે તમારી કંઈક ભયથી તથા ભૂખથી અને જાન, માલ તેમ ફળોના નુકસાનથી આજમાઈશ કરીશું.

હવે એના પછી મઅજૂન (ઔષધયુકત ચાટણ, અવલેહ) તૈયાર થશે જેમાં કોઈ વસ્તુ અલગ નથી. પરંતુ હજુ બીજી એક ચીઝની જરૂરત છે.

એ છે ફેઅલ અને અફઆલ (કાર્ય અને કૃત્યો)નો વાસ્તો. અર્થાત્ તે ચીઝ જેના ઝરીઆથી એક અંશ બીજા અંશને અસર કરે અને મિઝાજો (પ્રકૃતિ)માં ગ્રહણશકિત પેદા થાય.

વૈદકશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે એ ચાશણી છે જે વાસ્તાનું કામ કરે છે.

પરંતુ એ ચાશણી પણ એક ચોક્કસ પ્રમાણમાં હોવી જોઈએ. તે હદ કરતાં વધી ન જવી જોઈએ. નહિતર નુકસાનકારક થશે અને મઅજૂનને કડવું બનાવી દેશે.

તે પછી એને એક મુદત સુધી ગરમ રાખવામાં આવે છે. હવે

એનું નામ મઅજૂન થયું.

એના પર આ લેબલ લગાડવામાં આવે છે :

اِنَّ هٰذِهٖٓ اُمَّتُكُمْ اُمَّةً وَّاحِدَةً ط (سورۂ انبیاء، آیت:۹۲)

**ભાવાર્થ** :

બેશક, એ લોકો તમારા જ દીનના હોઈ સૌ એક દીન પર જ છો.



એના જ માટે કહેવામાં આવ્યું છે કે :

يَدُ اللّٰهِ عَلَى الْجَمَاعَةِ

(જમાઅત સાથે અલ્લાહની મદદ હોય છે.)

- હવે મોટા જનસમૂદાયે એક મિઝાજ (સમપ્રકૃતિ) પેદા કરી લીધી.
- અમારી ગલતીઓ આપથી દુરુસ્ત થશે, આપની ગલતીઓ અમારાથી દુરુસ્ત થશે.

આ વાસ્તો સુહબત (સત્સંગ)નો છે.

وَجَعَلَ بَيْنَكُمْ مَّوَدَّةً وَّرَحْمَةً ج (سورۂ روم، آیت:۲۱)

**ભાવાર્થ** :

અને તમારા બન્ને વચ્ચે પ્રેમ અને લાગણી ઉત્પન્ન કરી.



મદીનહમાં ઔસ અને ખઝરજ (કબીલાઓ) વર્ષોથી લડતા હતા; કારણ કે તેમના અંશોને કૂટવામાં આવ્યા ન હતા.

اِذْ كُنْتُمْ اَعْدَآءً فَاَلَّفَ بَيْنَ قُلُوْبِكُمْ ط

(سورۂ آل عمران، آیت:۱۰۳)

<u>ભાવાર્થ</u> :

તમે (એક બીજાના) દુશ્મન હતા, ત્યાર પછી અલ્લાહે તમારા દિલોમાં પ્રેમ નાખ્યો. [સૂરએ 'આલિ ઈમરાન' : ૧૦૨]



- હવે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુહબત મળી.
- દુર્ઘટનાઓ અને મુસીબતોના ખલ–દસ્તામાં કૂટવામાં આવ્યા,
- તે ચાશણી પેદા થઈ જેનાથી એક બીજા સાથે ચોંટી ગયા તો તે એકતા પેદા થઈ જે બીજા કોઈ ઝરીઆથી શકય ન હતી.

لَوْ اَنْفَقْتَ مَا فِى الْاَرْضِ جَمِيْعاً مَّآ اَلَّفْتَ بَيْنَ قُلُوْبِهِمْ لا
وَلٰكِنَّ اللّٰهَ اَلَّفَ بَيْنَهُمْ ط (سورۂ انفال، آیت:۶۳)



<u>ભાવાર્થ</u> :

અગર આપ સર્વ જગતનું ધન ખર્ચી નાખત તો પણ તેમના દિલોમાં એકતા નાખી શકતે નહિ. પરંતુ અલ્લાહે જ તેઓમાં પ્રેમ ઉતાર્યો.



જયાં સુધી વિવિધ અંશોને એક બીજા સાથે ચોંટાડનારી આ ચાશણી નથી હોતી ત્યાં સુધી તે (લોકોનો) સમૂદાય મા'લૂમ પડે છે પરંતુ હકીકતમાં એક બીજાના વિરોધી અંશો હોય છે.

- દરેક અંશ એક બીજાથી રૂઠેલો,
- દરેક અંશ ફૂલેલો !
- હરડે, બહેડાં, આમળાં, કાળા મરી બધાં એક બીજાથી અલગ !

ફરમાવવામાં આવ્યું :

تَحْسَبُهُمْ جَمِيْعاً وَّ قُلُوْبُهُمْ شَتّٰى ط
('سورۂ حشر'، آیت:۱۴)

ભાવાર્થ :

તેઓને આપ સંગઠીત ધારો છો, પરંતુ તેઓના દિલ (એકમેકથી) વિખૂટાં છે. [સૂરએ 'હશ્ર' : ૧૪]



પછી જયારે આ મઅજૂન અથવા મજમૂઆ તૈયાર થઈ જશે અને અલગ અલગ મિઝાજોની જગાએ એક મિઝાજ પેદા કરશે તો તે અલ્પ પ્રમાણમાં મઅજૂન મોટા મોટા રોગોને મિટાવી દેશે. અને એનું અલ્પ પ્રમાણ પણ વિપુલ પ્રમાણ ઉપર ગાલિબ આવશે.

ફરમાવવામાં આવ્યું :

كَمْ مِّنْ فِئَةٍ قَلِيْلَةٍ غَلَبَتْ فِئَةً كَثِيْرَةً ۢ بِإِذْنِ اللّٰهِ ط
وَاللّٰهُ مَعَ الصّٰبِرِيْنَ ('سورۂ بقرہ'، آیت:۲۴۹)

ભાવાર્થ :

અનેક વખત (એવું બન્યું કે) થોડાંક (ઈમાનવાળા) લોકોએ (કાફિરોના) મોટા લશ્કરો પર અલ્લાહના હુકમથી જીત મેળવી છે અને અલ્લાહ ધીરજવાનોને સાથ આપે છે. [સૂરએ 'બ–ક–રહ' : ૨૪૯]



અસલમાં ઉમ્મતની વ્યકિતઓને મેળવીને પણ એક મઅજૂન તૈયાર કરાવવી અપેક્ષિત હતી. અલગ અલગ મઅજૂન તૈયાર કરાવવી ન હતી. બધાંના માટે એક જ લેબલ નક્કી થયું હતું :

وَاِنَّ هٰذِهٖٓ اُمَّتُكُمْ اُمَّةً وَّاحِدَةً ط ('سورۂ مؤمنون'، آیت:۵۲)

<u>ભાવાર્થ</u> :

અને એ લોકો તમારા દીનના હોઈ સૌ એક જ દીન પર જ છો.



પરંતુ આટલો મોટો એક જ ખલ–દસ્તો મળવો મુશ્કિલ હતો એટલા માટે અલગ અલગ ખલ–દસ્તામાં તેમને કૂટવા, પીસવા અને મઅજૂન બનાવવાની ઈજાઝત આપવામાં આવી.

લોકોએ તેમને અલગ અલગ મઅજૂન સમજી લીધાં ! હવે એ અલગ અલગ તરીકાઓ એક બીજાના વિરોધી બની ગયા અને પોતાને સ્વતંત્ર સમજવા લાગ્યા.

આ મઅજૂનની ખાસિયત બતાવવામાં આવી કે :

لَا يَذُوْقُوْنَ فِيْهَا الْمَوْتَ اِلَّا الْمَوْتَةَ الْاُوْلٰى ۚ
وَوَقٰهُمْ عَذَابَ الْجَحِيْمِ ('سورہ دخان'، آیت:۵۶)

<u>ભાવાર્થ</u> :

(અને) ત્યાં તેઓ તે મૌતના સિવાય જે દુનિયામાં આવી ચૂકી હતી, બીજી મૌતની મઝા નહિ ચાખે. અને અલ્લાહ તેમને દોઝખના અઝાબથી બચાવી લેશે. [સૂરએ 'દુખાન' : ૫૬]



અલબત્ત, ખાવામાં મઅજૂન કડવું જરૂર છે :

حُفَّةُ الْجَنَّةُ بِالْمَكَارِهِ

<u>ભાવાર્થ</u> :

જન્નત પ્રકૃતિની વિરુદ્ધ કામોથી ઢંકાયેલી છે.

## બાવીસમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૧૪, ઝીકઅદહ, ૧૩૮૯ હિજરીસન મુતાબિક ૨૩, જાન્યુઆરી, ૧૯૭૦ ઈસ્વીસન |
| દિવસ | : જુમ્અહ |
| સ્થળ | : ખાનકાહ શરીફ, ભોપાલ |

આ કિતાબના સંપાદક હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન અલી મિયાં નદવી રહમતુલ્લાહિ અલયહિની



નોંધ :

- ભોપાલમાં નિયમ પ્રમાણે ૧૮, ૧૯, ૨૦ જાન્યુઆરી (ત્રણ દિવસ) વાર્ષિક તબ્લીગી ઈજતિમાઅ હતો. જેને :

  - હાજરજનોની (વિપુલ) સંખ્યા,
  - જમાઅતોની પુષ્કળતા અને
  - એના આયોજન અને વ્યવસ્થાના લિહાઝથી

  હિન્દુસ્તાનનો સૌથી મોટો તબ્લીગી ઈજતિમાઅ કહેવામાં આવે છે. એમાં દેશ અને દુનિયામાંથી :

  - તબ્લીગી કામ કરનારાઓ, અને
  - દીનના તાલિબો (તલબગારો) તેમજ
  - દીનની દા'વત આપનારાઓ (પ્રચારકો),

  હાજરી આપવા માટે આવે છે.
- આ કિતાબનો આ નાચીઝ સંપાદક પણ સામાન્ય રીતે દર વર્ષે એમાં

શરીક થવાની સઆદત હાસિલ કરે છે. આ વર્ષે પણ મક્કમ ઈરાદો હતો અને હઝરત દામત્ બરકાતુહુમને આ વાતની ખબર હતી અને ઘણાં દિવસથી એનો ઈન્તિઝાર અને ઈશ્તિયાક (ઝંખના) હતા પરંતુ ૧૯, જાન્યુઆરીએ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ, શયખુલ્ હદીષ દિલ્હી પહોંચનાર હોવાની ખબર મળી. હઝરત શયખુલ્ હદીષ લગભગ ૮ (આઠ) મહિના હરમૈન શરીફૈન (મક્કા મુઅઝઝમા અને મદીનહ મુનવ્વરહ)માં રહીને હિન્દુસ્તાન તશરીફ લાવી રહ્યા હતા.

- વિવિધ કારણો અને પ્રવૃત્તિઓના લીધે આ સંપાદકે (મેં) આ મોકા પર દિલ્હીમાં હાજર રહેવું મુનાસિબ માન્યું. અને મારા જૂના મિત્ર અને કૃપાળુ મેઝબાન મૌલાના હાફિઝ મુહમ્મદ ઈમરાન ખાન સાહબ નદવીને તાર મારફતે આ પ્રોગ્રામની જાણ કરી અને હઝરતની ખિદમતમાં પણ એક પત્ર લખ્યો જેમાં આ વખતે મારાથી હાજર નહિ થઈ શકવાની મઅઝિરત (ક્ષમાયાચના) અને ત્રણ, ચાર દિવસ વિલંબથી પહોંચવાની જાણ કરી.
- હઝરતે આ શફકત (પ્રેમભાવ)ના કારણે જે આ નાચીઝના હાલ પર વર્ષાવી રાખી છે, એના પર ઘણું દુઃખ જાહેર કર્યું અને વારંવાર મોડે સુધી પોતાના પ્રતિભાવ જાહેર ફરમાવતા રહ્યા.

**મન કે બાશમ કે દર આઁ ખાતિર,**
**ખાતિર ગુઝારમ ? !**

<u>ભાવાર્થ</u> :

મારી શી હેસિયત છે કે, એમના દિલમાં સ્થાન મેળવું ? !

- મારા પત્રના જવાબમાં એક વહાલપૂર્ણ પત્ર પણ મારા દિલ્હીના સરનામે લખ્યો જેનો સારાંશ આ છે કે :

"આ વિલંબમાં પણ ખુદાની હિકમત અને મસ્લિહત હશે અને જે સમય એના માટે નિર્ધારિત થઈ ચુકયો છે તેમાં ખૈર છે."

આ સ્નેહપૂર્ણ પત્ર એવા અંદાઝમાં લખ્યો હતો કે દિલ બેચેન થઈ ગયું અને જલ્દીથી જલ્દી ભોપાલ પહોંચવાનો અને આપની ખિદમતમાં હાજર થવાનો તીવ્ર તકાઝો પેદા થયો.

- ૨૨, મી જાન્યુઆરીની રાતે હું દિલ્હીથી રવાના થઈને ૨૩ મી જાન્યુઆરીના રોજ સવારે ૧૧ કલાકે ભોપાલ પહોંચી ગયો.
- જુમ્અહની નમાઝ મસ્જિદે સુલયમાનિયહમાં પઢી. ત્યાં અવ્વલ વખતમાં જુમ્અહની નમાઝ થાય છે.
- ખાનકાહની મસ્જિદમાં જુમ્અહની નમાઝ જૂના ઝમાનાથી મોડી થાય છે એટલે મૌલાના મુહમ્મદ ઈમરાન ખાન સાહબે મશ્વરહ આપ્યો કે હઝરતની ખિદમતમાં હાજરી આપીને ઉતારા પર જઈએ.
- અમે ત્યાં પહોંચ્યા ત્યારે હઝરત ગુસલ ફરમાવી રહ્યા હતા. ગુસલથી ફારિગ થઈને ખાનકાહમાં તશરીફ લાવ્યા.
- સલામ અને મુસાફહ થયા. અમે આપની ખિદમતમાં હાજર થનાર હોવાની જાણ ઈરાદાપૂર્વક કરી ન હતી કે હઝરતને કોઈ મુશ્કેલીનો સબબ ન બને.
- હંમેશ પ્રમાણે આપે ખૂબ જ પ્રસન્નતા અને આનંદ જાહેર ફરમાવ્યો. અને પોશાક પહેરીને ત્યાં જ બેસી ગયા. અને એક સરસ મજલિસ થઈ ગઈ.
- મજકૂર મજલિસના ઈર્શાદો અને મલફૂઝાત વાચકોની ખિદમતમાં રજૂ કરું છું.

## ૨૪૩ મખ્લૂકની તા'ઝીમ અને તા'રીફમાં શિર્ક અને તવહીદનું મિશ્રણ

(આ મલફૂઝાતના સંપાદક અને લેખક હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી સાહબ નદવી કઈ ટ્રેઈનથી ભોપાલ આવનાર છે) તેની અગાઉથી ખબર નહિ આપવા બદલ મૌલાના ઈમરાનખાં સાહબે માફી માંગતા કહ્યું કે :

"ધારણા હતી કે હઝરત સ્ટેશન સુધી તકલીફ ફરમાવી દે."

હઝરતે ફરમાવ્યું કે :

"એમાં કોઈ તકલીફ ન હતી: અને હકીકતમાં આ તેમની તા'ઝીમ અને તકરીમ નથી, તા'ઝીમ અને તકરીમ બીજા કોઈની (અર્થાત્ અલ્લાહ તઆલાની) છે.

અને જો કોઈની હૂબહૂ તેને જ મકસૂદ (લક્ષ્ય) બનાવીને તા'ઝીમ અને તકરીમ કરવામાં આવે અથવા તેની ઝાતની તા'રીફ કરવામાં આવે તો મારી નજીક એ પણ એક પ્રકારનું શિર્ક છે.

તા'ઝીમ અને તકરીમ અને તા'રીફ હકીકતમાં બનાવનારા (સર્જનહાર) અને સિફત આપનાર (અર્થાત્ અલ્લાહની) છે.

જયારે કોઈ બીજાની તા'રીફ કરે છે તો હું ગભરાઈ જાઉં છું. હું કહું છું કે તેની (વ્યકિતની) તા'રીફ ન કરો તેનામાં કયો ઝાતી (પોતીકો) કમાલ (ખૂબી) અથવા પોતાના ઘરનો હુન્નર (કળા, કૌશલ્ય) અને જવહર (ખૂબી) છે ? તા'રીફ અતા કરનાર (અલ્લાહ)ની છે.

તા'રીફના બદલે અગર દુઆ આપવામાં આવે તો એ કામની વાત થશે. એનાથી જેની તા'રીફ કરવામાં આવે છે તેનો પણ ફાયદો છે અને તા'રીફ કરનારને નુકસાન નથી.

## ૨૪૪ વસ્તુના સહીહ જગાએ ઉપયોગની જરૂરત અને મહત્ત્વ

ફરમાવ્યું કે :

સંપૂર્ણ ખેલ પુરજા (યંત્રના ભાગો, મશીનના સ્પેરપાર્ટસ) તેના યોગ્ય સ્થાને હોવા અને પોતાના સ્થાને કામ કરવું તે છે. પુરજા તે જ હોય પરંતુ જો તેનો ઉપયોગ અસ્થાને કરવામાં આવે અથવા એનાથી તે કામ લેવામાં નહિ આવે જેના માટે તેને બનાવવામાં આવ્યો છે તો તે માત્ર વેડફાઈ જ ન જશે બલ્કે કેટલીક વખતે સવાબના બદલે અઝાબ અને ઈસ્લાહ (સુધારણા)ના બદલે ફસાદ (બગાડ)નો સબબ બનશે.

જુઓ, નમાઝ કરતાં વધારે (ઉત્તમ) કોઈ ચીઝ નથી પરંતુ જો તેમાં :

- ગૈરોનો ખ્યાલ,
- ગફલત, અને
- ગૈરુલ્લાહ તરફ ધ્યાન ગાલિબ થઈ જાય, તો એવા નમાઝીઓના માટે બશારત (ખૂશ ખબર)ના બદલે વઈદ (અઝાબની ધમકી) અને (તેની) નમાઝની પ્રશંસાના બદલે ટીકા, ઠપકો આવ્યો છે.

(કુર્આન શરીફમાં) ફરમાવવામાં આવ્યું :

فَوَيۡلٌ لِّلۡمُصَلِّيۡنَ ۙ الَّذِيۡنَ هُمۡ عَنۡ صَلَاتِهِمۡ سَاهُوۡنَ

(سورۂ ماعون، آیت: ۴، ۵)

**ભાવાર્થ :**

ફરી તે નમાઝીઓની ભારે ખરાબી છે કે જેઓ પોતાની

નમાઝથી બેદરકાર છે. ['સૂરએ માઊન', આયત નં. : ૪, ૫]



એ જ હાલત શબ્દોના ઉપયોગની છે.

જો શબ્દોને અયોગ્ય સ્થાને ઉપયોગ કરવામાં આવે તો :

- અક્કલના બદલે ગાંડપણની સાબિતી
- અને અદબ (સભ્યતા)ના બદલે બેઅદબી (અસભ્યતા) અને બદમઝાકી (અભદ્રતા)ની દલીલ છે.

જેમકે કોઈ શખ્સને પોતાની કોઈ બીમારીના કારણે સંડાસમાં મોડું થયું હોય અને તેને પૂછવામાં આવે કે :

"આટલું મોડું કેમ કર્યું ?"

તો તે કહે કે :

"હું નેઅમતખાનામાં બેઠો હતો !"

એ જ પ્રમાણે જયારે કોઈ શખ્સ દુનિયાના ઉલૂમમાં મશગૂલ હોય, અને તે એવા ઈલ્મથી ગાફિલ છે જેના પર નજાત અને હિદાયતનો આધાર છે, અને છતાં તે કહે છે કે :

"હું ઈલ્મ હાસિલ કરવામાં મશગૂલ છું."

તો મારા દિલને ઘણો આઘાત લાગે છે; કે તેણે આ શબ્દોનો ખોટી જગાએ ઉપયોગ કર્યો.

તેણે કહેવું જોઈતું હતું કે :

"હું મારો સમય વેડફી રહ્યો છું."

## ૨૪૫ મકસૂદ (લક્ષ્ય, હેતુ, ઈરાદો) અને ગૈર મકસૂદ (અલક્ષ્ય)માં તફાવત કરવો જરૂરી છે

ફરમાવ્યું કે :

સર્વ મા'મલો મકસૂદને સમજવાનો છે. અને મકસદો તથા ઝવાઈદ (હેતુ ઉપરાંતની વસ્તુઓ)માં તફાવત કરવાનો છે.

હઝરત મૌલાના જામી રહમતુલ્લાહિ અલયહિએ સહીહ ઈર્શાદ ફરમાવ્યો છે :

**'અત્તવહીદ ઈમ્કાનુલ્ ઈઝાફાત'**

આ હિકમત ભરેલા વાકયની સમજૂતીના માટે અરજ કરું છું કે :

એક ગૈર મુસ્લિમ અથવા કોઈ અજાણ્યા શખ્સે એક નમાઝીને વુઝૂ કરીને મસ્જિદની તરફ જતા જોયો તો તે શખ્સે (કોઈને) પૂછયું કે :

"આ શખ્સ કયાં જઈ રહ્યો છે અને શા માટે જઈ રહ્યો છે ? "

પેલા માણસે જવાબ આપ્યો કે :

"એ શખ્સ મસ્જિદમાં નમાઝ પઢવા માટે જઈ રહ્યો છે."

પૂછનાર શખ્સે મસ્જિદમાં જનાર શખ્સને વુઝૂ કરતા જોયો હતો. તે સમજયો કે વુઝૂની હકીકત કેટલાક અંગોને ધોવું છે.

તેણે પણ (નિય્યત અને સમજ વગર) જે જે અંગોને ધોતા જોયો હતો તે અંગોને ધોઈ લીધા. અને તેના પાછળ પાછળ તે પણ ચાલવા લાગ્યો.

મસ્જિદમાં પહોંચીને તેણે જોયું કે પેલા શખ્સે એક મેહરાબ

અને એક મિમ્બરની તરફ મુખ કરીને રુકૂઅ અને સિજદા કર્યા !

તેણે પણ હાથ બાંધી લીધા અને તે જ મેહરાબ અને મિમ્બરને મકસૂદ અને મસ્જૂદ (સિજદા લાયક) સમજીને રુકૂઅ અને સિજદા કર્યા ! અને તે એમ જ સમજતો રહ્યો કે એ જ ચીઝોને સિજદા કરવામાં આવે છે ! જો કે તેણે જેની પયરવી અને નકલ કરી હતી તેની નજરની સામેથી :

- મેહરાબ અને મિમ્બર,
- કિબ્લાની દીવાલ અને રસ્તાના સમુદ્રો અને પહાડ,

બધાં દૂર થઈને ખાનએ કા'બા કિબ્લહ બનેલો હતો.

અને તે પણ મકસૂદ (લક્ષ્ય) અને મસ્જૂદ (સિજદા લાયક) ન હતો.

અલ્લાહની ઝાત મકસૂદ અને મસ્જૂદ હતી.

હવે તે મૂળ માણસ મુવહ્હિદ (એકેશ્વરવાદી) અને ખુદા પરસ્ત (અલ્લાહની ઈબાદત કરનાર) કહેવાશે અને તેની નકલ કરનાર માણસ અને સંકુચિત નજરવાળો માણસ મુશરિક અને પથ્થર તથા ઈંટોની પૂજા કરનાર કહેવાશે !

એને જ હદીષ શરીફમાં કહેવામાં આવ્યું છે કે :

"બધાં આ'માલ (કામો)નો દારોમદાર (આધાર) નિય્યતો પર છે અને દરેક શખ્સને તે જ મળશે જેની તેણે નિય્યત કરી. એટલે જે શખ્સની હિજરત અલ્લાહ અને તેના રસૂલની તરફ હશે તેની હિજરત અલ્લાહ અને તેના રસૂલના માટે ગણાશે.

અને જેની હિજરત કોઈ દુનિયાનો ફાયદો મેળવવા માટે અથવા કોઈ ઓરતથી શાદી કરવાના માટે હશે તો તેની

હિજરત તે જ ચીઝોના માટે ગણાશે.''

## ૨૪૬ નિકાહ ખુલાસો અને જામિએ ઈબાદાત (ઈબાદતોનો સર્વગ્રાહી) છે

ફરમાવ્યું કે :

આ વખતે (ભોપાલના વાર્ષિક તબ્લીગી) ઈજતિમાઅમાં ૮ (આઠ) નિકાહ થયા. હઝરત મૌલાના ઈન્આમુલ્ હસન સાહબ (તબ્લીગી જમાઅતના ત્રીજા હઝરતજી)એ નિકાહની દીની, શરઈ હકીકત પર ઘણી સુંદર તકરીર કરી. હું પણ ત્યારે હાજર હતો.

મજકૂર તકરીર ટૂંકી હતી. હું એનું સ્પષ્ટીકરણ રજૂ કરું છું.

નિકાહ અફઝલતરીન (સર્વોત્તમ) ઈબાદત છે બલ્કે ખુલાસો અને જામિએ ઈબાદાત (ઈબાદતોનો સંગ્રહ) છે. જો એવું ન હોત તો અમ્બિયા અલયહિમુસ્સલામને એમાં ઉમ્મતના મુકાબલામાં ઈમ્તિયાઝ (વિશિષ્ટતા) હાસિલ નહિ થાત.

દરેક મુસલમાનના માટે એક જ વખતે ૪ (ચાર) બીવીઓ રાખવાની ઈજાઝત છે પરંતુ અમ્બિયા અલયહિમુસ્સલામના માટે આ સંખ્યાનું બંધન ન હતું.

અને નબીઓમાં સર્વોત્તમ અને અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઘરમાં એક જ વખતે ૯ (નવ) બીવીઓ હતી.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવતા હતા :

''હે હુમયરા (અર્થાત્ આઈશા) ! મારી સાથે વાતો કરો ! ''

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કદી મુહબ્બત અને પ્રેમ

પ્રગટ કરવા માટે કહાનિઓ પણ સંભળાવી છે.

મૂળ ઉર્દૂ કિતાબની ફૂટનોટ :

હદીષે ઉમ્મ ઝ–ર–અની તરફ ઉપર ઈશારો છે જે બુખારી (શરીફ)માં ખૂબ જ વિસ્તારથી આવી છે અને મોટા મોટા આલિમોએ એના વિવરણ માટે કિતાબો લખી છે. [ફૂટનોટ સમાપ્ત]



પરંતુ ઘણાં ઓછા લોકોને એના (નિકાહના) ઈબાદત હોવાનો ખ્યાલ છે !

શું આપે કોઈને નમાઝમાં સિગારેટ પીતાં જોયા છે ?

અગર લોકોને એની જાણ અને યકીન હોત કે નિકાહ એક ઉચ્ચ કક્ષાની ઈબાદત છે જે અલ્લાહની નઝદીકી મેળવવાનો ઝરીઓ છે તેમાં તેઓ શરીક થયેલા છે તો તેઓ એમાં (નિકાહમાં) (અયોગ્ય કામો કરવાથી) બચતે જેવી રીતે કોઈ શખ્સ નમાઝમાં સિગારેટ પીતો નથી.



## ૨૪૭ અફઝલતરીન (સર્વોત્તમ) ઈબાદત (નિકાહ) ગુનાહો અને અયોગ્ય કામોનો જમેલો બની ગઈ છે !

ફરમાવ્યું :

હકીકતમાં આ શાદીઓ જો સહીહ નિય્યત અને માનસિકતા હોય તો એવા કુર્બ (અલ્લાહની નઝદીકી) અને તરક્કીનો ઝરીઓ છે જે ઘણી ઓછી ઈબાદતોથી હાસિલ થાય છે !

પરંતુ જે ગુનાહો અને શરીઅતના ખિલાફ કામો સામાન્ય

દિવસોમાં થતા નથી તે પણ આ પ્રસંગોમાં થાય છે અને એક શાદી કેટલીક વખતે ગુનાહોનો જમેલો બની જાય છે !

- સારા, પાબંદ અને દીનદાર ઘરના છોકરાઓ અને છોકરીઓ પણ એ રાતે નમાઝ છોડી દે છે !
- અને કેટલાઓની સવારની નમાઝ કઝા થઈ જાય છે !

જો કે આ (સુહાગ રાત) તેમના હકમાં શબે કદ્ર હતી અને તેમણે એની કદર કરવી જોઈતી હતી !

એનું ઉદાહરણ તો એવું છે કે જેવી રીતે કોઈ શખ્સ રમઝાનના દિવસોમાં શબે કદ્રના શોખ અને ઈન્તિઝારમાં બધાં દિવસો જાગતો રહે અને દુઆઓમાં મશગૂલ રહે પરંતુ જ્યારે (ખરેખર) શબે કદ્ર હોય ત્યારે સૂતેલો રહે !

તો શું લોકો તેની નાદાની અને મેહરૂમી પર અફસોસ ન કરશે કે જે જાગવાનો વખત હતો તેમાં સૂઈ ગયો અને જે કદ્રની રાત હતી તેમાં તેણે નાકદરી કરી !



## ૨૪૮ હકીકી હયાતની એક પળ (ક્ષણ) પણ મહાન નેઅમત છે

ફરમાવ્યું કે :

હયાત (જિંદગી) મોટી નેઅમત છે.
એની એક પળ (ક્ષણ) પણ ગનીમત છે.

કુર્આન શરીફમાં એને મોટા ઈન્આમના તૌર પર બયાન કરવામાં આવી છે :

مَنْ عَمِلَ صَالِحاً مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ
فَلَنُحْيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً (سورۂ نحل، آیت: ۹۷)

**ભાવાર્થ :**

જે કોઈ પુરુષ હોય કે સ્ત્રી પોતાના ઈમાન પર હોવાની હાલતમાં નેક કામ કરશે તો અમે તેને (દુનિયામાં) જરૂર સરસ ઝિંદગી આપીશું. [સૂરએ 'નહલ' : ૯૭]



અલ્લાહથી આરઝૂ કરવી જોઈએ કે (હકીકી) હયાતની કોઈ પળ (ક્ષણ) જ અતા ફરમાવી દે !

મોત હાલતે હયાતમાં આવે, ન કે હાલતે મમાતમાં, મુર્દુ મર્યું તો શું ? તે તો પહેલાંથી જ મુર્દું હતું ! લુત્ફ (મઝા) તો ઝિંદાના મરવાનો છે !

## ૨૪૯ કીમતી અને વજનદાર ઈબાદત છે, ન કે આદત !

ફરમાવ્યું કે :

અસલ કીમત અને વજન ઈબાદતની છે, ન કે આદતની !

ઈબાદત પણ આદત બની ગઈ તો પછી શું (ફાયદો) ? !

કેટલાક લોકો કહે છે કે :

"મારી રાતના ઉઠવાની આદત થઈ ગઈ છે. ત્રણ વાગે આંખ ખુલી જાય છે."

એ તો આદત થઈ.

ઈબાદત તો આ છે કે :

- સખ્ત ઠંડીની મોસમ હોય,
- ગરમ અને નરમ બિસ્તર હોય,
- ઊંઘનો ગલ્બો હોય,
- ઠંડીના કારણે હાથ બહાર કાઢવાની હિંમત ન હોય,

અને આદમી અલ્લાહની ઈબાદત અને દુઆ તથા મુનાજાતના માટે ઉઠે !

જેવી રીતે મનીઓર્ડર લાવનાર ટપાલીનો અવાજ જાદૂની અસર ધરાવે છે ! અને તેનો અવાજ સાંભળીને ઊંઘ ઊડી જાય છે !

આદમી ઠંડી–ગરમી ભૂલી જાય છે !

એ જ પ્રમાણે :

(મળસ્કે ગૈબથી સદા આવે છે : )

- શું છે કોઈ માંગનારો જેને હું આપું ?
- શું છે કોઈ બક્ષિશ ચાહનારો જેની બક્ષિશ કરી દઉં ?

<u>મૂળ ઉર્દૂ કિતાબની ફૂટનોટ</u> :

સહીહ હદીષ શરીફ મુતાબિક આખિર રાતમાં અલ્લાહ તબારક વ તઆલાના તરફથી આ એ'લાન અને આમ જાહેરાત થાય છે.

[ફૂટનોટ સમાપ્ત]



**આ અવાજમાં મનીઓર્ડર લાવનારા ટપાલીના અવાજ કરતાં <u>વધારે આકર્ષણ અને મનોહકતા છે. અને એના માટે આદમીએ</u>**

પોતાની ઊંઘ હરામ અને આરામ કુર્બાન કરી દેવા જોઈએ.

## ૨૫૦ મગજ અને અખ્લાક પર અસર ઈબાદતની થાય છે, ન કે આદતોની

ઈબાદતની જ અખ્લાક પર અસર થાય છે.

એનાથી જ ઈન્સાનનું માનસિક પરિવર્તન થાય છે.

એની જ અસર ટકાઉ હોય છે.

આદતોમાં કોઈ અસર અને તાકત નથી.

## ૨૫૧ બયઅતની હકીકત

ફરમાવ્યું કે :

લોકો મુરીદ થવા માટે આવે છે.

હું કહું છું કે મુરીદ તો તે જ વખતે થઈ ગયા જયારે કલિમહ પઢયો હતો.

હવે આ બયઅત નહિ પરંતુ બયઅતની તજદીદ (ફરીથી નવીનીકરણ) છે.

- ગફલત થઈ ગઈ હતી,
- ભૂલી ગયા હતા,

એ સબકને તાજો કરી રહ્યા છે.

નહિતર કોણ કોનો મુરીદ ?

જુઓ, મધમાખી કેવી તુચ્છ ચીઝ છે ! પરંતુ અલ્લાહે તેને જે

ખૂબી આપી છે તે ન કોઈ એન્જીનિયરને હાસિલ છે અને ન કોઈ ડોકટરને હાસિલ છે !

તે (મધમાખી) જે રીતે ફૂલો ઉપર બેસીને તેનું જવહર (સત્ત્વ) કાઢી લે છે, કોઈ મોટામાં મોટો ડોકટર અને કિમિયાગર પણ કાઢી નથી શકતો !

તે પછી તે જે રીતે પોતાનો મધપૂડો બનાવે છે, કોઈ એન્જીનિયરની શી મજાલ કે એવો એક મધપૂડો પણ બનાવી લે !

યૂરોપમાં મધ મેળવવા માટે મધમાખીઓને જ પાળવામાં આવે છે. અને તેમનાથી જ મધ મેળવે છે.

સીધે સીધું મધ તેઓ પણ કાઢી નથી શકતા !

જાણે મુકભાષામાં માખીઓથી કહે છે કે :

'અમે તારા જ મુરીદ છીએ, પીર નથી ! આ ફૈઝ તમારો જ છે !'

એ જ પ્રમાણે પીર અને મુરીદ બન્ને જ એક બીજાથી ફૈઝ મેળવે છે અને અસલમાં ફૈઝ કોઈ બીજાનો છે !

# તેવીસમી મજલિસ

**તારીખ** : ૧૫, ઝીકઅદહ, ૧૩૮૯ હિજરીસન મુતાબિક
૨૪, જાન્યુઆરી, ૧૯૭૦ ઈસ્વીસન

**દિવસ** : શનિવાર

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ

**હાજરજનો** :

(૧) મૌલાના હાફિઝ મુહમ્મદ ઈમરાનખાન સાહબ
(૨) નવાબ સય્યિદ ઝુહૂરુલ્ હસનખાન સાહબ
[નવાબ સય્યિદ સિદ્દીક હસન ખાન સાહબ મર્હૂમના સાહબઝાદહ અને ગાદીનશીન]
(૩) મૌલવી હસન ખાન સાહબ મેવાતી
(૪) સય્યિદ હસન અસ્કરી તારિક કાદરી
(૫) મૌલવી મુઝફ્ફરુલ્ હક નદવી
(૬) મૌલાના રિયાસતઅલી ખાન સાહબ
(૭) સય્યિદ મકસૂદઅલી સાહબ લખનવી
(૮) હાફિઝ મંઝૂર અહમદ સાહબ
... વગેરે ... વગેરે.

## ૨૫૨ લાગણી, જુસ્સો અને ઉશ્કેરાટ વધારે ભરોસા લાયક નથી

ફરમાવ્યું :

જઝબાત (લાગણી) વધારે ભરોસા લાયક નથી. મોટા મોટા જઝબાવાળાઓને જોયા કે (શરૂઆતમાં ખૂબ જુસ્સો ધરાવે છે પરંતુ) થોડા સમય પછી જોયા તો બિલ્કુલ ઠંડા અને સૂકા લાકડાં જેવા શુષ્ક !

મેં કહ્યું કે :

વૃક્ષની જાનદાર શાખામાં તો કૂંપળો ફૂટે છે.

ઝાડની જેટલી કાપકૂપ કરવામાં આવે છે; તેટલી તેની વૃદ્ધિ અને વિકાસ વધે છે તથા નવા નવા પાંદડાં ઊગે છે !

## ૨૫૩ વિસર્જનમાં સર્જન !

ફરમાવ્યું :

લોકો પૂછે છે કે, મિઝાજ કેવો છે ?

હું કહું છું કે, સારો છું અને મિઝાજ સારો જ રહેવો જોઈએ.

બધો આધાર મિઝાજ પર જ છે.

બાકી રહ્યું શરીર, તો જે ચીઝ બગડવાના માટે બની છે તેનું બગડવું જ સારું છે. એના બગડવામાં જ બનવું છે.

શાઈર પણ કેટલીક વખત અજીબ અજીબ વાતો કહી જાય છે !

એક શાઈરે કેટલું સરસ કહ્યું છે :

**ચલી તેઝી ન કુછ બા'દે સબાકી,**
**બિગડને પર ભી ઝુલ્ફ ઉસકી બના કી.**

## ૨૫૪ મોત વિદાય નથી, આગમન છે

કોઈ ઘરમાં રડારોળ થઈ રહી હતી.
કહે છે કે (દુનિયાથી) વિદાય થઈ રહ્યા છે.
કોઈ એમ નથી કહેતું કે, તશરીફ લાવી રહ્યા છે.
જો એક દુનિયામાંથી વિદાય થઈ રહ્યા છે;
તો બીજી દુનિયામાં પધારી પણ રહ્યા છે.

એનું ઉદાહરણ તો એવું છે કે :

- એક શખ્સ બજારથી બદામ ખરીદીને લાવ્યો.
- ઉપયોગનો સમય આવ્યો ત્યારે તેઓ તેને તોડવા લાગ્યા.
- ઘરવાળા કકળાટ કરવા લાગ્યા કે જુઓ, બદામને તોડી રહ્યા છે !
- કેવી સરસ અને ખૂબસૂરત બદામને પથ્થર વડે તોડી રહ્યા છે !
- તેના છોડાં અલગ કરી રહ્યા છે !
- જો કે બદામનો ઉપયોગ જ આ છે કે તેને તોડવામાં આવે, તેનું મીંજ કાઢવામાં આવે.
- બદામથી મકસૂદ (અપેક્ષા) મીંજ છે;
- અને મીંજ પણ નથી, બલ્કે તેનું તેલ છે !

એ જ પ્રમાણે :

- શરીર મૂળ અપેક્ષિત નથી.
- તેની પણ મીંજ અને તેનું તેલ (અપેક્ષિત) છે.
- અને તે જ અસલ મકસૂદ (મૂળ લક્ષ્ય) છે.
- અને તેનાથી જ શરીરની કદર અને કિંમત છે.

يَوْمَ لَا يَنْفَعُ مَالٌ وَّلَا بَنُوْنَ ۙ
اِلَّا مَنْ اَتَى اللّٰهَ بِقَلْبٍ سَلِيْمٍ
(سورۂ شعراء، آیت:۸۸،۸۹)

ભાવાર્થ :

જે દિવસે કે ન દૌલત કામ આવશે અને ન ઔલાદ; પરંતુ જે કોઈ પાક દિલ લઈને અલ્લાહની હુઝૂરમાં આવ્યો હશે; તે જ ફાયદો મેળવશે. [સૂરએ 'શુઅરા' : ૮૮, ૮૯]



જુઓ, અહીં :

- ન નમાઝનો ઉલ્લેખ છે,
- ન રોઝહનો ઉલ્લેખ છે,
- ન બીજી કોઈ ઈબાદતનો ઉલ્લેખ છે.
- દરેક ઈબાદતનો અર્ક કલ્બે સલીમ (પાક દિલ) છે.

અલ્લાહ એવું કલ્બે સલીમ અર્પણ કરે, જે અલ્લાહના અહકામનું એવું સ્વાગત કરે જેવું તરસ્યો પાણીનું સ્વાગત કરે છે.

કલ્બે સલીમને જોવું હોય તો બાદશાહોની પાસે જઈને જુઓ !

લોકો કેવા હાથ બાંધીને ઊભા રહે છે !

અને એના ઈન્તિઝારમાં રહે છે કે કોઈ હુકમ આપવામાં આવે. અને કોઈ ખિદમત તેમને સોંપવામાં આવે તો હઝાર ઝબાનથી તેના આભારી થાય છે કે :

હુઝૂરે (બાદશાહે) અમને એના લાયક ગણ્યા અને અમારાથી કામ લીધું.

## ૨૫૫ ઝૌક (રસ અને રુચિ) હોય તો તકલીફનો અહેસાસ નથી થતો

ફરમાવ્યું :

કોઈ ચીઝનો ઝૌક (રસ અને રુચિ) હોય તો તેની તકલીફ મહેસૂસ નથી થતી.

સહાબએ કિરામ (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન)એ (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી) અરજ કરી કે :

> "અમે પણ આપની જેમ રોઝહ રાખીશું. અમને હજુ વધારે રોઝહ રાખવાની ઈજાઝત આપો!"

આ કલ્બે સલીમ (પાક દિલ)ની નિશાની છે; કે તે વધારેની ઈચ્છા ધરાવે છે.

એ જ હાલત દુનિયાદારોની છે. જેને જે વસ્તુનો ચસ્કો લાગી જાય તેમાં તે વધારો ઈચ્છે છે.

**મુલ્કે અકલીમ બગીરદ બાદશાહ,**
**હમ ચુના દર બંદે અકલીમે દિગર.**

ભાવાર્થ :

જો કોઈ બાદશાહ એક દેશને જીતી લે તો તેનાથી તેને સંતોષ થતો નથી. તે હજુ બીજો દેશ જીતવાની ઈચ્છા કરે છે.

## ૨૫૬ ઈસ્લામ સ્થગિતતામાંથી કાઢીને પ્રગતિના માર્ગે લઈ જાય છે

ફરમાવ્યું :

અત્યારે પણ જોઈ લો કે ધરતી (પૃથ્વી) પર કબ્જો કરી લીધા બા'દ હવે ચાંદ પર હુકૂમત સ્થાપવાની તૈયારીઓ થઈ રહી છે.

ઈસ્લામ સ્થગિતતામાંથી કાઢીને પ્રગતિના માર્ગે લઈ જાય છે :

لَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ فِيْٓ اَحْسَنِ تَقْوِيْمٍ ط ثُمَّ رَدَدْنٰهُ اَسْفَلَ سٰفِلِيْنَ ج اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَلَهُمْ اَجْرٌ غَيْرُ مَمْنُوْنٍ ط ('سورۂ تین'، آیت:۴،۵،۶)

<u>ભાવાર્થ</u> :

અલબત્ત, અમે ઈન્સાનને સૌથી સરસ આકારમાં પેદા કર્યો છે ફરી અમે તેને નીચાઓથી પણ વિશેષ નીચો કરી દઈએ છીએ. પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા તો તેઓ માટે અખૂટ સવાબ છે. [સૂરએ 'તીન' : ૪, ૫, ૬]



ઈમાન અને નેક અમલ આ બે પાંખો છે જેનાથી ઈન્સાન નિચાણથી ઊંચાણ તરફ ઊડે છે.

ઊડવા માટે (અલ્લાહે) ઈન્સાનને આ બે પાંખો આપી છે.
આ પાંખો ઊડવાના માટે પૂરતી છે.
ઊડવા માટે પાંખો આવશ્યક છે.
જો પાંખો છીનવી લેવામાં આવે તો પંખી તત્કાળ ધરતી પર પટકાઈ જાય.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

اَلَمْ يَرَوْا اِلَى الطَّيْرِ مُسَخَّرٰتٍ فِيْ جَوِّ السَّمَآءِ ط مَا يُمْسِكُهُنَّ اِلَّا اللّٰهُ ط ('سورۂ نحل'، آیت:۷۹)

<u>ભાવાર્થ</u> :

શું તેઓએ ઊડતા પક્ષીઓને આકાશની (નીચે) હવામાં (તેના) હુકમથી બાંધેલા નથી જોયા ? અલ્લાહના સિવાય તેમને કોઈ થોભાવતું નથી. [સૂરએ 'નહલ' : ૭૯]



એ જ મૂળ તત્ત્વ છે ઊડવાનું.
એ જ મૂળ તત્ત્વથી પંખીઓ આસમાન અને ધરતીની વચ્ચે અધ્ધર રહે છે.
આબિદ ઈબાદત નથી કરી રહ્યો,
તૌફીકે ઈલાહી તેને ઈબાદત કરાવી રહી છે.
પંખી હવામાં ઊડી નથી રહ્યું,
કુદરતે ખુદાવંદી તેને ઊડાવી રહી છે.



## ૨૫૭ પડી જવાનો ભય તરક્કીમાં છે; અધોગતિમાં નથી

જયારે આબિદોથી તૌફીક છીનવી લેવામાં આવે છે ત્યારે એવા પડે છે કે કોઈ હદ નથી.

સય્યિદ નજમુલ્હુદા સાહબ બિહારી (મક્કા મુઅઝ્ઝમા નિવાસી) અને તેમના વાલિદ મળવા આવ્યા. તેમના એક સગા એક નજીકના રજવાડામાં નવાબના વિશ્વાસુ સલાહકાર હતા.

તેઓ તે નવાબની પ્રશંસા કરવા લાગ્યા કે :

"હવે તો તેમની હાલત જ બદલાઈ ગઈ છે. ઘણાં જ સરસ અશગાલ અને આ'માલ છે."

મેં કહ્યું કે :

ખતરાનો સમય તો હવે આવ્યો છે. ખુદા ખૈર કરે. પહેલાં ગાડીમાં પ્રવાસ કરતા હતા. પડતે તો ઊઠી શકતે. હવે વીમાનમાં ઊડી રહ્યા છે. પડશે તો કયાંય ઠેકાણું નથી.

અલ્લાહ જેને બુલંદી આપે છે તે ખતરામાં ફસાતો જાય છે. બુલંદ લોકો જ ખતરામાં રહે છે. જરાક ગફલત થાય છે તો શયતાનનો હુમલો થાય છે.

وَمَنْ يَّعْشُ عَنْ ذِكْرِ الرَّحْمٰنِ نُقَيِّضْ لَهٗ شَيْطٰنًا فَهُوَ لَهٗ قَرِيْنٌ ط (سورۂ زخرف، آیت:٣٦)

<u>ભાવાર્થ</u> :

અને જે કોઈ રહમાનની યાદથી મોઢું ફેરવે તો અમે તેના ઉપર એક શયતાન નીમી દઈએ છીએ, તે તેની સાથે જ રહે છે.

[સૂરએ 'ઝુખ્રુફ' : ૩૬]



તેમને જે ફિક્ર (ચિંતા) લાગુ પડે છે તે ઘણી મોટી ફિક્ર છે.

ફિક્રમાં જયારે લિઝ્ઝત મળવા લાગે છે ત્યારે તેનું નામ તફક્કુર (ચિંતા) નહિ પરંતુ તયક્કુન (યકીન, શ્રદ્ધા, દ્દઢ વિશ્વાસ) છે. એ તરક્કીનો ઝરીયો છે.

[એક ગુજરાતી મુસ્લિમ કવિની પંક્તિ છે :

**શ્રદ્ધા જ મારી લઈ ગઈ મંઝિલ ઉપર મને;**
**રસ્તો ભૂલી ગયો તો દિશાઓ ફરી ગઈ.]**

(અનુવાદક)

## ૨૫૮ અલ્લાહનું નામ અસર અને લિઝ્ઝતથી ખાલી નથી

ફરમાવ્યું :

એક સાહબે લખ્યું કે :

"ઝિક્ર હજુ દિલમાં જામ્યો નથી."

મેં જવાબ આપ્યો કે :

અલ્લાહનું નામ લેતાં જ લિઝ્ઝત મા'લૂમ થવા લાગે છે. મીઠા (નમક)ની કાંકરી મોઢામાં મૂકતાં જ મોઢું ખારું થઈ જાય છે. અને સાકરનો ગાંગડો મોઢામાં નાંખતાં જ મોઢું મીઠું થઈ જાય છે.

એવું કોઈ નથી કહેતું કે મીઠા (નમક)ની કાંકરી મોઢામાં નાંખીને એવી કલ્પના કર્યા કરો અને દિલમાં ખ્યાલ જમાવ્યા કરો કે મોઢું નમકીન (ખારું) થઈ રહ્યું છે!

એ તો નમક પોતે જ બતાવી દે છે કે તેણે નમકનો ઉપયોગ કર્યો છે.

સય્યિદ ઝુહૂરુલ્ હસન સાહબને સંબોધીને ફરમાવ્યું કે :

"આપે શાહ જહાનનો દૌર જોયો છે ? તાજ મહલ અને શાહજહાનાબાદનું નામ લેતાં જ લોકોના ચહેરાઓ પર કેવી રોનક આવી જતી હતી ! જો કોઈએ કહ્યું કે, હું તાજ મહલ જઈ રહ્યો છું, (ભોપાલના નવાબ શાહજહાં બેગમ સાહિબાના મહેલ શાહજહાંબાદ તરફ ઈશારો છે જયાં બેગમ સાહિબા દરબાર કરતી હતી) તો તેનો ચહેરો પ્રફુલ્લિત થઈ જતો હતો;

કારણ કે તે લાભો નજર સામે આવી જતા હતા જે તેની સાથે સંકળાયેલા છે.''

## ૨૫૯ ખ્યાલ, કલ્પના અને વિચારની શકિત

ફરમાવ્યું :

તખય્યુલ (ખ્યાલ, કલ્પના, વિચાર)માં મોટી શકિત છે. હૈદરાબાદમાં બે હિન્દૂઓ વચ્ચે ઝઘડો થયો.

એક બ્રાહ્મણ હતો બીજો બ્રાહ્મણ ન હતો.

કોઈએ તેને કહ્યું કે :

''આ તો બ્રાહ્મણ છે. (એના સાથે તું લડે છે ? ) ''

આ સાંભળીને બ્રાહ્મણે કહ્યું કે :

''સમજે તો બધું છે; ન સમજે તો કંઈ નથી.''

મારા દિલને આ વાત સ્પર્શી ગઈ. સર્વ સમજવાનો ફૈઝ છે.

હઝરત મૌલાના (જલાલુદ્દીન) રૂમ (રહમતુલ્લાહિ અલયહિ)એ એક ગરીબ ઓરતની હિકાયત બયાન કરી છે.

બાદશાહે તેણીને બેગમ બનાવીને મહેલમાં રાખી.

પરંતુ તે બીમાર થઈ ગઈ.

દિવસે દિવસે બીમારી વધતી જ ગઈ.

કોઈ તબીબ બીમારીને ઓળખી શકતો ન હતો.

એક અનુભવી અને કુશળ તબીબે બીમારી ઓળખી લીધી.

હકીમે તે ઓરતની નાડી ઉપર હાથ મૂકયો અને ઓરતના ગામના વિવિધ શખ્સોના નામો બોલવા લાગ્યો.

જયારે એક યુવાન સોનીનું નામ આવ્યું ત્યારે તે ઓરતની નાડી તેઝ થઈ ગઈ કારણ કે તેણી તે સોની યુવાન પર આશિક હતી.

હકીમને આ વાત તરત જ સમજમાં આવી ગઈ.

[આ હિકાયત અગાઉ એક મલફૂઝમાં વિગતવાર આવી ગઈ છે.]

ઝિક્રે હકીકી તો આ છે કે સોની (અહીં અલ્લાહ તઆલા તરફ ઈશારો છે)નું નામ આવતાં જ નાડી તેઝ થઈ જવી જોઈએ.

اَلَّذِیْنَ اِذَا ذُکِرَ اللّٰہُ وَجِلَتْ قُلُوْبُھُمْ
('سورۂ حج'، آیت:۳۵)

<u>ભાવાર્થ</u> :

તેઓ એવા છે કે જયારે (તેમની સમક્ષ) અલ્લાહનું નામ લેવામાં આવે છે ત્યારે તેમના દિલ ડરી જાય છે ! [સૂરએ 'હજ્જ' : ૩૫]



اِذَا ذُکِرَ اللّٰہُ وَجِلَتْ قُلُوْبُھُمْ وَاِذَا تُلِیَتْ عَلَیْھِمْ اٰیٰتُہٗ
زَادَتْھُمْ اِیْمَانًا ('سورۂ انفال'، آیت:۲)

<u>ભાવાર્થ</u> :

તે લોકો એવા છે કે જયારે તેમની સામે અલ્લાહનું નામ લેવામાં આવે છે ત્યારે તેમના દિલ ધ્રુજી ઊઠે છે અને જયારે તેની આયતો તેમને પઢી સંભળાવવામાં આવે છે ત્યારે તે આયતો તેમના ઈમાનને વધારે

(મજબૂત) કરે છે. [સૂરએ 'અન્ફાલ' : ૨]



એનાથી એવી તરક્કી થાય છે કે પરદાઓ ખૂલી જાય છે અને દુનિયા બેહકીકત (નિરર્થક) નઝર આવવા લાગે છે.

وَعَلٰی رَبِّھِمْ یَتَوَکَّلُوْنَ
('سورۂ نحل'، آیت:۹۹،'سورۂ انفال'، آیت:۲)

ભાવાર્થ :

અને (તેઓ) પોતાના પરવરદિગાર પર ભરોસો રાખે છે.
[સૂરએ 'નહલ' : ૯૯, સૂરએ 'અન્ફાલ' : ૨]

## ૨૬૦ પેટ અને પીઠના મરીઝ

ફરમાવ્યું કે :

મોટા ભાગે પેટ અને પીઠના મરીઝો, ખૂબ (સવાદિષ્ટ ભોજનો) ખાવાની અને અપાર ઈઝઝત, આબરૂ મેળવવાની ઈચ્છા ધરાવનારા લોકો અહીં આવે છે !

- પેટ ભરાઈ જાય અને ઈઝઝત, આબરૂ વધી જાય,

બસ, બધાં એના જ ઈચ્છુક અને માંગનારા છે !

હું કહું છું કે :

તમારા ગજવામાંથી અશરફીઓ (સોના મહોરો) નીચે પડી રહી છે !

તો તેઓ કહે છે કે :

"તેમાં તમારે શું ? અશરફીઓ તો અમારી નીચે પડી રહી છે !"

જો તેમને બતાવવામાં આવે કે :

"ઉંમર જેવી અઝીઝ (પ્રિય) ચીઝ વેડફાઈ રહી છે !"

તો તેઓ મોં મચકોડીને કહે છે કે :

"એની તમારે શી પડી છે ?
નુકસાન તો અમારું થાય છે !"

જો તેમને કહેવામાં આવે કે :

"જરાક મોઢાથી હરકત કરવાનો અને એક વખત **'અલ્હમ્દુલિલ્લાહ'** કહેવાનો આટલો સવાબ છે."

તો કોઈને એની કદર નથી થતી !

હદીષ શરીફમાં આવે છે કે :

كَلِمَتَانِ خَفِيْفَتَانِ عَلَى اللِّسَانِ ثَقِيْلَتَانِ فِى الْمِيْزَانِ
حَبِيْبَتَانِ اِلَى الرَّحْمٰنِ،
سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ

**"કલિ-મ-તાનિ ખફી-ફ-તાનિ અલલ્ લિસાનિ સકી-લ-તાનિ ફીલ્ મીઝાનિ હબી-બ-તાનિ ઈલર્રહમાનિ : સુબ્હાનલ્લાહિ વ બિ હમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ"**

**ભાવાર્થ :**

બે કલિમહ એવા છે કે ઝબાન પર ઘણાં હલ્કા અને ત્રાજવામાં ઘણાં ભારી અને અલ્લાહના નઝદીક ઘણા મહબૂબ (પ્રિય) છે. તે (કલિમહ) આ છે :

'સુબ્હાનલ્લાહિ વ બિ હમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ' છે.

## ૨૬૧ પ્રવાહીનો વાંક નથી, પાત્રનો વાંક છે

ફરમાવ્યું :

બધો મામલો કોઈ વસ્તુની અઝમત અને ફઝીલતના યકીન અને ઈસ્તિહઝાર (યાદ) પર છે.

લોકો હજ માટે જાય છે પરંતુ કેટલા માણસોને એ યાદ રહે છે કે હજથી એવા ગુનાહો માફ થઈ જાય છે કે હાજી એવો પાક થઈ જાય છે કે જેવી રીતે આજે જ તે માતાના પેટથી પેદા થયો હોય.

એ જ હાલત કુર્આનને હિફઝ (કંથસ્થ) કરવાની છે. લોકો (મારી પાસે) આવે છે અને ઘણા ઉમંગથી પોતાના બાળકોને રજૂ કરીને કહે છે કે :

"એ હાફિઝ થઈ ગયો."

હું ડરી જાઉં છું કે એ (બાળક) આ દૌલતની કદર પણ કરી શકશે કે નહિ ?

બેશક, દૂધ ખૂબ જ શુદ્ધ અને સાફ–સ્વચ્છ છે પરંતુ જોવાનું એ છે કે પાત્ર (વાસણ) પણ ધોયેલું અને સાફ–સ્વચ્છ છે કે નહિ ?

જો પાત્ર (વાસણ) ગંદુ છે તો તે ચીઝ પણ તેમાં જઈને ગંદી દેખાશે.

એનું જ પરિણામ છે કે :

લોકો કહે છે કે :

- અમે ઘણાં હાફિઝને ચોરી કરતાં જોયા !

● ઘણાં આલિમોને માતમ અને શોક કરનારા જોયા !

એમાં (પાત્રમાંના) પ્રવાહીનો કોઈ વાંક નથી, પાત્ર (વાસણ)નો વાંક છે.

પાત્ર (વાસણ)ને સાફ કરવું અને તેને લતીફ (લલિત) વસ્તુના લાયક બનાવવું જરૂરી છે.

● પાત્રમાં રંગ હતો, પાણી રંગીન થઈ ગયું !
● પાત્ર ગંદુ હતું, પાણી ગંદુ થઈ ગયું !
● કેટલાયે બુઝુર્ગોના જેવા ચહેરાવાળા, લાંબી દાઢીવાળા, દીનદારોના લિબાસવાળા લોકો દુષ્ટ હરકતો અને નીચ અપરાધો કરતા જોવામાં આવ્યા છે !
● નીચ પ્રકારની ચોરીઓમાં પકડવામાં આવ્યા !

આ (બાબતો) તસ્ફિયએ બાતિન (દિલની સફાઈ) ન હોવાનું પરિણામ છે.

લોકોને શોખ થાય છે કે તકવો ઈખ્તિયાર કરે.

મને ડર લાગે છે કે દીનને બદનામ ન કરે !

બધો આધાર કલ્બ (દિલ) પર છે.

اِنَّ فِیْ ذٰلِکَ لَذِکْرٰی لِمَنْ کَانَ لَہٗ قَلْبٌ
اَوْ اَلْقَی السَّمْعَ وَھُوَ شَھِیْدٌ (سورۂ ق، آیت:۳۷)

<u>ભાવાર્થ</u> :

બેશક, એમાં એવા માણસ માટે મહાન નસીહત છે; જેનું દિલ (પાક) હોય અથવા ધ્યાનપૂર્વક (વાત સાંભળવા) કાન ધરતો હોય.

[સૂરએ 'કાફ' : ૩૭]

જયારે અલ્લાહ કલ્બ (દિલ) અર્પણ કરી દે છે તો બધી ચીઝો આસાન થઈ જાય છે.

## ૨૯૨ ઈબાદત અને સુહબતની અસર કદી ન કદી જરૂર જાહેર થાય છે

ફરમાવ્યું કે :

માણસ ગરમીમાં દહીંનો ઉપયોગ કરે છે. છતાં કોઈ નુકસાન મહેસૂસ નથી થતું; કારણ કે એનાથી નુકસાન થાય તેવું વાતાવરણ નથી.

ઠંડીમાં બેઠાં બેઠાં છીંકો આવવા લાગી !

મા'લૂમ થયું કે નુકસાનથી બચાવનારું વાતાવરણ નષ્ટ થઈ ગયું એટલે હવે દહીંએ પોતાની અસર દેખાડી.

એ જ હાલત :

- બુઝુર્ગોની સુહબતની અથવા
- કોઈ સ્થળના ફયઝાનની છે.
- જયાં સુધી અવરોધક બળ મોજૂદ હોય ત્યાં સુધી પરદાંઓ પડેલાં હોય છે; કોઈ ફયઝ દેખાતો નથી !
- જેવું અવરોધક બળ નષ્ટ થાય કે તરત જ પરદાંઓ દૂર થાય. અને અચાનક ફયઝાન મા'લૂમ થાય.



અમારે ત્યાં એક ઓરત હતી. જુવાનીમાં વિધવા થઈ ગઈ હતી. અમારા જ ઘરના નજીક આવીને વસી ગઈ.

હઝરત (વાલિદ) સાહબના કપડાં ધોતી હતી.

ખાવાનું પકાવવાની ખિદમત પણ કરતી હતી.

જયારે તેના ઈન્તિકાલનો સમય નજીક આવ્યો તો રડવા લાગી !

હું કલકત્તામાં હતો.

તે ઓરત (ઘરવાળાને) કહેવા લાગી કે :

"ભાઈજાન હોત તો હું તેમને કંઈ કહેત."

ઘરવાળાઓએ ખૂબ જ આગ્રહ કરીને પૂછયું તો કહ્યું કે :

"અલ્હમ્દુલિલ્લાહ ! બધાં લતીફહ જારી થઈ ગયા ! એ જ વાત કહેવી હતી."



દહીં ખાધું હતું કયારે અને તેની અસર જાહેર થઈ કયારે !

અલ્લાહના બંદાઓ (તાલિબો અને સાલિકો) (પોતાની અણસમજના કારણે) ફયઝ હાસિલ કરવા માટે ઉતાવળા થાય છે.



<u>અનુવાદકની નોંધ</u> :

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના સંશોધન પ્રમાણે 'લતીફહ' વિષે કેટલીક માહિતી નીચે પ્રમાણે છે જે વાચકોને વિષય સમજવામાં ઉપયોગી થશે.

- ☐ અલ્લાહ તઆલાના અમ્ર (હુકમ) 'કુન ! ' (થઈ જા ! ) કહેતાંની સાથે જ જે આલમ પોતાના સ્થાને કાયમ થઈ ગયું તેને 'આલમે અમ્ર' કહે છે.
- ☐ ઈન્સાનના સીનામાં આલમે અમ્રના પાંચ લતીફહ છે. તેના નામો,

સ્થાનો અને નૂરના રંગો નીચે પ્રમાણે છે :–

[૧] 'કલ્બ' (દિલ)નું સ્થાન સીનામાં ડાબી બાજુએ પાંસળીથી બે આંગળ નીચે છે. તેનું નૂર પીળું છે.

[૨] 'રૂહ'ના લતીફહનું સ્થાન કલ્બની બરાબર સામે જમણી બાજુ છે. તેનું નૂર લાલ છે.

[૩] 'ઈખ્ફા'નું સ્થાન હકીકી સીનાની મધ્યમાં છે. તેનું નૂર લીલું છે.

[૪] 'સિર'નું સ્થાન કલ્બ અને ઈખ્ફાની વચ્ચે છે. તેનું નૂર સફેદ છે.

[૫] 'ખફી'નું સ્થાન રૂહ અને ઈખ્ફાની વચ્ચે છે. તેનું નૂર કાળું છે.

□ જે આલમ ક્રમિક રીતે પેદા થયું છે તેને 'આ'લમે ખલ્ક' કહે છે.

□ આ'લમે ખલ્કના પણ પાંચ લતીફહ છે :

(૧) પાણી (૨) માટી (૩) હવા (૪) આગ

(૫) પ્રથમ ચાર લતીફહના નીચોડ રૂપ નફસનો લતીફહ.

□ 'નફસ'ના લતીફહનું સ્થાન પેશાની (કપાળ)માં છે અને તેનું નૂર સફેદ, કંઈક અંશે ભૂરું છે.

□ બાતિની તરક્કી માટે મજકૂર તમામ લતીફાઓને ઝાકિર અને જારી કરવાની કોશિશ કરવામાં આવે છે જેના તરફ ઉપરના મલફૂઝના અંતમાં ઈશારો છે.

□ મજકૂર વિષયની વિસ્તૃત વિગતો અને માહિતી માટે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિની મશહૂર કિતાબો : 'મેઅયારુસ્સુલૂક' અને 'અહસનુત્તકવીમ' વાંચવા વિનંતી છે.

[ફૂટનોટ સમાપ્ત]

## ૨૬૩ સુન્નતનો દરજ્જો જાણવા માટે સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનના અમલ મેઅયાર (માપદંડ) છે

ફરમાવ્યું કે :

સુન્નતો પણ બે પ્રકારની છે :

(૧) જે કદી અદા થઈ. સાતત્ય માટે નથી.

(૨) જે મુદાવમત (સાતત્ય) માટે છે.

એને ઓળખવા માટે સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનના અમલ માપદંડની હેસિયત ધરાવે છે.

તેમણે જે સુન્નતની પયરવી કરી અને તેના પાબંદ રહ્યા તે સુન્નત દાઈમી (સનાતન) છે. અને સમગ્ર ઉમ્મતના માટે જીવ સમાન વહાલી બનાવી લેવાના કાબિલ છે.

જે અમલને સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન જરૂરી નથી સમજયા તેને દસ્તૂરુલ્ અમલ બનાવી શકાતી નથી.

એનું ઉદાહરણ આ છે કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત આઈશહ રદિયલ્લાહુ તઆલા અન્હાને હબ્શીઓનો ખેલ બતાવ્યો. સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈને મજકૂર અમલને ચાલુ નહિ રાખ્યો. એવું નથી થયું કે દરેક સહાબી રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈને પોતાના ઘરવાળાઓને ખેલ દેખાડયો અને ગાયન સંભળાવ્યા.

મા'લૂમ થયું કે આ સુન્નત દાઈમી (હંમેશ માટેની) અને ઈસ્તિમ્રારી (અવિરત કરવાની) નથી. એક હંગામી (કામ ચલાવ) અમલ હતો.

## ૨૬૪ મશાઈખની સુહબતની અસર ઐબબીની (દોષદર્શન) નહિ, ઐબપોશી (દોષ ઢાંકવા) છે

ફરમાવ્યું કે :

વાલિદ સાહબના એક મુખ્લિસ મુરીદ હૈદરાબાદથી આવેલા હતા. કેટલોક સમય અહીં ખાનકાહમાં રહ્યા.

એક દિવસ મને કહેવા લાગ્યા કે :

"(મારા) હઝરત સાહબને (આપના વાલિદ સાહબને) જોવા બા'દ હવે બીજું કોઈ નઝરમાં જચતું નથી !"

મેં કહ્યું કે :

આ તો આપે સાચું પરિણામ નથી તારવ્યું. બુઝુર્ગોની સુહબતની અસર તો આ થાય છે કે કોઈના ઐબ નઝર નથી આવતા અને અદનામાં આ'લા નઝર આવવા લાગે છે.

તે પછી હઝરતે પોતાનો એક લેખ સંભળાવ્યો જે મદીનહ મુનવ્વરહમાં સ્થાયી થયેલા એક મુરીદના જવાબમાં લખાવવામાં આવ્યો હતો.

મદીનહ મુનવ્વરહ નિવાસી મજકૂર શખ્સ દેવબંદના ઉલમાના મુખાલિફ છે. અને તેમના મોટા ભાગના પત્રો દેવબંદના ઉલમા પર ટીકાઓ અને શિકાયતોથી ભરેલા હોય છે.

તેઓ ઘણા અરસાથી શજરહની માંગણી કરતા હતા. હઝરતે શજરહના બદલે આ ઈસ્લાહી લેખ લખાવ્યો જેમાં અસલ જોર તસવ્વુફ અને ઈસ્લાહની હકીકતના બયાન પર તેમજ બદબીની (લોકોની બુરાઈઓ જોવી) અને ઐબચીની (દોષ દર્શાવવા)ની બીમારીના ઈલાજ વિષે હતો.

એ એક અલગ પુસ્તિકા બની ગઈ છે જેનું પ્રકાશન તાલિબોના માટે ઘણું લાભકારક થશે. (ઈન્શાઅલ્લાહ)



## ૨૬૫ ઘણા દીનદાર માણસોમાં કુવ્વતે દાફિઅહ (સમસ્યા નિવારણ શકિત)ની કમી હોય છે

ફરમાવ્યું કે :

ઘણા લોકોમાં કુવ્વતે દાફિઅહ (સમસ્યા નિવારણ શકિત)ની કમી હોય છે.

ઘણા નેક આ'માલ કરનારા ઈબાદતોમાં મશગૂલ રહે છે પરંતુ નમાઝ, રોઝહના મસાઈલ પણ જાણતા નથી અને વિના સંકોચે ઉલમાની ટીકા અને ગીબત કરતા રહે છે !

જો તેમનો અમલ આ આયત શરીફ પર હોય તો આ બીમારીમાં ગિરફતાર ન થાય.

فَاسْئَلُوْا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ
(سورۂ نحل، آیت: ۴۳)

<u>ભાવાર્થ</u> :

અગર તમે જાણતા ન હો તો જાણકારોને પૂછી લો !

## ૨૬૬ અમલ અને મશગૂલિયતના માટે કિતાબ અને સુન્નત છે; ન કે તસવ્વુફની કિતાબો

ફરમાવ્યું કે :

હું તસવ્વુફની કિતાબો વાંચી તો લઉં છું પરંતુ તેનો આશિક નથી.

અકાઈદનો આધાર કિતાબ (કુર્આન શરીફ) અને સુન્નત પર છે.

મોટા ભાગના સૂફીઓને વહદતુલ્ વુજૂદના માનનારા જોયા.

- તનઝ્ઝુલાતે સિત્તહ (છ લતાઈફના અવતરણ)ના વિવરણમાં પ્રત્યેક પળે મશગૂલ રહે છે અને,
- બાળકો સુદ્ધાંને એનો દર્સ (પાઠ) આપે છે !

હું મારી જાણકારી વિશાળ કરવા માટે (તસવ્વુફની કિતાબો) વાંચી તો લઉં છું પરંતુ તેમાં તલ્લીન થઈ જતો નથી.



ફરમાવ્યું કે :

વાલિદ સાહબ પર એક જઝ્બના જેવી કૈફિયત હતી. અઝકાર અને મુરાકબાતમાં ઈસ્તિગ્રાક (નિમગ્નતા) હતો.

શીખવા–શિખવવા તરફ બિલ્કુલ ધ્યાન ન હતું.

હું ઈલ્મ હાસિલ કરવાનો ચાહક હતો.

એ જ શોખમાં ભાગીને નદવહ ગયો.

હું ત્યારે કહેતો હતો કે :

જો હઝરત વાલિદ સાહબ, હઝરત શાહ અબ્દુલ ગની સાહબ (મુહદ્દિષ દહેલ્વી રહમતુલ્લાહિ અલયહિ)થી હદીષ શરીફ પઢતે તો કેવું સારું થાત !

સમગ્ર હિન્દુસ્તાન અને દેવબંદના ઉલમા તેમના જ શાગિર્દ છે.

એક મુબારક હદીષ શરીફ, ૧૦૦ (સો) ખત્મોથી બહેતર છે. મને ઈલ્મ તો હાસિલ નથી થયો.

મને અરબિય્યત (અરબી ભાષાનું પ્રભુત્વ) હાસિલ નથી થયું. પરંતુ એ જ ધૂનમાં હું લાગેલો છું અને એ જ મારી પ્રવૃત્તિ છે.

## ચોવીસમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૧૬, ઝીકઅદહ, ૧૩૮૯ હિજરીસન મુતાબિક ૨૫, જાન્યુઆરી, ૧૯૭૦ ઈસ્વીસન |
| દિવસ | : રવિવાર |
| સ્થળ | : ખાનકાહ શરીફ, ભોપાલ |



### ૨૬૭ હાજરજનોની વિપુલતા અને હઝરતની તબીઅતનો જોમ અને જુસ્સો

આજે રવીવાર હતો.

ખાનકાહના અંદરનું ગર્ભગૃહ, બહારનું સહન અને ચબૂતરો લોકોથી ભરેલો હતો.

એક સાથીએ મજલિસ સમાપ્ત થયા પછી લોકોની ગણતરી કરી તો ૨૦૦ (બસો) કરતાં પણ વધારે જન સંખ્યા હતી.

હઝરતે પ્રથમ મલફૂઝાતના આ નાચીઝ સંપાદક (હઝરત મૌલાના સય્યિદ અબુલ હસન અલી નદવી)ને સંબોધીને કંઈક બેઠાં બેઠાં ફરમાવવાનું શરૂ કર્યું.

તે પછી ઉઠવાનો ઈશારો કર્યો.

બે સાહબોએ સહારો આપીને ઊભા કરી દીધા.

કેટલોક સમય ઊભા રહીને બયાન કર્યું.

તે પછી ગર્ભગુહમાંથી બહાર બરામદહમાં કુરસી મૂકી દેવામાં આવી અને હઝરતે બેસીને તકરીર ફરમાવવી શરૂ કરી પરંતુ થોડા થોડા સમયાંતરે જોશમાં આવીને ઊભા થઈ જતા. કોઈ સહારા કે મદદની જરૂરત ન પડી.

ખાદિમ કુરસીની પાસે બેઠો હતો. ગણતરી કરી તો ૨૮ (અઠ્ઠાવીસ) વખત ઊભા થયા !

હેરત થઈ કે બે આદમીઓની મદદ વગર આપ ઊભા નથી થઈ શકતા, તો કેવી રીતે ૨૮ (અઠ્ઠાવીસ) વખત કશી પણ તકલીફ વગર ઊભા થઈ જાય છે ! એ માત્ર આંતરિક જોશ અને તકાઝો તેમજ કુવ્વતે ઈરાદી (સંકલ્પ શકિત, મનોબળ)નો કરિશ્મો હતો.

## ૨૬૮ ખામોશીમાં ફાયદાની આપ-લે

તકરીરનો સિલસિલો ચાલુ કરવા પહેલાં કેટલાક હઝરાતની તરફ ઈશારો કરતાં ફરમાવ્યું :

તેમની ખામોશીમાં વાચા (વાણી) છે. અને તેમના નહિ બોલવા છતાં પણ સંપૂર્ણ ફાયદો પ્રાપ્ત થાય છે.

એ વિષે હઝરત ખ્વાજા સય્યિદ નસીરુદ્દીન 'ચિરાગ' દહેલ્વીનો આ શે'ર પઢયા :

**ખામોશમ વ ગોયાનમ**
**ચૂં ખત કિતાબ અંદર.**
**બેકારમ વ બાકારમ**
**ચૂં મદ બ હિસાબ અંદર.**

ભાવાર્થ :

જેવી રીતે પુસ્તકના અક્ષરો (લખાણ) ચુપ પણ છે અને બોલે પણ છે તેવી રીતે હું ખામોશ પણ છું અને બોલું પણ છું.

ગણિતના સંકેતની જેમ હું નિષ્ક્રિય પણ છું અને સક્રિય પણ છું.



ફરમાવ્યું :

ખામોશની વાત દિલોમાં અસર કરે છે. બોલનારાની વાણી કાનોમાં અસર કરે છે. એ વાણી દિલ સુધી પહોંચી તો પહોંચી, ન પહોંચી તો ન પહોંચી.

## ૨૬૯ દર્દ અને તકલીફ મખ્લૂકની સામે નહિ, બલ્કે ખાલિકની સામે જાહેર કરવું યોગ્ય છે



સ્નેહી અબ્દુર્રહમાન નૂર વલી (મક્કા મુઅઝઝમામાં સ્થાયી)નો હઝરતે ઝિક્ર ફરમાવ્યો.

**મલફૂઝાતના સંપાદકની નોંધ :**

જિદ્દહમાં લગભગ સો-સવાસો વર્ષથી પટ્ટન (પાટણ) ગુજરાતનું એક દીનદાર ખાનદાન રહે છે જેનો વ્યવસાય વેપાર છે.

એ જ ખાનદાનના પૂર્વજનું નામ નૂર વલી હતું એટલે ખાનદાનની દરેક વ્યકિતની સાથે એ નિસ્બત (અટક) લાગી ગઈ. એ ખાનદાને આજ સુધી પોતાની રીતભાત, પ્રાચીન નાગરિકતા અને હિન્દુસ્તાનની સારી વિશિષ્ટતાઓ અને પરંપરાઓ જાળવી રાખી છે.

જિદ્દહ, મક્કા મુઅઝઝમા, મદીનહ મુનવ્વરહ સર્વત્ર એમનો વેપાર અને મિલ્કત છે. હવે એ ખાનદાનના બુઝુર્ગ મખ્દૂમી અલહાજ

અબ્દુલકાદિર નૂરવલી છે. અલ્લાહ તઆલા એમને લાંબુ જીવન બખ્શે.

મિયાં અબ્દુર્રહમાન નૂરવલી તેમના ફરઝંદ છે. તેઓ મક્કા મુઅઝ્ઝમામાં રહે છે. અલહાજ અબ્દુલકાદિર નૂરવલી અને એમના જ પ્રયાસો અને હિમ્મતથી અલ્લામહ તાહિર પટની રહમતુલ્લાહિ અલયહિની માયએ નાઝ (ગૌરવપાત્ર) કિતાબ, લુગતે હદીષ **'મજમએ બિહારુલ્ અનવાર'** દાઈરતુલ્ મઆરિફ, હૈદરાબાદમાં છપાઈ રહી છે. અલ્લાહ તઆલા એમના પ્રયાસોને સફળતા આપે.

**[નોંધ સમાપ્ત]**

તે પછી હઝરતે ફરમાવ્યું કે :

તેમણે પોતાનું બાળક પડી જવાની દુર્ઘટના વિષે એક પુસ્તિકા લખી છે જેમાં :

- એ (દુઃખદ) બનાવની સંપૂર્ણ વિગતો,
- એની તકલીફ અને
- વારંવાર ઓપરેશન (શસ્ત્રક્રિયા) અને
- એ બાળકના માતા–પિતાના રંજ અને કસોટીનું વર્ણન

અત્યંત અસરકારક અને દિલદ્રાવક અંદાઝમાં કર્યું છે.

મેં (તેમને) કહ્યું કે :

પોતાની તકલીફો અને મુસીબતો મખ્લૂકની સામે નહિ બલ્કે માત્ર ખાલિક (ખુદા)ની સામે જાહેર કરવા જોઈએ.

કુર્આન શરીફમાં હઝરત યા'કૂબ અલયહિસ્સલામનું કથન નકલ કરવામાં આવ્યું છે :

"હું તો પોતાના દર્દ અને ગમ માત્ર મારા માલિક સમક્ષ જાહેર કરું છું."

તેમણે (જનાબ અબ્દુર્રહમાન નૂરવલીએ) આ વાતચીત પછી પુસ્તિકા પ્રગટ કરવાનો વિચાર છોડી દીધો.

ફરમાવ્યું કે :

મેં આવી તકલીફમાં આવો સ્ફુર્તિલો, પ્રફુલ્લિત અને હસતો ચહેરો ઘણો ઓછો જોયો છે.

## ૨૭૦ હકીકી દુઆ તે છે જે શરીરના રૂવે રૂવાંમાંથી નીકળે

ફરમાવ્યું કે :

લોકોનો સામાન્ય નિયમ થઈ ગયો છે કે મુસાફહ કરતાં જ કહે છે કે :

"દુઆ કરો !"

લોકોના પુષ્કળ પત્રો એ જ ફરમાઈશના આવે છે.

મને એના વિષે પેલા મજૂરના શબ્દો યાદ આવે છે જેણે તેની ધારણા કરતાં મજૂરીના વધારે પૈસા મેં આપ્યા તો કહ્યું :

"બાબાજી ! રૂવે રૂવાં આપના માટે દુઆ કરશે."

હકીકતમાં રૂવાં (રોમ)ની દુઆની જરૂરત છે. એવા કામો કરી લો જેનાથી બદનના રૂવે રૂવાંથી દુઆ નીકળે.

માત્ર ઝબાનની દુઆથી શું થાય !

હદીષ શરીફમાં આવે છે :

"દુઆ બંદગીનો મગ્ઝ (માવો, અર્ક, નિચોડ) છે."

લોકોએ બુઝુર્ગોને દીનની વર્ષો વર્ષ ખિદમત કરી છે. પછી કોઈ વખતે તેમણે મહેરબાન થઈને કહ્યું કે :

"શું ચાહો છો ? !"

ત્યારે જે દરખ્વાસ્ત કરવામાં આવી અને દિલથી દુઆ નીકળી (તે કબૂલ થઈ ગઈ.)



કેટલાક લોકો શરીઅતથી સંપૂર્ણ ખિલાફ શિકલ બનાવીને સામે આવે છે અને કહે છે કે :

"દુઆ કરો !"

કેટલીક વખત કહું છું :

"હું દુઆ કરું છું કે અલ્લાહ કરે મારા મુખમાંથી (તમારી શરીઅતના ખિલાફ શિકલ જોઈને) બદદુઆ ન નીકળે !"

## ૨૭૧ ઈન્સાનનો સોદો અને કરીમ (કૃપાળુ)ની બંદાનવાઝી

ફરમાવ્યું કે :

આ આયતમાં પૂરા કુર્આન શરીફની અને પૂરા ઈમાનની તશરીહ (સ્પષ્ટતા, વિવરણ) આવી ગયા છે.

اِنَّ اللّٰهَ اشْتَرٰى مِنَ الْمُؤْمِنِيْنَ اَنْفُسَهُمْ وَاَمْوَالَهُمْ
بِاَنَّ لَهُمُ الْجَنَّةَ ؕ (سورۂ توبہ، آیت:111)

<u>ભાવાર્થ</u> :

બેશક, અલ્લાહે મુસલમાનોથી તેમના જાન તથા માલને ખરીદી લીધા આ વાતના બદલામાં કે તેમને માટે જન્નત છે.

[સૂરએ 'તવબહ' આયત : ૧૧૧]

અલ્લાહ તઆલાએ આપણાથી તે ચીઝ ખરીદી જેનો કોઈ ખરીદાર નથી !

કોઈ જાનવર (પશુ) મરી જાય છે તો તેનું ચામડું, હાડકાં બધું જ ઉપયોગી હોય છે અને સારા ભાવે વેચાઈ જાય છે.

આપણું (માનવનું) :

- ન ચામડું કામનું,
- ન હાડકાં કામના,
- ન ગોશ્ત કામનું,
- ન લોહી કામનું,
- ન બાલ કામના !

છતાં અલ્લાહ એને ખરીદી રહ્યા છે !



**સંપાદકની નોંધ :**

હઝરત મૌલાના ફઝલુર્રહમાન ગંજ મુરાદાબાદી રહમતુલ્લાહિ અલયહિ કદી કદી તહજ્જુદના સમયે ઝૌક અને શૌકમાં આવીને આ શે'ર પઢતા હતા જે બિલ્કુલ આ વિષયનો સમાનાર્થી છે.

**બંદએ ઐબદાર કસ ન ખરદ,**
**બા હઝારાં ગુનાહ ખરીદ મરા.**

[હું એવો ઐબદાર છું કે મને કોઈ ખરીદવા તૈયાર નથી,
(પરંતુ પરમકૃપાળુ અલ્લાહ તઆલાએ) હઝારો ગુનાહોથી (દુષિત

થયેલો હોવા છતાં) મને (જન્નતના બદલામાં) ખરીદી લીધો ! ! ! ]

[નોંધ સમાપ્ત]

## ૨૭૨ નિકાહરૂપી ઈબાદતનું અપમાન અને નાકદરી

તે પછી આપ ઊભા થઈ ગયા અને તકરીર શરૂ કરી.

ફરમાવ્યું :

નિકાહની હકીકત શું છે ?

આપ આઈનાને ઊલ્ટી બાજુથી જોઈ રહ્યા છો !

આઈનાનો પાછળનો ભાગ પણ ઘણો રંગીન અને સુશોભિત છે પરંતુ તેમાં ચહેરો દેખાતો નથી !

આપ આઈનાને સીધો કરીને જુઓ તો ચહેરો સાફ નઝર આવશે.

એ જ પ્રમાણે નિકાહ પણ આ'લા દરજજાની ઈબાદત છે જેને લોકો એવી ગફલત અને વિચારવા વગર અદા કરે છે કે જે ગફલત અને ગુનાહ બીજા કોઈ મોકા પર નથી થતાં તેને એમાં માન્ય રાખવામાં આવે છે બલ્કે ઉત્તમ સમજવામાં આવે છે !

આ એવી જ વાત છે જેવી રીતે કોઈ નમાઝમાં સિગારેટ પીએ તો મુસલમાન જ નહિ બલ્કે વિધર્મીઓ પણ એને શું કહેશે ?

## ૨૭૩ નિકાહ અફઝલુલ્ ઈબાદત હોવાની દલીલ

ફરમાવ્યું :

બે કામો એવા છે જે આ'લા તરીન (ઉચ્ચતમ) ઈબાદત છે પરંતુ તે સૌથી વધારે ગફલત, નાકદરી, આઝાદી (સ્વચ્છંદતા), મનમાની રીતે કરવામાં આવે છે.

- એક નિકાહ અને
- બીજું ખાવાનું (ભોજન).

આપ એનાથી જ અનુમાન કરો કે નિકાહ અગર ફકત લિઝઝત અને નસલ (સંતાન) હાસિલ કરવા માટેની ચીઝ હોત તો અમ્બિયા અલયહિમુસ્સલામ (જેઓ માનવોમાં શ્રેષ્ઠ અને પ્રત્યેક પળે અલ્લાહની તરફ ધ્યાન કેન્દ્રિત કરનારા છે) તેઓ નિકાહથી બિલ્કુલ સંબંધ નહિ ધરાવતે કારણ કે અમ્બિયા અલયહિમુસ્સલામે તો લિઝઝતોને ઓછી કરી છે.

તેઓ :

- ખાવાનું ઓછું ખાતા હતા,
- શોભા–શણગારથી અલિપ્ત હતા,
- તેમનું જીવન ફકીરો જેવું અને તપસ્યાપૂર્ણ હતું.
- તેમણે ઓછામાં ઓછો આરામ ફરમાવ્યો,
- ચટાઈ ઉપર સૂતાં,
- તેમણે રાહતોનો દામન આપણા માટે વિસ્તાર્યો અને પોતાના માટે સમેટી લીધો,

છતાં નિકાહમાં તેમનો (અમ્બિયા અલયહિમુસ્સલામનો) હિસ્સો ઉમ્મતના કરતાં વધારે છે.

નબીયો (અલયહિમુસ્સલામ)એ તો અલ્લાહથી કરીબ (નજીક) થવાની ચીઝો વધારે અપનાવી છે.

તો એનાથી મા'લૂમ થયું કે એ (નિકાહ) કુર્બ (અલ્લાહથી કરીબ થવાનો) સામાન છે.

(હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) ફરમાવ્યું :

"નિકાહ મારી સુન્નત છે. જે કોઈ મારી સુન્નતથી મોઢું ફેરવે તે મારો નથી."

ઉપરાંત (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"હે યુવાનો ! તમારામાંથી જે શાદી કરી શકે તે શાદી કરી લે."

## ૨૭૪ ચાહત (મુહબ્બત)ની મશ્ક (મહાવરો, પ્રેકટીશ) અને એનો મુઝાહરો (આવિષ્કાર)

ફરમાવ્યું કે :

સૂફીયાએ કિરામ આ હદીષ શરીફને હદીષે કુદસી તરીકે બયાન કરે છે :

كُنْتُ كَنْزاً مَخْفِيّاً فَاحْبَبْتُ اَنْ اُعْرَفَ فَخَلَقْتُ الْخَلْقَ

**''કુન્તુ કન્ઝન્ મખ્ફિય્યન્ ફહબબ્તુ અન્ ઉઅ્-ર-ફ ફ-ખલક્તુલ્ ખલ્ક''**

<u>ભાવાર્થ</u> :

(અલ્લાહ તઆલા પોતે પોતાના માટે ફરમાવે છે : )

હું એક છૂપો ખજાનો હતો;
મેં ચાહ્યું કે હું મારી ઓળખ કરાવું,
જેથી મેં સૃષ્ટિનું સર્જન કર્યું.

હું નથી કહેતો કે મુહદ્દિષોની નજીક આ હદીષ શરીફ કેવી કક્ષાની છે પરંતુ આ રિવાયત સૂફિયાએ કિરામને ત્યાં વધુ પ્રમાણમાં નકલ થાય છે. મજકૂર હદીષ શરીફથી મા'લૂમ થયું કે પ્રથમ જે ચીઝ પેદા થઈ તે મુહબ્બત (ચાહત) છે.

"ફહબબ્તુ અન્ ઉઅ્-ર-ફ" فَاَحْبَبْتُ اَنْ اُعْرَفَ

[મેં ચાહ્યું કે હું મારી ઓળખ કરાવું.]

એટલે અસલમાં આ નિકાહ અને દામ્પત્ય જીવન એ જ ચાહત (મુહબ્બત)ની મશ્ક (મહાવરો, પ્રેકટીશ) છે; કે એમાં બે દિલ જેમનાથી વધીને કોઈ બેગાના (અજાણ, અપરિચિત) ન હતા, તે એવા મળી જાય છે કે તેમનાથી વધીને યગાના (ઐકય ધરાવનારા) કોઈ નથી હોતા.

આ એ હકીકી ચાહત (મુહબ્બત)નું રિહર્સલ છે.

## ૨૭૫ મુહબ્બતની સચ્ચાઈ અને તેનું પ્રેરક બળ

આ દુનિયામાં જે કંઈ થઈ રહ્યું છે, તે સર્વ ચાહત (મુહબ્બત)નો ખેલ અને તેનો ઝુહૂર (પ્રાગટય) છે.

- જો એક મકાન બની રહ્યું છે તો એ પણ ચાહત (મુહબ્બત)નો કરિશ્મો છે.
- અગર એક મકાન તૂટી રહ્યું છે તો તે પણ ચાહત (મુહબ્બત)નો કરિશ્મો છે.
- જો એક-બીજાના ગળા કાપી રહ્યા છે તો એ પણ મુલ્ક અને સલ્તનતની ચાહત (મુહબ્બત) કરાવી રહી છે.
- અગર ચોરી અને ગુનાહો, અપરાધો છે તો એ પણ માલ અને નફસ (મનેચ્છા)ની ચાહત (મુહબ્બત)નું કારસ્તાન છે.

મા'લૂમ થયું કે ચાહત (મુહબ્બત) એક એવું જવહર (તત્ત્વ) છે જે ઈન્સાનને કયાંથી કયાં પહોંચાડી દે છે !

- વ્યકિતને વ્યકિતથી મેળવનારી,
- વ્યકિતઓને સમૂહના સ્વરૂપમાં લાવનારી,
- ત્યાગ અને ભોગ આપવા માટે પ્રેરણારી,
- શહાદતનો શોખ અપાવનારી

ચાહત (મુહબ્બત) જ છે.

## ૨૭૯ રિવાજી શાદીઓ



પરંતુ આજે એ જ મુહબ્બત અને ચાહતનો જે ઝરીઓ છે તે (શરઈ નિકાહ) :

- ગફલતોનું,
- ગુનાહોનું,
- ખુદા–રસૂલની નાફરમાનીઓનું

મેદાન બનીને રહી ગયું છે !

એનું કારણ આ છે કે, જયારે કોઈ સારી ચીઝ ચાલી જાય છે ત્યારે બુરી ચીઝ જરૂર તેનું સ્થાન લઈ લે છે.

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે :

وَمَنْ يَّعْشُ عَنْ ذِكْرِ الرَّحْمٰنِ نُقَيِّضْ لَهٗ شَيْطٰنًا
فَهُوَ لَهٗ قَرِيْنٌ ۝ وَاِنَّهُمْ لَيَصُدُّوْنَهُمْ عَنِ السَّبِيْلِ
وَيَحْسَبُوْنَ اَنَّهُمْ مُّهْتَدُوْنَ (سورۂ زخرف، آیت:۳۶،۳۷)

<u>ભાવાર્થ</u> :

અને જયારે કોઈ રહમાનની યાદથી મોઢું ફેરવે તો અમે તેના ઉપર એક શયતાન નીમી દઈએ છીએ, તે તેની સાથે જ રહે છે. અને બેશક, તે શયતાનો તેઓને (સીધા) માર્ગથી અટકાવતા રહે છે, પણ તેઓ એવું ધારે છે કે પોતે (સીધા) માર્ગ પર જ છે.

કુર્આન શરીફની આ આયતોમાં બિલ્કુલ આજ–કાલની રિવાજી શાદીઓનો નકશો છે.

આપણે કુર્આન (શરીફ)નું થર્મોમિટર લગાવીને જોઈ લઈએ કે આ તાપમાન (શરીઅતે) પસંદ કર્યા પ્રમાણેનું છે કે તેનાથી વિરુદ્ધ છે ? !

## ૨૭૭ કશ્મકશ, કશિશ અને કોશિશનો ફયઝ

અલ્લાહ તઆલા ફરમાવે છે :

لَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ فِيْٓ اَحْسَنِ تَقْوِيْمٍ ﴿سورۂ تین:۴﴾

<u>ભાવાર્થ</u> :

અલબત્ત, અમે ઈન્સાનને સૌથી સરસ આકારમાં પેદા કર્યો છે.
[સૂરએ 'તીન' : ૪]



ઈન્સાન અગર પોતાના આ 'અહસને તકવીમ' (સર્વોત્તમ આકાર) પર કાયમ રહે તો મલાઈકહ (ફરિશ્તા)ના સમૂહમાં મળી જાય.

બુઝુર્ગાને દીનને જે ઉરૂજ અને નુઝૂલ (ઉત્થાન અને પતન, ચડતી અને પડતી) થઈ તે એ જ કશ્મકશ, કશિશ (આકર્ષણ) અને

કોશિશ (પ્રયાસ) હોવા ન હોવાનું પરિણામ છે.

ثُمَّ رَدَدْنٰهُ اَسْفَلَ سٰفِلِيْنَ ج (سورۂ تین، آیت:۵)

<u>ભાવાર્થ</u> :

(જો ઈન્સાન ઈમાન ન લાવે અને સારા કામો ન કરે તો) ફરી અમે તેને નીચાઓથી પણ વિશેષ નીચો કરી દઈએ છીએ.

સરસ ફિતરત (પ્રકૃતિ) પર પૈદા થવા બા'દ ઈન્સાન (ઈમાન ન લાવે અને સારા કામો ન કરે તો) તે નીચેથી પણ વિશેષ નીચે ચાલ્યો જાય !



અચ્છાઈ (સરસતા) કોને કહે છે ?

બુરાઈને કોશિશ વડે દૂર કરવું.

જે ઝાડનું મૂળ જમીનમાં વધારે નીચે જશે તે વધારે મજબૂત થશે.

જે ઝાડનું મૂળ (જમીનમાં નીચે) ઓછું જશે તે કમજોર થશે.

એક કુવ્વત (શકિત) એવી છે જે :

(નીચાથી પણ અધિક નીચા હોવા) اَسْفَلَ سٰفِلِيْنَ

માંથી :

'અઅ્લા ઈલિય્યિન' (ઉચ્ચાતિ ઉચ્ચ સ્થાન)

સુધી લઈ જાય છે !

(એ કુવ્વત કઈ છે ? )

اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ

<u>ભાવાર્થ</u> :

પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા.

[સૂરએ 'તીન' : ૬]

## ૨૭૮ જફામાં લિઝ્ઝતનો અહેસાસ

ઈમાનનો ખુલાસો (સાર) આ છે કે :

જેને આપણે જફાઓ, બલાઓ સમજીએ છીએ તે લિઝ્ઝતોના સ્વરૂપમાં જાહેર થઈ જાય.

એ જ ઈમાન હતું જે હઝરત સમુરહ બિન જઝબ રદિયલ્લાહુ તઆલા અન્હુને એના માટે તત્પર કરતું હતું કે પંજાના સહારે ઊભા રહીને પોતાનું કદ ઊંચું (હોવાનું દર્શાવી) જંગમાં શરીક થવાનો શોખ સાબિત કરે.

એ મોતની લગન કેવી હતી ?

શું એ ઈમાનનો કરિશ્મો ન હતો ?

એ ઈમાન નથી કે દુનિયાની લિઝ્ઝતોમાં ફસાઈ જાય. એ તો :

ثُمَّ رَدَدْنٰهُ اَسْفَلَ سٰفِلِيْنَ ج ('سورۂ تین' آیت:۵)

<u>ભાવાર્થ</u> :

ફરી અમે તેને (ઈન્સાનને) નીચેનાઓથી પણ વધારે નીચો કરી દઈએ છીએ. [સૂરએ 'તીન' : ૫]

ની સૂરત (સ્વરૂપ, પ્રકાર, રીત) છે.

## ૨૭૯ શાદી જેવા પ્રસંગોએ અલ્લાહ અને રસૂલથી મુખાલિફત

નિકાહની હકીકત શી છે ?

અલ્લાહે જે મુહબ્બત પેદા કરી છે તેને જમૂદ (સ્થગિતતા, નિષ્ક્રિયતા)માંથી કાઢવામાં આવે.

એનો જમૂદ તોડવામાં આવે.

એને સહીહ જગાએ વાપરવામાં આવે.

પરંતુ આજે આપણા નિકાહના મોકા પર શું થઈ રહ્યું છે ? !

- અલ્લાહની મુહબ્બતને જ દિલમાંથી કાઢવામાં આવી રહી છે !
- અને અલ્લાહના જ હુકમો અને હદોનો ભંગ કરવામાં આવી રહ્યો છે ! !
- અને અલ્લાહને જ આ (શાદી વગેરેની) મહફિલોથી બહાર રાખવામાં આવી રહ્યા છે ! ! !
- બલ્કે ઘરમાં પણ આવવા નથી દેતા ! ! ! !

એની મિષાલ એવી છે કે :

- હું કોઈ શેઠનો નોકર છું,
- મોટો પગાર મળે છે,
- એનું જ આપેલું ખાઉં છું,
- એના જ ટુકડાઓ પર જીવન નિર્વાહ થઈ રહ્યો છે,
- હવે મારે ત્યાં દા'વત થઈ,
- અથવા છોકરા–છોકરીની શાદી થઈ.
- બધાંને બોલાવ્યા, પરંતુ શેઠને જ ભૂલી ગયા !

- આપણે ત્યાં શાદીના મોકા પર માત્ર અલ્લાહ અને રસૂલને જ બોલાવવામાં નથી આવતા !!
- સાફ કહી દેવામાં આવે છે કે :

"આપ (અહીંથી) તશરીફ લઈ જાઓ ! આપનું (અલ્લાહ અને રસૂલનું) (અહીં) (અર્થાત્ શાદીમાં) કોઈ કામ નથી !!!"

તેનો (અલ્લાહનો) કેટલો મોટો અહેસાન છે કે :

- આપણું શૂન્યમાંથી સર્જન કર્યું.
- અને એનાથી આગળ (આખિરતમાં) પણ ઉચ્ચ કક્ષાનું જીવન અર્પણ કરશે.
- છતાં એવી કોઈ નાફરમાની બાકી નથી રહેતી જે નવશામિયાંથી છૂટી જતી હોય !
- દુલ્હા અને દુલ્હન બન્ને અલ્લાહના અને રસૂલના પાક્કા વિરોધી !!
- બન્ને નમાઝમાં ગફલત કરી રહ્યા છે.
- ન નમાઝોની ચિંતા, ન ઝકાતનું ધ્યાન !
- બધાં પીર સાહેબને બેટીનું દહેજ બતાવે છે,
  આ આભુષણ આપ્યા,
  આટલા જોડી કપડાં આપ્યા.

જો પીર સાહેબ કહે કે :

"બહેન ! ઝકાતનું પણ ધ્યાન છે ?"

તો નવાઈથી મોઢું જોવા લાગે !

કેટલા માણસો છે જેમનું આ આયતના વિષય તરફ ધ્યાન પણ જતું હશે !

وَالَّذِيْنَ يَكْنِزُوْنَ الذَّهَبَ وَالْفِضَّةَ وَلَا يُنْفِقُوْنَهَا

فِیۡ سَبِیۡلِ اللّٰهِ ۙ فَبَشِّرۡهُمۡ بِعَذَابٍ اَلِیۡمٍ ۙ
یَّوۡمَ یُحۡمٰی عَلَیۡهَا فِیۡ نَارِ جَهَنَّمَ فَتُکۡوٰی بِهَا جِبَاهُهُمۡ
وَجُنُوۡبُهُمۡ وَظُهُوۡرُهُمۡ ؕ هٰذَا مَا کَنَزۡتُمۡ لِاَنۡفُسِکُمۡ
فَذُوۡقُوۡا مَا کُنۡتُمۡ تَکۡنِزُوۡنَ (سورۂ توبہ، آیت: ۳۴، ۳۵)

<u>ભાવાર્થ</u> :

અને જે લોકો (કંજૂસીથી) સોના અને ચાંદીનો ખઝાનો એકઠો કરે છે, પણ તેને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરતા નથી, તો (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! ) આપ તેઓને (તે દિવસના) દુઃખદાયક અઝાબની ખૂશખબર સંભળાવી દો જે દિવસે તે માલને જહન્નમની આગમાં તપાવવામાં આવશે. ફરી તે વડે તેઓની પેશાનીઓ તથા પડખાંઓને અને પીઠોને ડામવામાં આવશે, (અને કહેવામાં આવશે કે) આ તે જ (ધન) છે જેને તમે તમારા માટે સંગ્રહ કર્યું હતું, માટે હવે પોતાના સંગ્રહ કરવાની મજા ચાખો !

[સૂરએ 'તવબહ' : ૩૪, ૩૫]

ઝકાત તો જયારથી ઈસ્લામમાં આવ્યા ત્યારથી જ તેનો ઉલ્લેખ આવી ગયો. હવે એવું કહેવું કે :

"એની કદી વાત જ નથી સાંભળી અને કોઈએ એના તરફ ધ્યાન જ દોર્યું નથી ! "

(એ બહાનું માન્ય નથી.)

## ૨૮૦ શાદી વગેરે પ્રસંગોમાં નકામો ખર્ચ, દંભ અને દેખાવ

નિકાહ ઉચ્ચ કક્ષાની ઈબાદત છે પરંતુ તેમાં બિદઅતો અને કુફ્રના કામો પણ શામિલ થઈ ગયા !

શાદીના પ્રસંગો અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દુઃખ પહોંચાડવાના ઝરીઆ બની ગયા ! !

અલ્લાહ તઆલા ફરમાવે છે :

اِنَّ الَّذِيْنَ يُؤْذُوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ لَعَنَهُمُ اللّٰهُ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ وَاَعَدَّ لَهُمْ عَذَابًا مُّهِيْنًا ۝ (سورۂ احزاب: ۵۷)

<u>ભાવાર્થ</u> :

બેશક, જે લોકો અલ્લાહને તથા તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઈજા (દુઃખ) પહોંચાડે છે તેઓના ઉપર અલ્લાહ દુનિયા અને આખિરતમાં લઅનત કરે છે અને તેઓના માટે તેણે તુચ્છ કરી નાખનાર અઝાબ તૈયાર રાખ્યો છે. [સૂરએ 'અહઝાબ' : ૫૭]

મારી પાસે શાદીના દા'વતનામા આવે છે. મેં કેટલાક લોકોને એ દા'વતનામા બતાવ્યા અને પૂછયું કે :

'બતાવો, એક દા'વતનામાને (છપાવવાનો) ખર્ચ શું થયો હશે ?'

તેમણે કહ્યું કે :

"દોઢ રૂપિયાથી ઓછો ખર્ચ કોઈ રીતે શકય નથી !"

<u>અનુવાદકની નોંધ</u> :

વાચકો ધ્યાનમાં રાખે કે આ વાત ઈસ્વીસન ૧૯૭૦ ની છે જયારે સોનાનો એક તોલાનો ભાવ માત્ર ૨૦૦ (બસો) રૂપિયાની આસપાસ હતો. આજે ઈસ્વીસન ૨૦૧૩ માં સોનાનો એક તોલાનો

ભાવ રૂપિયા ૩૦૦૦૦ (ત્રીસ હજાર)ની આસપાસ છે તો એ દોઢ રૂપિયાનું દા'વતનામું આજે કેટલાનું થાય !

**[નોંધ સમાપ્ત]**

એટલા નાણાંથી એક ગરીબની હમદર્દી (સહાય) કરી દેવામાં આવે તો કેટલા ઊંચા દરજજાની વાત થાય ! અને ખુદા કેવો ખૂશ થાય !

## ૨૮૧ હુસ્ન (સૌંદર્ય)નો મેઅયાર (ધોરણ, સ્ટાન્ડર્ડ)

આજે આપણા નવયુવાન નવશા (દુલ્હા) ખૂબસૂરત દેખાવા માટે કેવા કેવા શણગાર કરીને આવે છે !

ખૂબસૂરત તો હઝરત બિલાલ રદિયલ્લાહુ તઆલા અન્હુ હતા.

- આપ રદિયલ્લાહુ તઆલા અન્હુનો કાળો રંગ હતો,
- આપ રદિયલ્લાહુ તઆલા અન્હુના જાડા, જાડા હોઠ હતા !

પરંતુ આપ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)નો એ દરજજો હતો કે એમના જોડાંનો અવાજ જન્નતમાં સાંભળવામાં આવ્યો !

ખૂબસૂરત બનવું હોય તો હઝરત બિલાલ રદિયલ્લાહુ તઆલા અન્હુની જિંદગી અપનાવો.

**દઅવા હો જિસ્કો હુસ્નકા,**
**મહફિલમેં તેરી આયે વોહ.**

આ (દુનિયા) બાઝારે ઝિન્દગી (જિન્દગીનું બજાર) છે.

એમાં એવી જિંદગી ખરીદવી જોઈએ જે ખુદાને પસંદ હોય.

તે કેવી જિંદગી છે ?

અલ્લાહ તઆલા ફરમાવે છે :

مَنْ عَمِلَ صَالِحاً مِّنْ ذَكَرٍ اَوْاُنْثٰى وَهُوَ مُؤْمِنٌ
فَلَنُحْيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً ج (سورۂ نحل ۹۷:)

ભાવાર્થ :

જે કોઈ મર્દ અથવા ઓરત નેક આ'માલ કરે અને તે ઈમાનવાળો પણ હોય તો અમે તેને હયાતે તય્યિબહ (પવિત્ર જિંદગી) અર્પણ કરીશું. [સૂરએ 'નહલ' : ૯૭]

રૂપિયા બરબાદ કરવાની જરૂરત નથી.

જિંદગી ખરીદવાની જરૂરત છે.

## ૨૮૨ કાયમી હિફાઝત (સુરક્ષા) અને હયાતે અબદી (અનંત, અમર જીવન)નો કાનૂન

(અનંત) જીવન આગળ (આખિરતમાં) છે.

અહીં (દુનિયામાં) નથી.

મેં ૧૭ (સત્તર) વર્ષ સફર કરી.

મોટા મોટા કિલ્લા જોયા.

ઈલોરાનો કિલ્લો જોયો.

એક જ પહાડને કોતરીને (ઈલોરાની ગુફા) બનાવી છે.

મેં પૂછયું કે :

"કિલ્લો તો હજુ (વર્ષો પછી પણ મોજૂદ) છે.

કિલ્લા નિવાસી કયાં ગયા ?"

કહેવામાં આવ્યું :

"તેમને ધરતીમાં દફન થયાને સેંકડો વર્ષો વીતી ગયા !"

મેં કહ્યું કે :

"તો પછી આ કિલ્લો શું કામનો ?
શું એ પક્ષીઓને માળાઓ બનાવવા માટે છે ?
કે વરૂઓને રહેઠાણ બનાવવા માટે છે ?"

મશહૂર છે કે :

એક બાદશાહે એક કિલ્લો બનાવ્યો.
આખા શહેરને દા'વત આપી.
ઉત્સવ મનાવવામાં આવ્યો.
બધાંએ કિલ્લાની મજબૂતીના વખાણ કર્યા.
એક દુરવેશ પણ તશરીફ લાવ્યા હતા.

તેમને પૂછવામાં આવ્યું કે :

"કિલ્લો કેવો છે ?"

તેમણે કહ્યું કે :

"કમઝોર છે !"

બધાં મોટે મોટેથી અટ્ટહાસ્ય કરવા લાગ્યા.

લોકોએ દુરવેશને પૂછયું કે :

"તમે એમાં શી કમઝોરી જોઈ ?"

દુરવેશે ફરમાવ્યું કે :

"આ કિલ્લો મલકુલ્ મૌત (મોતના ફરિશ્તા)ને દાખલ થતાં રોકી શકતો નથી !"

લોકોએ કહ્યું કે :

"મોત કોના રોકવાથી રોકાય શકે છે !"

દુરવેશે કહ્યું કે :

"તો પછી કિલ્લો (બનાવવાનો) ફાયદો શું ?"



- અમ્બિયા અલયહિમુસ્સલામ પણ દુનિયામાં તશરીફ લાવ્યા.
- તેમણે પણ કિલ્લા બનાવ્યા, પરંતુ કેવા ? ! અલ્લાહના અહકામ અને હદોના કિલ્લા !
- તેમણે (અમ્બિયા અલયહિમુસ્સલામે) લોકોને કહ્યું કે :

"ફસીલ (કોટની દીવાલ)ને તૂટવા ન દો."

જાણી લો કે દરેક બાદશાહનો કોઈ વિશિષ્ટ અને સુરક્ષિત વિસ્તાર હોય છે જ્યાં સામાન્ય માણસોને દાખલ થવાની પરવાનગી નથી હોતી.

શરીઅતે હરામ કરેલા કામોની હેસિયત એવી જ છે.

એ જ અસલ કિલ્લો છે.

જે બુરા કામોથી મનાઈ કરવામાં આવી છે, તેને દૂર રાખો.

જે કામો કરવાનો હુકમ આપ્યો છે, તેની હિફાઝત કરો.

તે પછી (આખિરતમાં) હયાતે અબદી (અનંત જીવન) છે.

અલ્લાહ તઆલાનું ફરમાન છે :

لَا يَذُوقُونَ فِيهَا الْمَوْتَ اِلَّا الْمَوْتَةَ الْاُوْلٰى ج
وَوَقٰهُمْ عَذَابَ الْجَحِيْمِ (سورۂ دخان: ۵۶)

**ભાવાર્થ :**

(અને) ત્યાં (આખિરતમાં) તેઓ તે મૌતના સિવાય જે દુનિયામાં આવી ચૂકી હતી, બીજી મોતની મજા નહિ ચાખે. [અર્થાત્ હવે (આખિરતમાં) કદી મૃત્યુ નહિ આવશે.] અને અલ્લાહ તેમને દોઝખના અઝાબથી બચાવી લેશે. [સૂરએ 'દુખાન' : ૫૬]

## ૨૮૩ કબરવાળાઓની સાક્ષી

આ બધી વાતો તમે કબ્રસ્તાનવાળાઓથી સાંભળો.

તે મુર્દોઓનો અવાજ કોઈક માધ્યમ અને કોઈક પેટીમાંથી આવ્યો છે !

એ ઝરીઓ અને પેટી કુર્આન શરીફ છે.

એમાં કાન લગાવો તો સંભળાશે :

يٰوَيْلَنَا قَدْ كُنَّا فِىْ غَفْلَةٍ مِّنْ هٰذَا بَلْ كُنَّا ظٰلِمِيْنَ
(سورۂ انبیاء: ۹۷)

**ભાવાર્થ :**

(ગુનહગાર મુર્દાઓ કબરમાં કહેશે : )

હાય અમારી બદબખ્તી ! અમે એનાથી (કબરથી) ગાફિલ હતા ! બલ્કે અમે (અમારા પર) મોટા ઝુલ્મો કર્યા.

[સૂરએ 'અમ્બિયા' : ૯૭]

## ૨૮૪ ઈતિહાસની સાક્ષી

અબ્બાસી ખલીફાઓના ઘરોમાં જે કંઈ થઈ રહ્યું હતું, ઈતિહાસ બધું બતાવી રહ્યો છે.

પછી એનો અંજામ શું થયો ?

બગદાદની તબાહી !

જેટલા અલ્લાહના અહકામને ગાલિબ કરતાં જશો અલ્લાહ તમને ગાલિબ કરશે.

જેટલા અલ્લાહના અહકામનો ભંગ કરતાં જશો, અલ્લાહ તમને નીચા અને બરબાદ કરશે.





<u>સંપાદકની નોંધ</u> :

હઝરત (મૌલાના શાહ મુહમ્મદ યા'કૂબ સાહબ) તકરીર ફરમાવીને પોતાની જગાએ આવીને બેસી ગયા. પરંતુ હજી મન તૃપ્ત થયું ન હતું અને હજુ વધારે ફરમાવવાનો તકાઝો હતો.

મુહિબ્બી મૌલાના મુહમ્મદ ઈમરાન ખાન સાહબે એ મહેસૂસ કરીને કે હઝરતને થાક ઘણો લાગ્યો છે અને અંદેશો છે કે ફરી પાછો તકરીરનો સિલસિલો શરૂ થઈ જશે એટલે મને ઉઠવાનો ઈશારો કર્યો.

અને મારા (આ મલફૂઝાતનાં સંપાદકના) ઉઠવાથી મજલિસ બરખ્વાસ્ત થઈ ગઈ.

# પચ્ચીસમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૧૭, ઝીકઅદહ, ૧૩૮૯ હિજરીસન મુતાબિક ૨૬, જાન્યુઆરી, ૧૯૭૦ ઈસ્વીસન |
| દિવસ | : સોમવાર |
| સ્થળ | : ખાનકાહ શરીફ . |
| હાજરજનો | : આજે પ્રજાસત્તાક દિવસ નિમિત્તે રજા હતી. એટલે દરરોજની મજલિસના પ્રમાણમાં લોકોની સંખ્યા કંઈક વધારે હતી અને કેટલીક કચેરીઓના કર્મચારીઓ તથા કોલેજોના કેટલાક પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ પણ હાજર હતા. |



## ૨૮૫ ખાદિમિય્યત અને મખ્દૂમિય્યત (સેવકપણું અને શેઠાઈ)ની લિઝ્ઝતનો તફાવત

ફરમાવ્યું કે :

આપના આવવાથી પહેલાં દવાખાનું ચાલતું હતું.

આ લખનારે (અર્થાત્ આ કિતાબના સંપાદક હઝરત મૌલાના અબુલ હસન અલી મિયાં નદવી રહમતુલ્લાહિ અલયહિએ) અરજ કરી કે :

"હઝરત ! અત્યારે પણ દવાખાનું જ છે !"

ફરમાવ્યું કે :

બીજાની ખિદમતમાં ઘણી લિઝ્ઝત મળે છે અને કોઈ મને રાહત પહોંચાડે અને ખિદમત કરે તો એવું લાગે છે કે ભોજન તો છે પરંતુ ફીકું !

હવે હું બીજાઓની ખિદમતનો ઈરાદો કરું અને તેમને શારીરિક રાહત પહોંચાડવાની કોશિશ કરું તો રિયાકારી (દંભ) સમજવામાં આવશે અને બનાવટીપણું (કૃત્રિમતા) મા'લૂમ થશે એટલા માટે આ (તિબ અર્થાત્ હિકમત અને વૈદક)ની પ્રવૃત્તિ અપનાવી કે એ રીતે લોકોની ખિદમતનો મોકો મળે અને ફરીથી પેલી લિઝ્ઝત હાસિલ થાય.

## ૨૮૬ ફાયદો મકસૂદ (અપેક્ષિત, લક્ષ્ય) છે ન કે જાહેરી અખ્લાક

ફરમાવ્યું કે :

હકીમ ઝિયાઉલ્ હસન સાહબ ઊંચી કક્ષાના નિષ્ણાત તબીબ અને ભોપાલના હકીમ અજમલખાં હતા.

<u>નોંધ</u> :

અફસરુલ્ અતિબ્બા હકીમ સય્યિદ ઝિયાઉલ્ હસન સાહબ, હકીમ નૂરુલ્ હસન સાહબના સાહબઝાદહ અને મસીહુલ્ મુલ્ક હકીમ અજમલખાંના પટ્ટ શિષ્ય હતા. પાંચ વર્ષ તેમની પાસે રહીને દવાખાનામાં શરીક રહ્યા. હકીમ સાહબને તેમના પર ઘણો વિશ્વાસ અને ખાસ સંબંધ હતો. ઘણા લાંબા સમય સુધી ભોપાલમાં અફસરુલ્ અતિબ્બા રહ્યા. ઈસ્વીસન ૧૯૫૮ માં ઈન્તિકાલ થયો.

[નોંધ સમાપ્ત]

હકીમ ઝિયાઉલ્ હસન સાહબે ઘણા અસાધ્ય રોગોના ઈલાજો કર્યા છે પરંતુ સ્વભાવમાં ગુસ્સો ઘણો હતો. લોકો શિકાયત કરતા હતા કે હકીમ સાહબ ક્રોધી ઘણા છે.

મેં કહ્યું કે :

અખ્લાકથી વર્તન કરીને મીઠાઈ ખવડાવે તે સારું છે કે તેમના ઈલાજથી ફાયદો થાય તે સારું છે ? વિદ્યાના જાણકારની તો વિદ્યાને જોવામાં આવે છે.

હકીમ મુહમ્મદ મુહસિન સાહબ પણ એવા જ તેઝ મિઝાજ (ઉગ્રસ્વભાવના) હતા. જૂના ઢંગનો લિબાસ પહેરતા હતા અને વાલીએ રિયાસત (નવાબ)ના કરતા પણ તેઝ લહેજામાં વાત કરતા હતા. અને બીજા તબીબોને કંઈ વિસાતમાં ગણતા ન હતા પરંતુ જે રોગના ઈલાજમાં મોટા મોટા તબીબ નિષ્ફળ થયા તે રોગના માટે એક મા'મૂલી જેવા પાંદડાંનો અર્ક બતાવી દેતા અને ફાયદો થઈ જતો !

હકીમ સાહબ સુંદર અખ્લાકથી વર્તન કરે અને ઈલાજ ઠીક ન કરે તેના કરતાં તો એ બહેતર છે કે બે જોડાં મારે અને ફાયદો થાય; જે અસલ મકસૂદ (અપેક્ષા) છે. ઉસ્તાદોના તો જોડાંનો માર ખાવાથી ઈલ્મ આવ્યો છે.

## ૨૮૭ અહલે દિલથી ફાયદો મેળવવા માટે સૌથી વધારે વિનમ્રતા શર્ત છે

ફરમાવ્યું કે :

એક શખ્સે ઈલાજ કરાવ્યા બા'દ પૂછ્યું કે :

"શું (અર્થાત્ કેટલી રકમ) પેશ કરું ?"

મેં કહ્યું કે, ઈખ્લાસ.

તે શખ્સ વઝીર (પ્રધાન) હતા. તેમણે કહ્યું કે :

"હું તો સાહિબે કુદરત (શકિતવાન) છું."

મેં કહ્યું કે :

જે જગાને અલ્લાહવાળી જગા સમજો ત્યાં કુદરતને (શકિતને) બહાર અભરાઈ ઉપર મૂકીને આવો. આવી જગાએ વિનમ્રતા લઈને આવો; કારણ કે વિનમ્રતા પર જ અલ્લાહની રહમત આકર્ષિત થાય છે.



## ૨૮૮ થાકનો ઈલાજ

ફરમાવ્યું કે :

કેટલીક વખતે કોઈ મરીઝને જોવા માટે પગે ચાલીને ગયો તો થાક અને પગમાં દુઃખાવાનો અહેસાસ થયો. પરંતુ તત્કાળ હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિએ ઈન્જેકશન આપી દીધું અને તત્કાળ થાકનો અહેસાસ દૂર થઈ ગયો.

હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે :

**નયા સાયદ અંદર દયારે તૂ કસ,**
**ચૂં આસાઈશ ખેશ ખ્વાહી તૂ બસ.**

<u>અર્થાત્</u> :

તમારા ક્ષેત્રમાં કોઈ આરામ નથી મેળવી શકતો છતાં તમને પોતાના આરામની ચિંતા છે. જયારે તું તબીબી શાસ્ત્ર શીખ્યો હતો તે જ વખતે સમજી લીધું હતું કે આ મુશ્કેલી તો બરદાશ્ત કરવાની જ છે.

ફરમાવ્યું કે :

ગઈ કાલે તડકાના કારણે સબક ટૂંકાવવો પડયો. લોકો કંટાળી જાય અને બસ, બસ, કહે એના પહેલાં પોતે જ વાત મોકૂફ કરી દેવી જોઈએ.

**બયન્દેશ આંગહ બર આવર નફસ,**
**વઝાં પેશ બસ કુન કે ગોયન્દ બસ.**

ભાવાર્થ :

લોકોના મન કંટાળી જાય અને તેઓ વાત બંધ કરવાનું કહે તે પહેલાં પોતાની વાતને બંધ કરી દો.

## ૨૮૯ ખાવાને કેવી રીતે ઈબાદત અને કુર્બનો ઝરીઓ બનાવવામાં આવે

ફરમાવ્યું કે :

ગઈ કાલે મેં બે ઈબાદતો વિષે કહ્યું હતું.

(૧) નિકાહ અને (૨) ભોજન

બંને વડે માણસનું અસ્તિત્વ ટકેલું છે.

- ખાવાથી વ્યકિતનું અસ્તિત્વ અને
- નિકાહથી વંશ (માનવજાત)નું અસ્તિત્વ.

હવે ખાવાને ઈબાદત બનાવવાની રીત શી છે ?

પ્રથમ એ વિચાર કરવામાં આવે કે :

ખાવાનો મકસૂદ (મૂળ હેતુ) લિઝ્ઝત છે કે પોતાના વુજૂદ

(અસ્તિત્વ)ને બાકી (ટકાવી) રાખવું ?

એ રીતે લુકમો (કોળિયો) અલ્લાહ તઆલાના ઝિક્રની સાથે ઊઠાવે અને નિય્યત એ હોય કે એનાથી કુવ્વત (શકિત) મેળવીને ઈબાદતમાં વાપરીશ.

હવે તો (લોકોની) હાલત આ છે કે :

- ન ખાવાનો તરીકો જાણે છે,
- ન પીવાનો તરીકો જાણે છે,
- ગફલતની સાથે, જાનવરોની જેમ, ખાય–પીએ છે !

## ૨૯૦ ઈબાદતોમાં કૈફિયત અને અસર પેદા કરવાનો તરીકો

નમાઝ અને ઈબાદતોમાં ધ્યાન અને અસર કયાંથી આવે ?

- તબઈ (કુદરતી, પ્રાકૃતિક) જરૂરતો અને દરરોજના મઅમૂલાત (નિત્યકાર્યો) ઝાડ છે; અને ઈબાદતો એના ફળો છે.
- જો આ તબ્ઈ જરૂરતો અને મુઆમલાતની હિફાઝત નહિ કરવામાં આવશે તો આ ઝાડોમાં ફળો કેવી રીતે પેદા થશે ?
- ખાવું–પીવું, હળવું–મળવું, ખરીદ–વેચાણ, (વગેરે)ની દુરુસ્તગી (શરીઅત અનુસાર યોગ્ય રીતે કરવું), હિફાઝત (શરીઅતની મર્યાદા જાળવવી) તેને શરીઅત પ્રમાણે અદા કરવાનો પ્રબંધ કરવો, તેમાં ઈખ્લાસ અને નિય્યત પેદા કરવાની કોશિશ કરવી, એ એવું ઝાડ છે કે જેનાથી :

ઈબાદતના સ્વાદિષ્ટ ફળો પેદા થશે, અને તેમાં નૂરાનિયત આવશે. ઝાડની સહીહ પરવરિશથી તેમાં આપો આપ ફળો આવે છે.

હઝરત શાહ ગુલામઅલી સાહબ (દહેલ્વી) રહમતુલ્લાહિ અલયહિનો રોઝહ હતો. અસરના વખતે મજલિસમાં હાજરજનોમાંથી કોઈએ કોઈ બાદશાહના ઝુલ્મની વાત કરી.

હઝરતે ફરમાવ્યું કે :

"રોઝહ ગયો, રોઝહ ગયો !"

પેલા શખ્સે કહ્યું કે :

"હઝરત ! રોઝહ ગયો તો મારો ગયો કારણ કે મેં ગીબત કરી, એમાં આપની શી ગલતી ?"

હઝરતે ફરમાવ્યું :

"સાંભળનાર પણ ગીબત કરનારનો શરીક હોય છે !"

આ એવી ચીઝ છે જેને આપણે કોઈ ચીઝ નથી સમજતા. એ જ હિજાબાત (અવરોધો) નમાઝો અને ઈબાદતોના વખતે આવે છે.

સંડાસમાં પણ એનો રંજ થવો જોઈએ કે :

- સમય નકામો જઈ રહ્યો છે !
- આ સમય તો ઝિક્રનો હતો !

તો અલ્લાહ તઆલા એનું ફળ એ આપે છે કે ઈબાદત, ઈબાદત નહિ લિઝ્ઝત થઈ જાય છે !

## ૨૯૧ ઈસ્લાહ અને તરક્કીના માટે હયાતની બેદારી (જાગૃતિ) જરૂરી છે

આ (ઉપરોકત) વાતોને દુરુસ્ત કરવું ઘણું આસાન છે. તબીઅત (સ્વભાવ, પ્રકૃતિ)માં ઈન્તિઝામ અને ઈહતિમામ (વ્યવસ્થા અને

પ્રબંધ)નું સ્વયં તત્ત્વ છે. પરંતુ શર્ત આ છે કે હયાત બેદાર (જાગૃત) થઈ જાય. ઈન્સાન જયારે જીવે છે તો જિંદગીની જરૂરતોને હયાત પોતે જ તલાશ કરી લે છે. જેને આપણે હયાત સમજીએ છીએ તે હયાત નથી !

અલ્લાહ તઆલા ફરમાવે છે :

مَنۡ عَمِلَ صَالِحًا مِّنۡ ذَكَرٍ اَوۡ اُنۡثٰى وَهُوَ مُؤۡمِنٌ فَلَنُحۡيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً ۚ وَلَنَجۡزِيَنَّهُمۡ اَجۡرَهُمۡ بِاَحۡسَنِ مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ (سورۂ نحل: ۹۷)

<u>ભાવાર્થ</u> :

કોઈ પુરુષ હોય કે સ્ત્રી હોય, જે પોતાના ઈમાન પર હોવાની હાલતમાં નેક કામ કરશે તો અમે તેને (દુનિયામાં) જરૂર સરસ ઝિંદગી આપીશું અને જે બહેતર કામ તેઓ કરતા હતા તેના બદલે (આખિરતમાં) તેમનો હક તેમને આપીશું. [સૂરએ 'નહલ' : ૯૭]

## ૨૯૨ હયાતની અંદર હયાત

આ હયાતની અંદર એક હયાત છે.
બદામની અંદર બદામ છે.
અસલ બદામ તો (અંદરની) ગિરી (ગર, મીંજ) છે.
અને ગિરી પણ અસલ નથી.
બલ્કે ગિરીનું તેલ અસલ છે.
પરંતુ આ સખ્ત છોતરાં (કવચ)વાળા, સમગ્ર ફળને જ બદામ કહે છે.

પરંતુ અસલ બદામ, બદામનું જવહર (અર્ક, તેલ) છે.
કોઈ એવું નથી જે તેલવિહિન બદામ લાવે.
પાતળાં છોતરાંવાળા બદામની તલાશ કરવામાં આવે છે.
બદામનું છોતરું (પડ) જેટલું જાડું હોય છે, તેટલી તેની ગિરી (ગર, માવો, મીંજ) હલકી હોય છે.
છોતરું (પડ) હલકું, બદામ ભારી.
જાડાં અને મજબૂત છોતરાની બદામ કમજોર હોય છે.
પાતળાં શરીરમાં સશકત રૂહ જોવામાં આવે છે.
અસલ ચીઝ રૂહ અને જવહર (અર્ક, તેલ) છે.
ભલે એનું શરીર (કવચ) કેવુંયે હોય.

## ૨૯૩ જવહર અને રૂહ મકસૂદ (અપેક્ષિત, લક્ષ્ય) છે

ઈબાદતરૂપી શરીરની રૂહ રઝાએ ઈલાહી (અલ્લાહ તઆલાની પ્રસન્નતા)ની તલબ છે.

સહાબએ કિરામની પ્રશંસા કરતા (અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં) ફરમાવે છે :

تَرٰهُمْ رُكَّعًا سُجَّدًا ج (سورۂ 'فتح'، آیت:۲۹)

<u>ભાવાર્થ</u> :

તમે જુઓ છો તેમને રુકૂઅ અને સજદાની હાલતમાં.
[સૂરએ 'ફત્હ' : ૨૯]

આ જિસ્મ (શરીર) થયું.

રૂહ શું છે ?

يَبْتَغُوْنَ فَضْلاً مِّنَ اللّٰهِ وَرِضْوَانًا ج (سورۂ فتح، آیت:۲۹)

ભાવાર્થ :

અને પોતાના પરવરદિગારનો ફઝલ અને રઝામંદી શોધે છે.
[સૂરએ 'ફત્હ' : ૨૯]

અર્થાત્ ઈબાદતની બદામમાં રઝા (પ્રસન્નતા)ની ગિરી (ગર, માવો, મીંજ) તલાશ કરે છે.

દરેક ચીઝમાં બદામનું તેલ તલાશ કરવામાં આવે છે.

ફિતરત (સ્વભાવ) પ્રમાણે કદી આપણે ખોખલાં ફળ લાવતા નથી.

બચ્ચા, બુઢા, સર્વ કક્ષાના લોકો હયાતના તાલિબ (ઈચ્છુક) છે.

હયાતનો અંદાઝો પોતે જ કરી લો.

- છિલકા (છોતરા)ની હયાત પસંદ છે તો એમાં જ જિંદગી વીતાવીને એક દિવસ ચાલ્યા જશો.
- જો ગિરી (ગર, માવો, મીંજ)ની હયાત પર સંતોષ માન્યો તો પણ ત્યાં સુધી જ રહેશો.
- બદામના તેલની કદર કરી તો એ જ મકસૂદે અસલી (મૂળ ઉદેશ, અપેક્ષા) છે.

અને એનાથી જ ઈન્સાનને તમામ મખ્લૂકાત પર શર્ફ હાસિલ છે.

[અલ્લાહ તઆલા ફરમાવે છે : ]

وَلَقَدْ كَرَّمْنَا بَنِيْٓ اٰدَمَ وَحَمَلْنٰهُمْ فِى الْبَرِّ وَالْبَحْرِ
وَرَزَقْنٰهُمْ مِّنَ الطَّيِّبٰتِ وَفَضَّلْنٰهُمْ عَلٰى كَثِيْرٍ مِّمَّنْ

خَلَقْنَا تَفْضِيْلًا (سورۂ بنی اسرائیل : ۷۰)

<u>ભાવાર્થ</u> :

અને અમે આદમ (અલયહિસ્સલામ)ની અવલાદને ઈઝ્ઝત આપી અને અમે તેમને જમીન તથા સમુદ્રમાં સવારી આપી અને અમે તેમને સ્વચ્છ વસ્તુઓથી રોઝી આપી અને અમે તેમને અમારી મખ્લૂકમાંથી ઘણાંઓ કરતાં શ્રેષ્ઠતા આપી વધારી દીધા.

[સૂરએ 'બની ઈસ્રાઈલ' : ૭૦]

## ૨૯૪ વિચારોમાંથી સંવેદનોમાં પરિવર્તન

ફરમાવ્યું :

કોઈ ચીઝ ફાયદાકારક અને આરામદાયક હોવાનું મગજમાં બેસી જાય તો માણસને તેમાં જ આરામ મહેસૂસ થવા લાગે છે.

મિલમાં કામ કરનારાઓને ગરમીની સખ્ત શિકાયત છે, કે આ ગરમીમાં સખ્ત મહેનત કરવી પડે છે.

તેઓ તમન્ના કરે છે કે કોઈ રીતે તેમને આ મુસીબતથી મુક્તિ મળે.

એક–એક દિવસ તેમને પહાડ મા'લૂમ પડે છે.

અચાનક જાહેરાત થાય છે કે, હવે આ મિલના કામદારોને ઊંચું વેતન (પગાર) આપવામાં આવશે.

મજકૂર જાહેરાત બા'દ મિલ છોડી દેવાનો વિચાર કામદારોના દિલમાંથી નીકળી જાય છે. અને એમાં જ રાહત મા'લૂમ થવા લાગે છે !

એક ઈન્જેકશન મળી ગયું એટલે બધો થાક ઉતરી ગયો !

રૂપિયા તો એ જાહેરાત વખતે હાથમાં નથી આવતા પરંતુ યકીન છે કે મળી જશે. એટલે અપાર મઝા આવવા લાગે છે.

એ જ હાલત છે કે એક ખુદાઈ અવાજ, જેમાં કોઈ અમલના પરિણામ અને ઈન્આમનું એ'લાન હોય છે, તે હોસલા (ઉત્સાહ)ને બુલંદ કરી દે છે અને તે પછી તકલીફ, તકલીફ મા'લૂમ થતી નથી.

- વુઝૂમાં કયાંનું ઠંડું અને ગરમ પાણી ?
- કયાંની નિન્દ (ઊંઘ) ?
- કેવો આરામ ?

[અર્થાત્ તમામ તકલીફોને સહન કરવું આસાન થઈ જાય છે.]

## ૨૯૫ પુર્ઝહને તેની જગાથી ખસેડી લો, સમગ્ર મશીન (યંત્ર) બેકાર થઈ જશે

ફરમાવ્યું કે :

હૈદરાબાદમાં એક સાહબઝાદાને (હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિની મશહૂર કિતાબ) ગુલિસ્તાન હું પઢાવતો હતો.

તેમાં શે'ર આવ્યો :

**ચે ગમ દીવાર ઉમ્મતરા**
**કે દારદ ચૂં તૂ પશ્તીબાં,**
**ચે બાક અઝ મવજે બહરાંરા,**
**કે બાશદ નૂહ કશ્તીબાં.**

<u>ભાવાર્થ</u> :

● આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જેવા દલિતોના ઉદ્ધારક હોય, પછી ઉમ્મતને દીવાર (માર્ગના અવરોધો)ની શી ચિંતા ?
● અને હઝરત નૂહ અલયહિસ્સલામ જેવા વહાણના નાવિક હોય, પછી સાગરના મોજાંઓની શી બીક ? !



મ્યુનિસિપાલિટીના એક અધિકારી, જેમની દાઢી મૂંડેલી અને મૂંછો વધેલી હતી, અને નમાઝ–રોઝહથી જેમને કોઈ મતલબ (સંબંધ) ન હતો, તે કહેવા લાગ્યા કે :

"આ શે'ર તો મને લખી આપો, મારા કામનો છે."

જાણે જયારે તેમનાથી (આખિરતમાં) નમાઝની પૂછપરછ થશે તો આ શે'ર પઢી દેશે !

એવા જ એક બડે મિયાં નમાઝ બિલ્કુલ પઢતા ન હતા. રાતના પાછલા પહોરે (મળસ્કે) ઊઠતા હતા અને કેટલાક શે'ર પઢતા જેનો ભાવાર્થ આ હતો કે :

● કોઈને પોતાની સુકર અને મસ્તી પર નાઝ છે;
● કોઈને પોતાના અમલ અને ઈબાદત પર નાઝ છે;
● પરંતુ મારી પાસે માયૂસ (નિરાશ) દિલના સિવાય બીજું કંઈ પણ નથી.

મને આ સરકારમાં કોણ પૂછશે ? !



આ અશ્આર પઢતાં અને ખૂબ રડતાં અને પછી આખો દિવસ સૂઈ રહેતા !

મગજને દુરુસ્ત નહિ કરવાનું આ પરિણામ છે.

પુર્ઝહ પોતાની જગાથી ખસી ગયું તો સમગ્ર મશીન બેકાર.

આપણું આ દિમાગ કૂડો કચરો ભરેલી ગાડી છે.

જો (એમાંથી કચરો કાઢીને) એને કિતાબ (કુર્આન શરીફ) અને સુન્નત તેમજ દીનના ઉસૂલથી ભરવામાં નહિ આવશે તો એમાં કૂડો કચરો જ રહેશે.

## ૨૯૬ જયાં દિલ છે, ત્યાં શરીર પણ છે

ફરમાવ્યું કે :

ઘણાં લોકો એવા છે જેઓ (જાહેરી રીતે) દીની અને ઈલ્મી માહોલમાં છે પરંતુ હકીકતમાં નથી.

હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

- મસ્જિદમાં દરેક બેસનારને મસ્જિદમાં બેસનારા ન કહો અને
- બજારમાં દરેક ફરનારાને બજારોમાં ફરનારા ન સમજો.

ચૂં હર સાઅત અઝ તૂ બજાયે રૂદે દિલ;
બેહ તન્હાઈ અંદર સફાઈ નેહ બીની,
વ ગર માલો જાહ અસ્ત વ ઝરઓ તિજારત;
ચૂં દિલ બા ખુદા યસ્ત બેહ ખિલ્વત નશીની.

ભાવાર્થ :

હર ઘડી એકાંત અને એકલતામાં રહેવા છતાં દિલની સફાઈ થતી દેખાતી ન હોય

પરંતુ પૈસા અને પદ તથા ખેતી અને વેપારમાં પ્રવૃત્ત રહેવા છતાં જો દિલ ખુદાની યાદમાં મગ્ન રહેતું હોય તો એ એકાંતવાસ કરતાં બેહતર છે.

ફરમાવ્યું કે :

(મારું) દિલ એવું ચાહે છે કે (ઉપરોકત શે'રને) એક તખ્તી (બોર્ડ) ઉપર લખીને ખાનકાહમાં લટકાવી દઉં કે જેથી ઘરના બાળકો અને આવનારા–જનારા (એ બોર્ડને) જોતાં (વાંચતાં) રહે.

- જયારે (દિલમાં) ગમ હોય છે ત્યારે ઈન્સાન ખૂશીની મજલિસમાં જાય છે તો પણ ગમમાં હોય છે.
- અને જયારે ઈન્સાન ખૂશીમાં હોય છે ત્યારે જનાઝહમાં પણ જાય છે તો ખૂશ રહે છે.
- કલ્બ (દિલ)માં નેક અમલને ગ્રહણ કરવાની શકિત છે.

## ૨૯૭ દિલ જીવંત હોવાની નિશાની

કલ્બ (દિલ)ના જીવંત હોવાની નિશાની શી છે ?

- પહેલાંની ઝિંદગીથી બેરુખી (વિમુખતા) અને ઉદાસીનતા;
- અને ભવિષ્યની ઝિંદગી માટે મહેનત અને કોશિશ.

સફર તો આગળ જવાનો જ છે.
સવારીઓ (વાહનો)માં સતત વિકાસ થતો રહે છે.
પહેલાં બળદગાડાઓમાં સફર કરતા હતા.
પછી ઘોડાગાડી નીકળી.
પછી રેલગાડી આવી.
પછી હવાઈ જહાઝ (વિમાન) આવ્યા.

એનાથી મા'લૂમ થયું કે :

આ દુનિયાના સફર દલીલ કરે છે આ'લી (આખિરતના) સફર પર.

અને બતાવે છે કે :

તેઝ રફતારી (ઝડપી ગતિ)ની, સુરઅતની અને લતાફતની કોઈ હદ નથી.

અહીં સુધી કે :

તે પછી શરીરના સફરથી રૂહની પરવાઝ અને તેના પોતાના મંઝિલે મકસૂદ (લક્ષ્યસ્થાન) પર પહોંચવાના મર્હલહ પેશ આવી જાય છે.

# છવ્વીસમી મજલિસ

| | |
|---|---|
| તારીખ | : ૧૯, ઝીકઅદહ, ૧૩૮૯ હિજરીસન મુતાબિક ૨૮, જાન્યુઆરી, ૧૯૭૦ ઈસ્વીસન |
| દિવસ | : બુધવાર |
| સ્થળ | : ખાનકાહ શરીફ |



**સંપાદકની નોંધ :**

ગઈ કાલે, ૧૮ ઝીકઅદહ, ૧૩૮૯ હિજરીસન મંગળવારના દિવસે નિયમ પ્રમાણે મજલિસ થઈ હતી પરંતુ હઝરતે મોટા ભાગે :

- હૈદરાબાદમાં રહ્યા હતા ત્યારના હાલાત,
- હજના સફરના હાલાત,
- મક્કા મુઅઝ્ઝમાથી મદીનહ તય્યિબહ જનારા કાફલાઓની સફરની મુશ્કેલીઓ.
- સફરની અસલામતિ અને બદુઓ (અરબ આદિવાસીઓ)ના અત્યાચારોના બનાવો,
- મદીનહ મુનવ્વરહથી વાપસીના હાલાત,

... વગેરે સંભળાવ્યા હતા જેનો મોટો ભાગ અને જરૂરી બનાવો અને ઈર્શાદો પ્રસ્તાવના અને પરિચય લેખમાં આવી ગયા છે એટલે તેને અહીં ફરીથી લખવું જરૂરી નથી. એ મજલિસ પણ ટૂંકી હતી. આજે ૧૯, ઝીકઅદહ, ૧૩૮૯ હિજરીસન (બુધવાર)ની મજલિસનો ખુલાસો લખું છું.

## ૨૯૮ મોતની હકીકત જાણવાથી મોતની બીક જતી રહે છે

આપે પ્લેગથી બીમાર થવાની, તેની ઉગ્રતાની અને તેની કૈફિયતની વાત કરતાં ફરમાવ્યું કે :

ઈન્સાનનું અસલ (મૂળસ્થાન) અદમ (આખિરત, પરલોક) છે. એની હસ્તી (દુનિયાનું અસ્તિત્વ, જીવન) આરઝી (કાંમચલાઉ, અમૂક સમય પૂરતું, ટેમ્પરરી) છે.

[અલ્લાહ તઆલાએ કુર્આન મજીદમાં ફરમાવ્યું છે : ]

هَلْ اَتٰى عَلَى الْاِنْسَانِ حِيْنٌ مِّنَ الدَّهْرِ
لَمْ يَكُنْ شَيْئًا مَّذْكُوْرًا (سورۂ دھر، آیت:۱)

<u>ભાવાર્થ</u> :

બેશક, મનુષ્ય પર એક જમાનો, એવો સમય ગુજર્યો છે કે જેમાં તે કોઈ વર્ણનપાત્ર વસ્તુ જ ન હતો. [સૂરએ 'દહર' : ૧]

પરંતુ ઈન્સાન પોતાની અસલ (અદમ અર્થાત્ આખિરત)ની તરફ જતાં ડરે છે. શા માટે ?

- ગુનાહોની સજાનો અને યાતનાનો ખૌફ,
- નઝઅ (મરણ વખતની પીડા)નો ડર,
- દુનિયાની લિઝ્ઝતોથી જુદા થવાનો ખૌફ,
- સ્વજનોની જુદાઈનો સદમો ... વગેરે.

જો ઈન્સાન, આરિફ શીરાઝીની પંક્તિ પ્રમાણે એવું વિચારે કે

અહીં (દુનિયા)ની દરેક વસ્તુ ત્યાં (આખિરત)નું અકસ (પ્રતિબિંબ) છે.

**મા દર પ્યાલહ અકસે રુખે યાર દીદહઈમ,**
**અય બેખબર ઝ લિઝ્ઝતે શરાબે મુદામ.**

ભાવાર્થ :

દુનિયાની વસ્તુઓની લિઝ્ઝત માત્ર પ્રતિબિંબ જેવી છે.
આખિરતની અસલ લિઝ્ઝતથી લોકો બેખબર છે.

તે પછી હઝરતે પોતાનો એક લેખ વાંચી સંભળાવ્યો જે બીમારીમાંથી સારા થવા બા'દ અશકિતની હાલતમાં લખ્યો હતો. અને બડે હઝરત (વાલિદ સાહબ હઝરત પીર અબૂ અહમદ) સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર લેખ સાંભળીને ઘણો પસંદ ફરમાવ્યો હતો.

મજકૂર લેખમાં મોતનું અત્યંત આરિફાનહ સ્પષ્ટીકરણ છે અને મોત એક મહાન નેઅમત હોવાનું બયાન ખૂબ જ ઉચ્ચ કક્ષાનું, શોખપ્રેરક અને રૂહપરવર (આત્મપોષક) છે. અગાઉ એ પ્રગટ થયું નથી એટલે આ મોકા પર અહીં રજૂ કરવામાં આવે છે. [સંપાદક]

અનુવાદકની નોંધ :

મજકૂર લેખને સમજવા માટે 'હકીકતે મુમ્કિનહ' વિષે જાણવું જરૂરી છે એટલે ટૂંકમાં એની સમજૂતી અહીં આપવામાં આવે છે :

## હકીકતે મુમ્કિનહ

અલ્લાહ તઆલાના અસ્મા (પવિત્ર નામો) અને સિફતોના અનવાર, એક સ્થાને ભેગાં થયાં. ત્યાંથી 'અદમે મહઝ' (જયાં કોઈ અસ્તિત્વ નથી તેવા શૂન્યાવકાશ) તરફ પરાવર્તન પામીને, પ્રતિબિંબ

ફેંકીને તેમાં વુજૂદે મુસ્તઆર (પરાવલંબી આભાસી અસ્તિત્વ) બક્ષ્યું છે. (એ વુજૂદે મુસ્તઆરને 'હકીકતે મુમ્કિનહ' કહે છે.) દાખલા તરીકે, આયનો (અરીસો, દર્પણ) એમાં બિલ્કુલ કોઈ ચીઝ નથી હોતી. એને અદમ ખ્યાલ કરવામાં આવે અને જે વુજૂદ (અસ્તિત્વ, વસ્તુ) એ આયના સામે મૂકવામાં આવે તેને અલ્લાહ તઆલાના અસ્મા તથા સિફતોના અનવાર ખ્યાલ કરવામાં આવે અને એ (વસ્તુનું) આયનામાં જે પ્રતિબિંબ પડે તેને 'હકીકતે મુમ્કિનહ' ખ્યાલ કરવામાં આવે. પરંતુ 'હકીકતે મુમ્કિનહ'નો મામલો (એના કરતાં) કેટલોયે ઉચ્ચતર અને અકલે મઆશ (પામરબુદ્ધિ)ની સમજશક્તિથી પર છે. કારણ કે એનો સર્જનહાર સર્વશક્તિમાન બેચૂન અને બેચગૂન (અદ્વિતીય, અનન્ય, અનુપમ) છે.

['મેઅયારુસ્સુલૂક' પ્રકરણ : ૫, 'દાઈરએ વિલાયતે સુગરા', લેખક : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી રહમતુલ્લાહિ અલયહિ]

હવે હઝરત શાહ મુહમ્મદ યા'કૂબ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો મજકૂર લેખ વાચકો સમક્ષ રજૂ કરવામાં આવે છે.

## મોતથી ગભરાવાના કારણો

بسم الله الرحمن الرحيم

قُلْ اِنَّ الْمَوْتَ الَّذِىْ تَفِرُّوْنَ مِنْهُ فَاِنَّهٗ مُلٰقِيْكُمْ ثُمَّ تُرَدُّوْنَ اِلٰى عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ

(سورۂ جمعہ، آیت:۸)

**ભાવાર્થ :**

(હે પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ

ફરમાવી દો કે જે મોતથી તમે નાસો છો તે તો (એક દિવસ) જરૂર તમને આવી પકડશે જ, ફરી તમોને ગુપ્ત અને જાહેરના જાણનાર (અલ્લાહ)ની સામે લઈ જવામાં આવશો, પછી જે કંઈ તમે કાર્ય કરતા હતા તે સૌ તમને બતાવી આપશે. [સૂરએ 'જુમ્અહ' : ૮]



ઈન્સાનની અસલ (હકીકતે મુમ્કિનહ') અદમ છે. તેની હસ્ત આરઝી (હંગામી, કામચલાવ, ટેમ્પરરી) છે :

هَلْ اَتٰی عَلَی الْاِنْسَانِ حِیْنٌ مِّنَ الدَّهْرِ
لَمْ یَکُنْ شَیْئًا مَّذْکُوْرًا (سورۂ دھر، آیت:۱)

<u>ભાવાર્થ</u> :

બેશક, મનુષ્ય પર જમાનાનો એક એવો સમય ગુજર્યો છે કે જેમાં તે કોઈ વર્ણનપાત્ર વસ્તુ જ ન હતો. [સૂરએ 'દહર' : ૧]



દરેક વસ્તુ પોતાની અસલની તરફ આકર્ષાય છે; ઈન્સાનના ખિલાફ કે તે પોતાની અસલથી દૂર ભાગે છે !

**હર કસે કો દૂર માંદ અઝ અસલે ખેશ,**
**બાઝ જોયદ રોઝગારે વસ્લે ખેશ,**

<u>ભાવાર્થ</u> :

જે કોઈ પોતાની અસલ તથા હકીકતથી દૂર રહ્યો, એ એક અરસા સુધી એના માટે (અર્થાત્ પોતાની અસલથી વસ્લ, મિલન માટે) આશા અને યત્ન કરતો રહ્યો.

એને નિસ્યાન (વિસ્મૃતિ, ભૂલી જવું) કહે છે. ઈન્સાન ભૂલકણો છે એટલે પોતાની અસલને પણ ભૂલી ગયો. અસલથી ગાફિલ થઈને શાખામાં મશગૂલ થયો. (દુનિયામાં) નજર સામેની વસ્તુઓમાં આકર્ષાઈને જવહર (પોતાની અસલ)થી ગાફિલ થયો.

હવે એને યાદ અપાવવાના માટે વિશ્વનો સર્જનહાર ઈર્શાદ ફરમાવે છે કે :

તારે પોતાની અસલના તરફ પાછા ફરવું જરૂરી છે ભલે તું એનાથી ભાગવા ચાહે છે પરંતુ તે (મોત) (અવશ્ય) મળનારી ચીઝ છે.



સવાલ :

- ☐ મોતથી ઈન્સાન કેમ ભાગે છે ?
- ☐ શું એટલા માટે ભાગે છે કે મોત પોતાના સગાં–સ્નેહીઓથી અલગ કરે છે ?
- ☐ શું એટલા માટે ભાગે છે કે મોત દુનિયાની લિઝ્ઝતોને નષ્ટ કરનારી ચીઝ છે ?
- ☐ શું એટલા માટે ભાગે છે કે ગુનાહોની સઝાનો ખોફ લાગે છે ?
- ☐ શું એટલા માટે ભાગે છે કે તેને રૂહ નીકળવાની સખ્તી અને પીડા તથા યાતનાનો ડર લાગે છે ?

જવાબ :

અગર ઈન્સાન આ ઉસૂલ (સિદ્ધાંત, નિયમ) પર પણ કાયમ રહે તો મોતથી ન ભાગે બલ્કે તેની રગબત (તલબ) કરે કે :

જયારે દોસ્તો અને સગાં–સ્નેહીઓથી મુહબ્બત છે અને તેમની જુદાઈ મુશ્કેલ છે તો જેમને તે મિષાલ અને નમૂના તરીકે જોતો રહે છે; હકીકતમાં તેમની હમદર્દી, સહાનુભૂતિ અને દોસ્તી પ્રતિબિંબ છે કોઈ

(અસલ) હમદર્દી અને દોસ્તીનું.

- મોત તે અસલની સાથે મેળવનારી ચીઝ છે.
- એટલે અસલને છોડીને તેના પ્રતિબિંબ અને પડછાયા તરફ આકર્ષિત થવું બુદ્ધિવાન, સમજદાર માણસનું કામ નથી.

**મા દર પ્યાલહ અક્સે રુખે યાર દીદહ અમ,**
**અય બે ખબર ઝ લિઝ્ઝતે શરાબે મુદામે મા,**

<u>ભાવાર્થ</u> :

દુનિયારૂપી પ્યાલામાં માત્ર મિત્રના મુખનું પ્રતિબિંબ દેખાય છે. હે બેખર ! મિત્રના અસલ મુખનું દર્શન (દીદાર) કરવાની લિઝ્ઝત હાસિલ કરવાની કોશિશ કર.



દુનિયામાં દરેક લિઝ્ઝત મિષાલ, નમૂના તરીકે છે. બલ્કે દુનિયા ખૂદ મિષાલ છે; એની અસલ અદમે મહઝ છે. અહીં (દુનિયા)ની વસ્તુઓ ત્યાં (આખિરત)ની વસ્તુઓની યાદ અપાવે છે.

[અલ્લાહ તઆલા ફરમાવે છે : ]

فِيْهِمَا فَاكِهَةٌ وَّ نَخْلٌ وَّرُمَّانٌ (سورۂ رحمٰن، آیت:۶۸)

<u>ભાવાર્થ</u> :

(જન્નતના) તે બન્ને બગીચાઓમાં મેવા અને ખજૂર તથા દાડમ હશે. [સૂરએ 'રહમાન' : ૬૮]



આ દુનિયાની રૂપાળી, સુંદર સ્ત્રીઓ (આખિરત)ની (હૂરો)

તરફ સંકેત કરે છે :

وَحُوْرٌ عِيْنٌ ط كَاَمْثَالِ اللُّؤْلُوءِ الْمَكْنُوْنِ
(سورۂ واقعہ، آیت: ۲۲،۲۳)

**ભાવાર્થ :**

તેમજ (જન્નતમાં) મોટી મોટી આંખોવાળી હૂરો (સુંદરીઓ) પણ હશે જાણે કે (તેણીઓ) છુપાવી રાખેલાં મોતી છે !

[સૂરએ 'વાકિઅહ' : ૨૨, ૨૩]



ગરઝ દરેક નેક અને બદ પેલા આ'લમ (આખિરત)નો આ જહાન (દુનિયા)માં નમૂનો છે. જયારે આપણને :

- સારું ખાવાનું પસંદ છે,
- સુંદર લિબાસ પસંદ છે,
- સુંદર દેખાવ પસંદ છે,

તો શા માટે એ તમામની અસલથી ગાફિલ રહીને પ્રતિબિંબ અને શાખાની તરફ મુખ કરતા રહીએ ?

હવે મોતની તકલીફનો ખોફ અને ગુનાહોની સઝાનો ડર એ ખૂદ આપણી પોતાની પેદા કરેલી મુસીબત છે. એનો ઈલાજ આ છે કે :

- ગુનાહો બદલ પસ્તાવાના આંસૂઓ વહાવવામાં આવે.
- ઈસ્તિગ્ફાર (તૌબહ અને માફી માંગવાની) વિપુલતા અને પુષ્કળતા કરવામાં આવે.
- હવે પછી ગુનાહોથી દૂર રહેવાનો સંકલ્પ કરવામાં આવે.
- સય્યિદુસ્સકલય્ન (બન્ને જહાનના સરદાર) અલયહિ

અફઝલુસ્સલાતની મુહબ્બતનું પ્રમાણ (પોતાના દિલમાં) ખૂબ વધારવામાં આવે.

જો ઈન્સાન ઉપર દર્શાવેલા કામો માટે કટીબદ્ધ થઈ જશે તો તેને પોતાની અસલની તરફ આકર્ષણ થશે અને તેને જાણ થશે કે 'મોત' ઈન્સાનના અસ્તિત્વના અહેસાસના માટે અકસીરે આ'ઝમથી કમ નથી.

**મૌત જસ્રે મૂસીલ આમદ સૂએ યાર,**
**મર્ગરા આમાદહ બાશ અય હોશિયાર,**

**ઈં ચેહ ખૂશ બાશદ કે સૂએ શહ રવમ,**
**વાસિલે દરગાહે આં બેચૂં શવમ,**

**વકત આમદ કઝ જહાંને બેકસી,**
**પાએ કૂચાં સૂએ બામે ઊ રસી,**

<u>ભાવાર્થ</u> :

- મૌત દોસ્ત (અલ્લાહ)ના સાથે મેળવનારો પુલ છે.
- માટે હે હોશિયાર માણસ ! મૌતનું સ્વાગત કર.
- એ કેટલો ખૂશીનો પ્રસંગ છે કે બાદશાહના તરફ (મૌત) આપણને લઈ જાય છે.
- અને એ બેચૂન (અનન્ય, અદ્વિતીય, અનુપમ) (અલ્લાહ)ના દરબારમાં લઈ જઈને તેનાથી મુલાકાત કરાવે છે.
- (મૌત એ બીજું કંઈ નથી) પરંતુ આ લાચારીની દુનિયામાંથી છૂટકારો મેળવીને (જન્નતના અનંત, અવિનાશી) મહેલ તરફ કૂચ કરવાનો સમય છે.

○

જયાં સુધી આપણી નઝરોથી વસ્તુઓની હકીકત (હકીકતે મુમ્કિનહ) ગુપ્ત, છુપાયેલી છે ત્યાં સુધી આપણે દરેક વસ્તુને બાતિલ (વ્યર્થ) માનીને આપણે આપણી અંતરની આંખોની જોવાની શકિતને વેડફી રહ્યા છીએ. જયારે અલ્લાહનો ફઝલ આપણી સાથે શામિલ થાય છે ત્યારે દુનિયા ઈલ્મના સ્વરૂપમાં જાહેર થાય છે (દુનિયાની હકીકત સમજમાં આવે છે) અને દરેક વસ્તુ કરતાં બહેતર સબક હાસિલ થાય છે.

**બર્ગે દરખ્તાને સબ્ઝ,**
**દર નઝરે હોશિયાર,**
**હર વરકે દફતરીસ્ત,**
**અઝ મઅરિફતે કિર્દિગાર,**

ભાવાર્થ :

હોશિયાર, સમજદાર માણસની નઝરમાં ઝાડનું દરેક પાંદડું અલ્લાહ તઆલાની મઅરિફત (ઓળખ, પરિચય)નું એક દફતર છે.



એક જ વસ્તુને અસંખ્ય લોકો જુએ છે. જોનાર દરેક વ્યકિત પોતાની કેફિયત પ્રમાણે સમજીને નવી રીતનો ઝૌક હાસિલ કરે છે :

**અય રશ્કે બહાર દર હવાએ કૂયત,**
**હરસૂ રફતીમ હમા ગુઝશ્તીમ સૂયત;**
**અઝ હર ગુલે ઈં બાગ બેહ ચંદીં સૂરત,**
**દીદીમ રૂએ તૂ શમીદીમ બૂયત,**

ભાવાર્થ :

હે વસંત ઋતુ માટે પણ ઈર્ષા પાત્ર !

તારી શેરીની હવામાં ચોતરફ ફર્યા છીએ,
આ બગીચાના પ્રત્યેક પુષ્પમાં વિવિધ રીતે
તારા મુખના દર્શન કર્યા છે અને તારી સુગંધને સૂંઘી છે.



ગભરાવાની અને વ્યાકુળ થવાની ચીઝ તો ગુનાહો છે. આપણે એમાં હળીભળી જઈને એવી ચીઝની અવગણના કરીએ છીએ જે :

- અવશ્ય આપણને મળનારી છે.
- આપણને દુનિયાની મુસીબતોમાંથી છોડાવનારી છે.
- આપણી ઊંચી અપેક્ષાઓની પ્રાપ્તિ સુધી પહોંચાડનારી છે.
- આપણને તે રફીકે આ'લા (પરમમિત્ર અર્થાત્ અલ્લાહ)થી મેળવનારી છે જે દરેક મુસીબતમાં આપણો શરીક અને સહાયક રહ્યો છે અને રહેશે.

એવા દોસ્તથી કોણ ભાગશે જે :

- દરેક પ્રકારની મદદનો અધિકાર ધરાવે છે અને
- દરેક રીતે આપણી ભલાઈ માટે તૈયાર છે !

اِنَّ اللّٰهَ بِالنَّاسِ لَرَءُوْفٌ رَّحِيْمٌ (سورۂ حج، آیت:۶۵)

<u>ભાવાર્થ</u> :

બેશક, અલ્લાહ લોકો પર અતિ માયાળુ (અને) મહાદયાળુ છે.
[સૂરએ 'હજ' : ૬૫]



ધિક્કાર છે ! સેંકડો ધિક્કાર છે !

- જેની દોસ્તી જરૂરી, અનિવાર્ય હતી તેનાથી ભાગે અને
- જેની સંગત નુકસાનકારક છે તેની નજીક જઈએ છીએ ! અને
- પોતાને અક્કલવાન કહેવડાવીએ છીએ !
- અક્કલવાનનું કામ તો ખૂદ આ વાતોને સમજવાનું છે પરંતુ વાકિફ કરવા અને ડરાવવા છતાં દુશ્મનોની ખાતિર દોસ્તોથી દૂર છે !

اَلَمْ اَعْهَدْ اِلَيْكُمْ يٰبَنِىْٓ اٰدَمَ اَنْ لَّا تَعْبُدُوا الشَّيْطٰنَ ۚ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ۙ وَّاَنِ اعْبُدُوْنِىْ ۚ هٰذَا صِرَاطٌ مُّسْتَقِيْمٌ

(سورۂ یٰس، آیت: ۶۰، ۶۱)



<u>ભાવાર્થ</u> :

હે આદમના વંશજો !

શું મેં તમને તા'કીદ કરી ન હતી કે તમે શયતાનની પૂજા કરશો નહિ ? તે તમારો ખુલ્લો દુશ્મન છે. અને (એ પણ તમને તા'કીદ કરી ન હતી ? ) કે :

(તમે) મારી જ બંદગી કરશો; એ જ સીધો માર્ગ છે.

[સૂરએ 'યા–સીન', આયત નં. : ૬૦, ૬૧]



**ચકેરા કે દાની કે ખસ્મે તૂ ઊસ્ત,**
**નેહ અઝ અકલ બાશદ ગિરફતન બદોસ્ત.**

<u>ભાવાર્થ</u> :

જયારે તું જાણે છે કે ફલાણી વ્યકિત તારી દુશ્મન છે તો તેની સાથે દોસ્તી કરવી અક્કલની વાત નથી.



આ જરૂરી અને યકીની વાત છે કે એક દિવસ લિઝ્ઝતોને નષ્ટ કરનાર (મૌત) અલ્લાહે તને આપેલી ઝિંદગીરૂપી અમાનતને એક નક્કી થયેલા સમયે લઈ જશે.

لَا يَسْتَأْخِرُوْنَ سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ (سورۂ نحل،آیت:۶۱)

<u>ભાવાર્થ</u> :

(મોત) આવી પહોંચશે ત્યારે તેનાથી એક ઘડી ન પાછળ ખસી શકશે અને ન આગળ વધી શકશે. [સૂરએ 'નહલ', આયત નં. : ૬૫]



તો એ બહેતર છે કે મોત આવે તે પહેલાં મોતની તૈયારી કરી લેવામાં આવે.

**ઈં જાન આરિયત કે બેહ હાફિઝ સુપુર્દ દોસ્ત,**
**રોઝે રુખશ બેહ બીનમ વ તસ્લીમ વે કુનમ,**

<u>ભાવાર્થ</u> :

આ જિંદગી અલ્લાહે આપેલી અમાનત છે. (એ અમાનતને યોગ્ય રીતે સાચવીને પરત કરવી જોઈએ) કે જેથી આખિરતમાં તેની મુલાકાત અને દીદાર આનંદથી થઈ શકે.



يَآيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ج ارْجِعِىْٓ اِلٰى رَبِّكِ رَاضِيَةً مَّرْضِيَّةً (سورۂ فجر،آیت:۲۷،۲۸)

<u>ભાવાર્થ</u> :

(ત્યાં આખિરતમાં કહેવામાં આવશે કે : )

હે શાંતિ પામનાર આત્મા !
તું પોતાના પરવરદિગાર તરફ પાછો ફર,
કે તું તેનાથી રાજી (અને)
તે તારાથી રાજી છે.

[સૂરએ 'ફજર', આયત નં. : ૨૭, ૨૮]



**ચૂ બેશક નેસ્ત અસ્ત બર સરે હલાક,**
**બ દસ્તે દિલ આરામ ખૂશ્તર હલાક.**

ભાવાર્થ :

જ્યારે હલાક થવા (અર્થાત્ મોત) સિવાય છૂટકો નથી તો પછી દિલને આરામ અને શાંતિ આપનાર (અલ્લાહ)ની રાહમાં મરણ પામવું કેવું આનંદજનક છે.



અત્યંત આનંદનો દિવસ છે તે નેક, હલાલ અને હકને ઓળખનારના માટે કે જ્યારે તેનો માલિક, જાન ફિદા કરવાનો હુકમ આપે.

**બેહ રોઝે બેહ બેચારગી જાં દેહી,**
**પસ આં બેહ કે દર પાયે જાન દેહી.**

ભાવાર્થ :

મોતના લાચારીના દિવસે,
જાન આપનારના ચરણોમાં જાન આપવું બેહતર છે.

[અર્થાત :

નિકલ જાયે દમ તેરે કદમોંકે નીચે,
યેહી દિલકી હસરત, યેહી આરઝૂ હે.]

જે માણસ આ દુનિયામાં અલ્લાહ તઆલાની સાથે સંબંધ સાંધે છે તેના માંટે દુનિયાથી વિદાય થવું મુશ્કેલ નથી. બલ્કે તેની તો આ હાલત હોય છે :

હમા આહૂવાને સહરા,
સરે ખૂદ નિહાદા બર કફ;
બેહ ઉમ્મીદે આં કે રોઝે,
બેહ શિકાર ખ્વાહી આમદ,

ભાવાર્થ :

જંગલના સર્વ હરણો મૂંડી નીચે નમાવીને આ આશાએ ઈન્તિઝાર કરે છે કે એક દિવસ (પ્રિયજન) શિકાર માટે જરૂર આવશે.

લાખો જિંદગીઓ કુર્બાન એવી મોત પર જે દોસ્તની (અલ્લાહની) રાહમાં, તેને રાઝી રાખવાની આશાએ અર્પણ કરવામાં આવે (અર્થાત્ અલ્લાહની રાહમાં શહીદ થઈ જાય.)

મકુન ગિર્યહ બેહ ગોરે,
મકતૂલ દોસ્ત;
બરૂ ખર્રમી કુન કે,
મકબૂલે ઊસ્ત,

ભાવાર્થ :

શહીદ થયેલા દોસ્તની કબર પર રુદન ન કર !

બલ્કે ખૂશ થા કે તે અલ્લાહને ત્યાં મકબૂલ થઈ ગયો.



કોઈ હુકમ માત્ર વાતો અને દા'વાઓ કરવાથી પૂર્ણ થતો નથી જયાં સુધી સરે નિયાઝ, આસ્તાનએ બેનિયાઝી પર મૂકવામાં નહિ આવે. માત્ર વચન અને કામ કુબૂલિય્યતના કાબિલ નથી.

**બુઝુર્ગી બ નામૂસ વ ગુફ્તાર નીસ્ત,**
**બુલંદી બ દઅવા વ પિન્દાર નીસ્ત;**
**કયામત કે બીની અંદર બિહિશ્ત,**
**કે મઅની તલબ કર્દ વ દઅવા બિહિશ્ત,**

ભાવાર્થ :

માત્ર પ્રતિષ્ઠા અને મોટી મોટી વાતોથી બુઝુર્ગી મળતી નથી.
માત્ર દા'વો કરવાથી અને ગર્વથી બુલંદી મળતી નથી.
માત્ર જન્નતનો દા'વો કરવાથી જન્નત મળતી નથી.
જન્નત મેળવવા માટે એના લાયક બનવું જરૂરી છે.



તમામ બાબતોનો આધાર ઈસ્લામના જવહર (મૂળ તત્ત્વ) ઉપર છે. એ મજબૂત અને યોગ્ય થાય, તો તમામ મુશ્કેલીઓ કામિલ અને મુકમ્મલ થઈ જાય છે.

إِنَّ اللّٰهَ اشْتَرٰى مِنَ الْمُؤْمِنِيْنَ أَنْفُسَهُمْ وَأَمْوَالَهُمْ
بِأَنَّ لَهُمُ الْجَنَّةَ ط (سورۂ توبہ، آیت:۱۱۱)

ભાવાર્થ :

બેશક, અલ્લાહે મુસલમાનોથી તેમની જાનો તથા માલને ખરીદી લીધા આ વાતના બદલામાં કે તેમના માટે જન્નત છે.

[સૂરએ 'તવબહ' આયત : ૧૧૧]



- ઈસ્લામના દા'વાની સાથે જ આપણાં જાન અને માલ અલ્લાહ તઆલાના થઈ ગયા. આપણને કોઈ રીતે પણ (આપણી મનમાની રીતે) એનો તસર્રુફ (ઉપયોગ) કરવાનો અધિકાર નથી.
- વેચેલી વસ્તુમાં વેચનારનો કોઈ અધિકાર બાકી નથી રહેતો.
- શાહી બાગના ફળો, બાગબાન પ્રથમ શાહને અર્પણ કરવા માટે લઈ જાય છે ત્યારે તેના બદલામાં ઈનામ મેળવે છે.
- ખુદાવંદ કરીમે (અર્પણ કરેલાં) જાન અને માલ તેને જ સમર્પિત કરવામાં આવે તો એ આપણી કમાલે હયાત (જીવન સિદ્ધિ) અને તરક્કી અને મુરાદોની ઈન્તિહા (ચરમ સીમા) છે.

ખુદાવંદ તઆલા અકલે સલીમ (સદ્ બુદ્ધિ) અતા ફરમાવે. જે આ'માલ કાબિલે અમલ છે, શ્વાસોચ્છ્વાસના ચાલુ હોવા સુધી તેમાં ઈખ્તિયાર બાકી છે. તે પછી (મૃત્યુ પછી) અફસોસ કરવા સિવાય બીજો કોઈ ઉપાય અને સહાયક નથી.

કુનૂં બાયદ ઈં મુર્ગરા પાયે બસ્ત,
નેહ વકતી કે સરે રિસ્તા બુર્દત ઝ દસ્ત,

ભાવાર્થ :

આ જીવનરૂપી પક્ષીના પગોને બાંધવાની જરૂર છે (અર્થાત્ જીવનના દરેક કામમાં શરીઅતનું બંધન–પાબંદી જરૂરી છે.)

પક્ષી હાથમાંથી છટકીને ઊડી જાય (મોત આવી જાય) પછી

અફસોસ કરવા સિવાય કંઈ મળશે નહિ.



وَالْعَصْرِ ۙ اِنَّ الْاِنْسَانَ لَفِیْ خُسْرٍ ۙ
اِلَّا الَّذِیْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَتَوَاصَوْا بِالْحَقِّ ۙ
وَتَوَاصَوْا بِالصَّبْرِ ؏ (سورۂ عصر، آیت: ۱،۲،۳)

ભાવાર્થ :

ઝમાનાના સોગંદ છે.

બેશક, ઈન્સાન (પોતાના દુન્યવી જીવનના સમયને) નકામો પસાર કરવાના કારણે ઘણાં નુકસાનમાં છે.

પરંતુ જે લોકો :

- ઈમાન લાવ્યા, અને
- સારા કામો કર્યા, તેમજ
- એક બીજાને સત્ય (એટલે દીનની વાતો પર કાયમ રહેવા)ની તા'કીદ કરતા રહ્યા, તેમજ
- માંહોમાંહે ધીરજની તા'કીદ કરતા રહ્યા, (તેઓ નુકસાનમાં નથી)

[સૂરએ 'અસ્ર' આયત : ૧, ૨, ૩]



اَللّٰهُمَّ ارْحَمْ بِجَاهِ نَبِیِّکَ الْکَرِیْمِ عَلَیْهِ
اَفْضَلُ الصَّلَوَاتِ وَالتَّکْرِیْمِ

[હઝરતનો મોત વિષેનો લેખ સમાપ્ત]

# ૨૯૯ બંદા અને તા'બેદાર બનીને કુદરતી તકાઝાઓને પૂરા કરવા (અલ્લાહની) નઝદીકીનો બેહતરીન ઝરીઓ છે

ફરમાવ્યું :

પરમ દિવસે મેં નિકાહ અને ભોજન તથા ભોજનની હકીકત બયાન કરી હતી તેનો ખુલાસો આ છે કે જો બંદો :

- આ બધાં કુદરતી તકાઝાઓને બંદો અને અલ્લાહ તઆલાનો તા'બેદાર બનીને કરે;
- અને તેના આખિરતના ફાયદાઓ તથા શરઈ ફઝાઈલ સામે હોય,

તો તે ખાલિસ (શુદ્ધ) ઈબાદત અને અલ્લાહની નઝદીકીનો બહેતરીન ઝરીઓ છે; અને તેમાં નફસનો કોઈ હિસ્સો અને ખ્વાહિશ તથા લિઝ્ઝત મેળવવાને કોઈ દખલ નથી.

નમૂના તરીકે એક હિકાયત બયાન ફરમાવી કે :

એક બુઝુર્ગ નદી કિનારે રહેતા હતા.

બીજા બુઝુર્ગ બીજા કિનારે રહેતા હતા.

એક બુઝુર્ગ જેમને પત્ની અને બાળકો પણ હતા તેમણે પોતાની પત્નીને કહ્યું કે :

"ભોજનનો એક થાળ લઈને નદીના સામે કિનારે જે બુઝુર્ગ રહે છે તેમની પાસે જાઓ અને તેમને ભોજન જમાડીને પાછા આવો!"

પત્નીએ કહ્યું કે :

"નદી ઊંડી છે. હું કેવી રીતે નદીને પાર કરીને સામે કિનારે જઈ શકું ?"

બુઝુર્ગે ફરમાવ્યું :

"જ્યારે નદીમાં પગ મૂકે ત્યારે મારું નામ લઈને કહેજો કે :

જો મારા અને મારા પતિના દરમિયાન તે સંબંધ થયો હોય જે પતિ–પત્ની વચ્ચે થાય છે તો મને ડૂબાવી દે નહિતર મને પાર કરી દે."

તેણીએ નદી કિનારે જઈને એ જ પ્રમાણે કહ્યું :

એ પ્રમાણે કહેતાંની સાથે જ તત્કાળ પાણીની સપાટી નીચે ઉતરી ગઈ ! અને ઘૂંટી સુધીના પાણીમાં ચાલીને તેણી નદી પાર કરી ગઈ !

તેણીએ ભોજનનો થાળ પેલા બીજા બુઝુર્ગ સામે પેશ કર્યો. તેમણે એકલાએ બધું ભોજન ખાય લીધું.

પાછા ફરવાનો સમય થયો ત્યારે એ સ્ત્રીને ચિંતા થઈ કે આવતી વખતે કહેવાનો વઝીફો તો મને ખબર હતો, હવે જતી વખતે શું કહું ? !

પેલા બુઝુર્ગે તેણીને ચિંતા કરતી જોઈને કારણ પૂછયું.

તેણીએ કહ્યું કે :

"હું નદીને કેવી રીતે પાર કરું ?"

બુઝુર્ગે પૂછયું કે :

"આવતી વખતે નદી કેવી રીતે પાર કરી હતી ?"

તેણીએ કહ્યું કે :

મારા પતિએ મને નદી કિનારે ઊભા રહીને આ પ્રમાણે કહેવાની સૂચના આપી હતી.

પેલા બુઝુર્ગે ફરમાવ્યું કે :

"હવે નદી કિનારે જઈને મારું નામ લઈને કહેજો કે :

એમણે એક લુકમો પણ ખાધો હોય તો મને ડૂબાવી દે, નહિતર મને પાર કરી દે !"

તેણીએ નદી કિનારે જઈને એ પ્રમાણે કહ્યું તો પાર થઈ ગઈ !

હવે તેણીએ પોતાના પતિથી પૂછયું કે :

"આપ બાળકોવાળા હોવા છતાં ખિલાફે વાકિઅહ (હકીકતના ખિલાફ) વાત કેમ કહી ?
અને પેલા બુઝુર્ગે મારી નજર સામે પૂરું ભોજન ખાધું હોવા છતાં એક લુકમો પણ ખાવાથી ઈન્કાર કેમ કર્યો ? !"

તો પેલા બુઝુર્ગે જવાબ આપ્યો કે :

- મેં (તારી સાથે પતિ તરીકે) જે કંઈ કર્યું તે અલ્લાહ તઆલાના હુકમથી કર્યું; મારા નફસની ખ્વાહિશથી નથી કર્યું;
- પેલા બુઝુર્ગે જે (ભોજન) કર્યું તે અલ્લાહ તઆલાના હુકમથી કર્યું. નફસનો એમાં કોઈ હિસ્સો ન હતો;
- દુનિયા જે કંઈ કરે છે અને જેનો રિવાજ છે તે નફસના તકાઝાને પૂરો કરવાનો (ઈરાદો અને નિય્યત) હોય છે. અમ્રે ઈલાહી (અલ્લાહ તઆલાનો હુકમ) લોકોની નઝર સમક્ષ નથી હોતો.
- એટલે દુનિયા જેને દાંમ્પત્ય સંબંધ અને પેટ ભરવું અને ખાવું–પીવું સમજે છે; તેવું આચરણ અમારા બન્નેમાંથી કોઈએ પણ કર્યું નથી."

## 300 ગભરામણ અને ચિંતા કરાવનારી વસ્તુ ગુનાહ છે; મોત તો (અલ્લાહ તઆલાથી) મળવાનો એક ઝરીઓ છે

ફરમાવ્યું કે :

- અહીં (દુનિયા)ના ફળો ત્યાં (જન્નત)ના ફળોની યાદ અપાવે છે !
- અહીંનું હુસ્ન અને જમાલ (સુંદરતા અને રૂપ) ત્યાં (જન્નત)ના હુસ્ન અને જમાલનું એક આછું પ્રતિબિંબ છે.
- આપણે ધોકામાં છીએ.
- આપણે (માત્ર) દુનિયાને જોઈ છે.
- તેમણે (અલ્લાહ તઆલાના નેક બંદાઓએ) ખાલિકે દુનિયા (સૃષ્ટિના સર્જનહાર)ને જોયા છે.
- ગભરામણ અને ચિંતા કરાવનારી ચીઝ ગુનાહ છે; મોત તો (અલ્લાહ તઆલાથી) મળવાનો એક ઝરીઓ છે.

હાફિઝ (શીરાઝી)એ કેવું સરસ ફરમાવ્યું છે :

**ઈં જાન આરિયત કે બેહ હાફિઝ સુપુર્દ દોસ્ત,**
**રોઝે રુખશ બેહ બીનમ તસ્લીમે વે કુનમ,**

ભાવાર્થ :

હાફિઝનો આ જાન (જીવ) તેના દોસ્ત (અલ્લાહ તઆલા)એ આપેલી અમાનત છે. તે જયારે માંગે ત્યારે પરત કરીને આનંદથી તેના મુખના દર્શન કરીશ.



એ જ હકીકતને અલ્લાહ તઆલાએ આ રીતે ફરમાવી છે :

يٰٓاَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ۚ ارْجِعِىٓ اِلٰى رَبِّكِ رَاضِيَةً مَّرْضِيَّةً ۚ فَادْخُلِىْ فِىْ عِبٰدِىْ ۙ وَادْخُلِىْ جَنَّتِىْ ۚ

(سورۂ فجر، آیت: ۲۷ تا ۳۰)

<u>ભાવાર્થ</u> :

(ત્યાં આખિરતમાં કહેવામાં આવશે કે : )

હે શાંતિ પામનાર આત્મા !

તું પોતાના પરવરદિગાર તરફ પાછો ફર,

કે તું તેનાથી રાજી (અને) તે (અલ્લાહ) તારાથી રાજી (છે.)

અને (ત્યાં આવીને) પછી તું મારા (ખાસ) બંદાઓમાં શામિલ થઈ જા.

અને મારી જન્નતમાં દાખલ થઈ જા !

[સૂરએ 'ફજર', આયત નં. : ૨૭ થી ૩૦]



ખરેખર (મોત) ઘણા આનંદનો દિવસ છે.

જયારે માલિક (પોતાના) સિપાહીઓ (સૈનિકો)ને બોલાવે અને તેઓ લડાઈથી મુખ ફેરવે, તો સિપાહીઓના બદલે તબલચીઓમાં તેઓનું નામ હોવું જોઈએ.

હું હૈદરાબાદમાં હતો. ત્યારે ટ્રાન્સવાલ (આફ્રિકા)માં એક લશ્કરી ટુકડી મોકલવામાં આવી રહી હતી. લશ્કરી બેન્ડ એવી ધૂન વગાડી રહ્યું હતું કે જંગના મેદાનમાં કૂદી પડવાનું મન થતું હતું ! સિપાહીઓ જોશમાં આવીને પગ પછાડતા હતા.

જે પેલા જગત (આખિરત)ની સાથે ઐકયતા પેદા કરી લે છે તે

ખૂશીથી બેગાનાઓને છોડીને યગાનાઓ (પોતાના સ્વજનો)માં જઈને ભળી જવા ચાહે છે.

اِنَّ اللّٰهَ اشۡتَرٰی مِنَ الۡمُؤۡمِنِیۡنَ اَنۡفُسَهُمۡ وَاَمۡوَالَهُمۡ
بِاَنَّ لَهُمُ الۡجَنَّةَ ؕ (سورۂ توبہ، آیت:۱۱۱)

<u>ભાવાર્થ</u> :

બેશક, અલ્લાહે મુસલમાનોથી તેમની જાનો તથા માલને ખરીદી લીધા આ વાતના બદલામાં કે તેમના માટે જન્નત છે.

[સૂરએ 'તવબહ' આયત : ૧૧૧]



બલ્કે હથેળીમાં માથું મૂકીને શિકારીના (મોતના) ઈન્તિઝારમાં ઊભો રહે છે કે તે (મોત) આવે અને સરફરાઝ કરે.

**હમા આહૂવાને સહરા,**
**સરે ખૂદ નિહાદા બર કફ,**
**બેહ ઉમ્મીદે આંકે રોઝે,**
**બેહ શિકાર ખ્વાહી આમદ,**

<u>ભાવાર્થ</u> :

જંગલના સર્વ હરણો મૂંડી નીચે નમાવીને આ આશાએ ઈન્તિઝારમાં ઊભા છે કે એક દિવસ (પ્રિયજન) શિકાર માટે જરૂર આવશે.

## ૩૦૧ તમામ ઉચ્ચ મર્તબાઓ ઈસ્લામની મજબૂતી અને પુખ્તગીનો નતીજો છે

ફરમાવ્યું કે :

તમામ કામોનો દારોમદાર (આધાર) ઈસ્લામ પર છે. તસવ્વુફ, મઅરિફત, હકીકત, વિલાયત તમામ ઈસ્લામના બચ્ચા છે.

જયારે ઈસ્લામ પુખ્ત, મજબૂત થશે તો :

- 'વિલાયતે સુગરા' (નાની વિલાયત)
- 'વિલાયતે કુબરા' (મોટી વિલાયત)
- કુબૂલિય્યત ... વગેરે

આપો આપ પોતાના સમય પર થઈ જશે.



**અનુવાદકની નોંધ :**

ઉપરની બાબતોની વિસ્તૃત સમજૂતી માટે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ લિખિત કિતાબ 'મેઅયારુસ્સુલૂક' વાંચો.

**[નોંધ સમાપ્ત]**

લખનવના એક દોસ્તે લખ્યું કે :

"આજકાલ હું ફલાણો મુરાકબહ કરું છું."

મેં તેમને લખ્યું કે :

"ઈસ્લામનો મુરાકબહ કરો. જયારે ખુદાએ (આપણાં) જાન અને માલ ખરીદી લીધાં છે તો હવે આપણને (આપણી ઈચ્છા પ્રમાણે) વાપરવાનો હક નથી."

إِنَّ اللّٰهَ اشْتَرٰى مِنَ الْمُؤْمِنِيْنَ اَنْفُسَهُمْ وَاَمْوَالَهُمْ
بِاَنَّ لَهُمُ الْجَنَّةَ ط (سورۂ توبہ، آیت: ۱۱۱)

ભાવાર્થ :

બેશક, અલ્લાહે મુસલમાનોથી તેમની જાનો તથા માલને ખરીદી લીધા આ વાતના બદલામાં કે તેમના માટે જન્નત છે.

[સૂરએ 'તવબહ' આયત : ૧૧૧]

## ૩૦૨ પોતે જ માલિક, પોતે જ ખરીદાર !

ફરમાવ્યું કે :

અલ્લાહ તઆલાની અજબ બંદાનવાઝી છે. જે ચીઝો તેની જ (અલ્લાહની જ) માલિકીની છે (અર્થાત્ જાન અને માલ) તેને જ (અલ્લાહ તઆલા) ખરીદી રહ્યા છે ! અને વળી તેના પર ઈનામ પણ આપી રહ્યા છે !

શાહી બાગનો માલી ફળ અને ફૂલ થાળમાં સજાવીને બાદશાહની સામે પેશ કરે છે. એ સર્વ ફળ, ફૂલ તેના જ (બાદશાહના જ) બાગના છે. અને માલીને પગાર પણ બાદશાહની તીજોરીમાંથી જ આપવામાં આવે છે પરંતુ છતાં માલીને ઈન્આમથી નવાઝવામાં આવે છે !

## ૩૦૩ દુનિયાના તલબગાર પણ મજઝૂબ (દીવાના) હોય છે

ફરમાવ્યું કે :

ઈન્સાન દુનિયાને હાસિલ કરવામાં પણ સ્વભાવે મજઝૂબ (દીવાના, પાગલ, ઘેલા) હોય છે. જો એવું ન હોત તો દુનિયા હાસિલ કરવાના માટે આવી આવી મુસીબતો નહિ ઉઠાવતે !

હકીમ સુલતાન મહમૂદ સાહબના યુવાન સાહબઝાદહ બીમાર હતા. બીમારી ગંભીર હતી. હું તેની સારવાર કરતો હતો. રોગનો ઉગ્ર હુમલો થતો હતો. આખરે અલ્લાહે તંદુરસ્તી આપી.

હજુ સારો થયો જ હતો કે અંગ્રેજીની પરીક્ષાની તૈયારી શરૂ કરી દીધી !

મેં કહ્યું કે :

"અત્યારે જ બીમારીમાંથી સારા થયા છો. બીમારી ગંભીર છે. મહેનત અને શ્રમ કરવાથી બીમારીનો ઉથલો મારવાની શકયતા છે."

હકીમ સુલતાન મહમૂદ સાહબે ફરમાવ્યું કે, પુત્ર માનતો નથી.

અસલ વાત એ હતી કે દુનિયાનો નફો અને ફાયદો સામે હતો. પરીક્ષા આપી અને બીમારીનો હુમલો થયો અને મૃત્યુ પામ્યો.

શું આ પાગલપણાની નિશાની નથી ?

એક મોટા પદાધિકારી માણસ મોતી મસ્જિદમાં આવ્યા. લોકો મઝા લઈ લઈને બયાન કરે છે કે :

- તેમની પાસે કઈ કઈ સત્તા છે,
- તેમનો દેખાવ આવો છે,
- તેમનો લિબાસ આવો છે,

ઘણી બારીક બારીક વાતો અને નાની નાની પેટા વાતો પણ લોકોને યાદ રહે છે !

એ શું છે ?

એ દુનિયાની ચાહત અને ઈશ્કનો નતીજો છે.

એ જ ઈશ્ક સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બરકતવંતી ઝાતથી હતો. તેઓ અહીં સુધી વિગતો બયાન કરે છે કે :

અત્તહિય્યાત પઢતી વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંગળીઓ ન વધારે સાંકડી થયેલી રહેતી હતી, ન વધારે ફેલાયેલી રહેતી હતી. અને એની તસ્વીર (શબ્દ ચિત્ર) દોરી બતાવે છે !

જેના દિલમાં ગૈરોની અઝમત હોય તેના દિલમાં અલ્લાહ તઆલાની અઝમત કયાંથી આવશે ?

મારા સસરાના એક સગાંએ, જેઓ મોટી ઉંમરના વૃદ્ધ હતા, તેમણે મને લખ્યું કે :

"મારા ચાર પુત્રો છે.
ચારેય ધંધામાં વ્યસ્ત છે.
ચારેય સારી વગ ધરાવનારા છે.
મને કોઈ વાતની તકલીફ નથી પરંતુ મન ચાહે છે કે કોઈ કમાણીનું કામ મળે !"

મેં જવાબમાં લખ્યું કે :

આપે ચાર ઝમીનોની વાત કરી,
છતની વાત નહિ કરી !
દાદર પર (સૂવાથી) માણસને આરામ નથી મળતો.
ઈન્સાન દાદર પર નાઝ (ગર્વ) કરે છે !
અને છતની ફિક્ર–ચિંતા નથી !
માધ્યમ પર નઝર છે, મકસદ નઝરથી ઓઝલ છે !

## સત્તાવીસમી મજલિસ

**તારીખ** : ૨૦, ઝીકઅદહ, ૧૩૮૯ હિજરીસન મુતાબિક
૨૯, જાન્યુઆરી, ૧૯૭૦ ઈસ્વીસન

**દિવસ** : જુમેરાત

**સ્થળ** : ખાનકાહ શરીફ

**ખાસ હાજરજનો :**

- મવલાના હાફિઝ મુહમ્મદ ઈમરાન ખાન સાહબ,
- મવલાના રિયાસતઅલી ખાન સાહબ,
- ડોકટર રફીયુદીન સાહબ નાગપૂરી ... વગેરે.



### ૩૦૪ ઘડપણ તો (રૂહાની) જોશ અને આકર્ષણનો સમય છે, ન કે ખિન્નતા અને ઉદાસીનતાનો

હૈદરાબાદમાં રહેતા હતા ત્યારના આપના એક પરિચિતનું વર્ણન કરતા ફરમાવ્યું કે :

"તેઓ અહીં (ભોપાલ) આવ્યા ત્યારે વૃદ્ધ દેખાવા લાગ્યા. મને તેમની નવયુવાની યાદ હતી."

આગળ ફરમાવ્યું કે :

જેને પણ કંઈક મુદત વીત્યા પછી જોઉં છું તો વૃદ્ધ દેખાય છે !

- **આ તો જવાન થવાનો સમય છે.**
- **દિલના જઝબાતને અમલમાં મૂકવાનો સમય છે.**

હું જવાનોને કહું છું કે :

તમારામાં તો ભારે જઝબાત હતા.

જો આ જઝબાત સાચા હેતુઓના માટે વપરાતે તો રંગ લાવતે !

નિયમ છે કે (મર્યાદિત અને હંગામી) હેતુઓની પ્રાપ્તિ અને પરિપૂર્ણતા પછી જઝબાત ઠંડા થઈ જાય છે.

મકસદ (હેતુ) ઘણો બુલંદ (ઊંચો) હોય છે; તો તેના પર પહોંચવાના માટે માધ્યમો અને બાહ્ય વસ્તુઓને આદમી રસ્તામાં છોડી જાય છે કે જેથી હળવો થઈને પોતાના મકસદ, હેતુ અને લક્ષ્ય પર પહોંચે.

જે લોકો ચાંદ પર ગયા હતા તેઓ વારા ફરતી એક પછી એક અવકાશમાં રોકેટ છોડતા (ત્યાગ કરતા) ગયા હતા. છેવટે માત્ર એક જ રોકેટ રહી ગયું હતું.

એ જ હાલત શારીરિક સ્થૂળતા અને બાહ્ય કણોની છે.

એક કવિએ કેવું સરસ કહ્યું છે :

**પરવાઝે ફિતરતે મા દર દામ બાલ મી ઝદ,**
**આઝાદ કર્દહ ફઝલશ અઝમે કુયૂદ મારા,**

<u>ભાવાર્થ</u> :

દુનિયાની માયાજાળમાં ફસાવાના કારણે મારી પાંખોની ઊડવાની શકિત નષ્ટ થઈ ગઈ હતી પરંતુ અલ્લાહ તઆલાએ મારા પર પોતાનો ફઝલ ફ઼રમાવીને મને બંધનોમાંથી મુકત કરી દીધો !

આ (શારીરિક) બંધનોને ફગાવીને બીજા (રૂહાની) બંધનો

અપનાવે છે.

મેં કલકત્તાનો કિસ્સો સંભળાવ્યો હતો કે :

એક મકાનમાં એક પીંજરામાં મેનાને પૂરેલી હતી.
કેટલીક મેનાઓ ઊડતી ઊડતી ત્યાંથી પસાર થઈ.
પેલી મેનાઓએ પીંજરાની મેનાને બૂમ પાડી.
પેલી મેના પીંજરામાં ફફડાટ કરવા લાગી.
તે આટલા દિવસ પીંજરામાં રહી હોવા છતાં,
પીંજરામાં તેનું દિલ લાગ્યું ન હતું.
આ દશ્ય જોઈને હું પણ ઘણો ફફડી ઊઠયો !
પરંતુ બીજાના ઘરની વાત હતી.
જો મોકો હોત તો હું પીંજરાનો દરવાજો ખોલી દેત અને કહેતે કે :
"જા ! તારા માટે વિશાળ અવકાશ છે !"

કાશ, કે એ વિશાળ અવકાશની લગન આપણને લાગી જાય ! તો આ માયાજાળ પોતે જ ખરાબ દેખાવા લાગશે.

જેને આકાશી, ગેબની સદા સંભળાય છે; તેને આ કેદખાનું (દુનિયા) ખરાબ દેખાવા લાગે છે !

**પરવાઝે ફિતરતે મા દર દામ બાલ મી ઝદ,**
**આઝાદ કર્દહ ફઝલશ અઝમે કુયૂદ મારા,**

એને જ (કુર્આને મજીદમાં) ફરમાવવામાં આવ્યું છે :

يٰٓاَيَّتُهَا النَّفْسُ الْمُطْمَئِنَّةُ ۝ ارْجِعِيْٓ اِلٰى رَبِّكِ رَاضِيَةً
مَّرْضِيَّةً ۝ فَادْخُلِيْ فِيْ عِبٰدِيْ ۝ وَادْخُلِيْ جَنَّتِيْ ۝
(سورۂ فجر، آیت: ۲۷ تا ۳۰)

<u>ભાવાર્થ</u> :

(ત્યાં આખિરતમાં કહેવામાં આવશે કે : )

હે શાંતિ પામનાર આત્મા !
તું પોતાના પરવરદિગાર તરફ પાછો ફર કે,
તું તેનાથી રાજી (અને) તે તારાથી રાજી (છે.)

અને (ત્યાં આવ્યા પછી : )

તું મારા (ખાસ) બંદાઓમાં શામિલ થઈ જા !
અને મારી જન્નતમાં દાખલ થઈ જા !

[સૂરએ 'ફજર', આયત નં. : ૨૭ થી ૩૦]





એ બે પાંખો એવી છે જેનાથી ઊડીને આદમી **અસ્ફ-લ સાફિલીન** (સૌથી નિમ્નતરીન સ્થાન)થી ઊડીને અઅલા ઈલ્લિય્યિન (સર્વોચ્ચ સ્થાન) સુધી પહોંચે છે !

એ ઈમાન અને અમલે સાલિહ (સદાચાર)ની બે પાંખો છે.

(સૂરએ 'તીન'માં અલ્લાહ તઆલા ફરમાવે છે : )

ثُمَّ رَدَدْنٰهُ اَسْفَلَ سٰفِلِيْنَ ج
اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ('سورۂ تین، آیت:٥،٦)

<u>ભાવાર્થ</u> :

ફરી અમે તેને નીચાઓથી પણ વિશેષ નીચો કરી દઈએ છીએ. પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા...

ફરમાવ્યું :

થવું તો એવું જોઈએ કે આજના યકીનમાં ગઈકાલના યકીન કરતાં વધારો થયો હોય. એટલે ઘડપણમાં જવાની કરતાં વધારે તાઝગી અને લગન તેમજ જઝબહ અને જોશ હોવા જોઈએ.

દિલની એ જ શાખા છે જેને પાનખર ઋતુ પણ શુષ્ક નથી કરી શકતી.

એક શાઈરે સરસ કહ્યું છે :

**ચલી સિમ્ત ગયબસે એક હવા,**
**કે ચમન સુરૂર કા જલ ગયા !**
**મગર શાખે નિહાલે ગુલ જિસે,**
**દિલ કહે સો હરી રહી !**

**<u>સંપાદકની નોંધ</u> :**

આ શે'ર (પંકિત) મીર સિરાજુદ્દીન 'સિરાજ' ઔરંગાબાદીની એક અત્યંત દિલચસ્પ ગઝલનો છે. એને ઉર્દૂની બહેતરીન (સર્વોત્તમ) ગઝલોમાં ગણવા લાયક છે. કવિ 'સિરાજ' આલમગીર (બાદશાહ)ના જમાનાના શાઈરોમાંથી હતા. હિજરીસન ૧૧૭૭ માં વફાત થઈ. અસલ (મૂળ) પંકિત આ પ્રમાણે છે :

**મગર એક શાખે નિહાલે ગમ જિસે દિલ કહે,**
**સો હરી રહી !**

હઝરતે એમાં સૂક્ષ્મ અને સુંદર ફેરફાર કર્યો છે !

## ૩૦૫ મોતથી ગભરાવું એ સંકુચિત દૃષ્ટિ છે

ફરમાવ્યું કે :

મોતનો અફસોસ અને તેનાથી ગભરાવું સંકુચિત દૃષ્ટિ પર આધારિત છે. બાળકોના કપડાં ઉતારો તો મોઢું ચઢાવે છે (અણગમો બતાવે છે) અને રડે છે. તેમને ખબર નથી કે આ કપડાં એટલા માટે ઉતારવામાં આવી રહ્યા છે કે એના કરતાં સારા કપડાં પહેરાવવામાં આવે. ઈદના દિવસે બાળકોના કપડાં ઉતારવામાં આવે છે અને તેમને નવડાવવામાં આવે છે તો તેઓ ખૂબ રડે છે જો કે ઈદના નવા કપડાં એના વગર (અર્થાત્ મેલા કપડાં ઉતારીને નવડાવવા વગર) પહેરાવી શકાતા નથી.

## ૩૦૯ મહાનુભાવોના ખાસ સચિવો પાસે નમાઝ પઢવાની રીત શીખવી જોઈએ

ફરમાવ્યું :

અહીં, મુબારકઅલી સાહબ, નવાબ સાહબના ખાસ સચિવ અને વિશ્વાસુ શખ્સ હતા.

જયારે તેઓ નવાબ સાહબ પાસે જતા તો જવા પહેલાં :

- પોતાની મૂંછો ઠીક કરી લેતા,
- લિબાસની પૂરતી કાળજી રાખતા,
- બૂટની દોરીઓમાં અગ્રભાગે પિત્તળનું આવરણ હોય છે તે જો ઝાંખું પડી ગયું હોય તો દોરીઓને બદલી લેતા હતા.

તેમની આ રીતભાત જોઈને મને અલ્લાહ તઆલાની સામે હાજર થવાની અને નમાઝ પઢવાની રીત આવડી ગઈ !

જો કે તેમના આ'લા હઝરત (નવાબ સાહબ)ને એવી નાની નાની અને બારીક વાતો દેખાતી ન હતી, પરંતુ આપણા આ'લા હઝરત

(અલ્લાહ તઆલા)ને સર્વ કંઈ દેખાય છે. (તે સર્વદર્શી છે.) બારીકમાં બારીક ચીઝ તેની નઝર સામે હોય છે !

નમાઝથી પહેલાં અધમ અને નીચ વૃત્તિઓથી (દિલને) પાક–સાફ કરવું જરૂરી છે તે આપણે નથી કરતા.

કેટલીક વખતે બુરી વાત, સારી વાતની તરફ માર્ગદર્શન કરી દે છે. એ જ હાલત ઈસ્તિન્જા અને કુદરતી હાજતની છે કે એનાથી (ફારિગ થવાના કારણે) ઈબાદતની ઈસ્તિઅદાદ (ક્ષમતા) પેદા થાય છે અને આદમી એકાગ્રતાની સાથે નમાઝ પઢે છે.

## ૩૦૭ આ દુનિયામાં ઘણી ચીઝો હકીકતથી ખિલાફ નઝર આવે છે

ફરમાવ્યું :

આ દુનિયામાં જાહેરી રીતે :

- કોઈ ગોરા દેખાય છે, કોઈ કાળા;
- કોઈ ખૂબસૂર દેખાય છે, કોઈ બદસૂરત !

પરંતુ એ શકય છે કે :

- જે અહીં ગોરો અને ખૂબસૂરત દેખાય છે તે પોતાના અકીદાઓ અને અખ્લાકના કારણે આ'લમે આખિરત અને આ'લમે મિષાલમાં કાળો અને બદસૂરત હોય !
- (હઝરત) બિલાલ રદિયલ્લાહુ તઆલા અન્હુને લોકો કાળા સમજે છે; પરંતુ તેમને ખબર નથી કે તેઓ ઘણા ગોરા છે.
- અબૂ જહલ રાતો, શ્વેત અને ખૂબસૂરત દેખાતો હતો; જી નહીં, તે ઘણો બદસૂરત અને કાળો હતો.

## ૩૦૮ મસ્જિદોને વધારે શોભા, શણગારની જરૂરત નથી

ફરમાવ્યું :

અલ્લાહના ઘર અને મસ્જિદોને જાહેરી શણગાર અને તેઝ રોશનીની જરૂરત નથી. એમાં ખૂદ નૂર અને રોનક છે.

અલ્લાહ તઆલા પૂર્વજ સુલતાનોને જઝાએ ખૈર (ભલાઈનો બદલો) અતા ફરમાવે કે તેમણે ખાનએ કઅબહ પર રેશમ અને અતલસના પર્દા નહિ નાંખ્યા. તેના પર કાળા ગિલાફ ચઢાવ્યા.

મસ્જિદમાં રોશનીના ઝુમ્મરો અને તોરણો લાગેલા મને પસંદ નહિ પડયા.

મેં કહ્યું :

"આ રોશનીઓથી તે ચિરાગ (દીવો) બુઝાઈ જાય છે; કે કદી ખોવાયેલી ચીઝની તલાશના માટે ચિરાગ સળગાવવો નહિ બલ્કે બુઝાવવો પડે છે ! જો કોઈની હીરાની વીંટી રાતે પડી ગઈ હોય તો તેને શોધવાના માટે ચિરાગ (દીવા)ને બુઝાવવું ફાયદાકારક હોય છે; કારણ કે અંધારું થતાં જ હીરો ચમકે છે અને દેખાય છે."

આગળ ફરમાવ્યું :

"આપણે જે બાતિની ચિરાગ (અંતરનો દીવો) સળગાવ્યો છે તેનાથી જોવું જોઈએ. આ બલ્બો તો બરકતોથી બિલ્કુલ આંધળા કરી દે છે ! સેંકડો રૂપિયા પ્રસંગોમાં રોશની પર ખર્ચ થઈ જાય છે; જો કે એ માત્ર ઈસરાફ (નાણાંનો બગાડ) અને

ફુઝૂલખર્ચી છે."

અલ્લાહ તઆલા ફરમાવે છે :

اِنَّ الْمُبَذِّرِيْنَ كَانُوْٓا اِخْوَانَ الشَّيٰطِيْنِ ؕ
وَكَانَ الشَّيْطٰنُ لِرَبِّهٖ كَفُوْرًا (سورۂ بنی اسرائیل، آیت:۲۷)

ભાવાર્થ :

બેશક, ઉડાઉ (ખોટા ખર્ચ કરનારા) લોકો શયતાનોના ભાઈબંધ છે અને શયતાન પોતાના પરવરદિગારનો બહુ નાશુક્રો છે.

આ રોશની તો દિવાળીમાં એના કરતાંયે વધારે હોય છે, તો શું દિવાળી સારી છે ? !

## ૩૦૯ લાઉડ સ્પીકર પર અઝાનના નુકસાનો

ફરમાવ્યું :

અહીં એક મસ્જિદમાં લાઉડસ્પીકર લાગ્યું અને તેના પર અઝાન થવા લાગી.

જો (પોલિસ) એને બંધ કરાવી દે તો દીનનું અપમાન થશે કે નહિ ?

જો (સરકાર) એને બંધ કરવાનો હુકમ આપે તો માનવું જ પડે છે. તો એવું કામ શા માટે કરીએ જેનાથી પીછેહટ કરવું પડે ?

લાઉડસ્પીકર જયાં લગાવવું જોઈએ (દિલમાં) ત્યાં નહિ લગાવ્યું !

આ દિમાગ (મગજ) તો કચરાની ગાડી છે. એમાં દરેક ગંદી

અને દરેક મુરદાર ચીઝ પડેલી છે. એ કચરાની ગાડીમાં જો થોડુંક અત્તર છાંટી દીધું તો કચરાની બદબૂ (દુર્ગંધ) વધારે તેઝ (તીવ્ર) થવા સિવાય બીજો કોઈ ફાયદો નથી.

અફસોસ છે કે, મુસલમાનો જઝબાત (લાગણી)માં આસાનીથી વહી જાય છે; અક્કલથી કામ નથી લેતાં ! મુસલમાનોની એ જ જઝબાતિયત (લાગણી અને સંવેદનશીલતા) અને બેઅકલી (બુદ્ધિવિહિનતા)થી કેટલાયે વખત ઈસ્લામ અને મુસલમાનોના અપમાનના બનાવો બન્યા છે અને નિર્દોષ મુસલમાનો પણ માર્યા ગયા છે.

## ૩૧૦ ઘમંડી અને અભિમાની માણસથી કામ લેવાની અને તેની ઈસ્લાહ (સુધારણા) કરવાની રીત

ફરમાવ્યું :

જે શખ્સના દિમાગ (મગજ)માં ફિરઅવનિયત (તકબ્બુર, ઘમંડ, અભિમાન) ભરેલાં હોય અને તે પોતાને જ સાચો અને મુખ્તાર (સર્વાધિકારી) સમજતો હોય, તેનાથી જો કોઈ કામ કરાવવું હોય અથવા તેને કંઈ સમજાવવું હોય, તો તેને ગલત કામ કરનારો બતાવવાથી અને તેની ગલતીઓ ગણાવવાથી કામ નહિ ચાલશે.

કેટલીક વખતે પોતાને ખતાકાર (ભૂલ કરનાર) માનવાથી એવું કામ થઈ જાય છે જે મોટી મોટી દલીલો અને દસ્તાવેઝોથી નથી થતું.

અહીં એક રઈસે (અંગ્રેજ સરકારના) ગર્વનરના એજન્ટ (અધિકારી)ને પોતાની એક હકીકતની સાબિતીના માટે વારંવાર અરજીઓ કરી પરંતુ દરેક વખતે નામંજૂર થઈ.

એક વખતે તેણે મને અરજી દેખાડી.

મેં કહ્યું કે :

"તમે તો હાકિમ (ગર્વનર)ને તમારી અરજીમાં આરોપી ઠેરવો છો ! અને તેની પાસે જ કામ કરાવવા ચાહો છો ? !"

આપ આ પ્રમાણે લખો કે :

"મારાથી આજ સુધી ગલતીઓ થઈ છે અને હવે પછી પણ થશે (એને હું સ્વીકારું છું)."

એટલે તેણે એ જ પ્રમાણે લખાણ લખીને ફરી પાછી અરજી કરી. અને વર્ષોનું અટકેલું કામ તત્કાળ થઈ ગયું !

એ જ પ્રમાણે અલ્લાહ તઆલાએ (હઝરત) મૂસા અલયહિસ્સલામને ફિરઔનની પાસે જતી વખતે હિદાયત ફરમાવી હતી કે તેઓ (હઝરત મૂસા અલયહિસ્સલામ) તેની (ફિરઔનની) નસીહતના માટે નરમ અને મીઠી ભાષાનો ઉપયોગ કરે.

અલ્લાહ તઆલાએ હઝરત મૂસા અલયહિસ્સલામને ફરમાવ્યું :

فَقُوْلَا لَهٗ قَوْلًا لَّيِّنًا لَّعَلَّهٗ يَتَذَكَّرُ اَوْ يَخْشٰى

(سورہ طٰہٰ، آیت: ۴۴)

<u>ભાવાર્થ</u> :

(હે મૂસા !) ફરી તેની (ફિરઔનની) સાથે નરમાશથી વાત કરજો. કદાચને તે બોધ ગ્રહણ કરે અથવા (અઝાબથી) ડરી જાય.

હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિએ કહ્યું છે :

**અગર શહ રોઝરા ગોયદ શબ અસ્ત ઈં;**

**બબાયદ ગુફ્ત ઈં કે માહ વ પરવીન,**

<u>ભાવાર્થ</u> :

અગર બાદશાહ દિવસને રાત કહે તો કહેવું જોઈએ કે, હાઁ, આકાશમાં ચંદ્ર અને સપ્તર્ષિ પણ દેખાય છે !



જો કે હઝરત મૂસા અલયહિસ્સલામની પાસે બરાહીને સાતિઅહ (ઉચ્ચ કક્ષાની દલીલો) અને દલાઈલે કાતિઅહ (તેની વાતોનું ખંડન કરે એવા સચોટ પ્રમાણો) મોજૂદ હતા અને ઉપરાંત મુઅજિઝાઓ તો અલગ.

એક અસા (દંડો) જ એવો હતો જે અજગર બની જતો હતો અને ફિરઔનને ગળી જઈ શકતો હતો !

સૂરએ 'બની ઈસ્રાઈલ'માં છે :

وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى تِسْعَ اٰيَاتٍۢ بَيِّنٰتٍ

(سورۂ بنی اسرائیل، آیت:۱۰۱)

<u>ભાવાર્થ</u> :

અને અમે મૂસા (અલયહિસ્સલામ)ને સ્પષ્ટ નવ નિશાનીઓ આપી હતી. [સૂરએ 'બની ઈસ્રાઈલ', આયત નં. : ૧૦૧]



પરંતુ આ બધું હોવા છતાં અલ્લાહ તઆલાએ તેમને ફિરઔન સાથે નરમાશથી વાત કરવાનો હુકમ આપ્યો હતો !

## ૩૧૧ ખૂશી અને ગમને જાહેર (વ્યકત) કરવાનો ઈસ્લામી તરીકો

ફરમાવ્યું :

એક નાનકડી બાબતમાં સફળતા મળવાથી મુસલમાનોએ એવી રોશની કરી હતી અને એવો ઉત્સવ મનાવ્યો હતો કે એવું લાગતું હતું જાણે કોઈ મોટી સલ્તનત હાથમાં આવી ગઈ !

આ બધી મૂર્ખાઈ અને સંકુચિત દૃષ્ટિની વાતો છે. મુસલમાનોને ખૂશી હતી તો :

- મસ્જિદમાં ભેગાં થઈ જતે,
- દુઆ કરતે અને
- અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરતે.



તુર્કીના વિષે પરેશાન કરી દેનારી ખબરો આવતી તો વાલિદ સાહબ તત્કાળ :

- ખત્મનો પ્રબંધ કરતા,
- અસામાન્ય ખત્મ થતો,
- બધાં મુખ્લિસોને બેસાડીને ખત્મ અને દુઆ કરાવતા.

એ જ ઈસ્લામી તરીકો છે.

## ૩૧૨ કુર્આન શરીફનું વાંચન મગજને ખાલી (પૂર્વગ્રહોથી મુક્ત) કરીને અને હકના તાલિબ થઈને કરવું જોઈએ

ફરમાવ્યું :

હકીમ અબૂ હબીબ સાહબને ઈમામે રબ્બાની હઝરત મુજદિદે

અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિના મકતૂબાત (પત્રો)થી ખૂબ લગાવ હતો અને તેના પર ઘણું પ્રભુત્વ હતું. તેઓ :

- દરેક વાત મકતૂબાત (પત્રો)માંથી કાઢી લેતા હતા.
- કુર્આન શરીફને પણ મકતૂબાત (પત્રો)ની રોશનીમાં જોતા હતા.

મારો તરીકો એમના કરતાં વિરુદ્ધ છે.

- હું મકતૂબાત (પત્રો)ને કુર્આન શરીફની રોશનીમાં જોવું છું.
- અને એ જ પ્રમાણે દરેક ચીઝને કુર્આન શરીફની જ રોશનીમાં જોવું જોઈએ.

એક શે'ર (પંક્તિ) છે :

**જો પઢા લિખા થા નિયાઝને,**
**ઉસે સાફ દિલસે ભૂલા દિયા,**

- કુર્આન શરીફની સામે બિલ્કુલ જાહિલ થઈને આવો.
- ગણિત અને તર્કશાસ્ત્ર વગેરે સર્વને અભરાઈ પર ઊંચે મૂકી દો અને
- પછી ભીખનો ટુકડો માંગો !

## ૩૧૩ બંદાનવાઝીનો એક અજીબ નમૂનો 'ઈન્ના લહૂ કાતિબૂન' (અમે તેને લખી લઈએ છીએ.)

ફરમાવ્યું :

- તેની (અલ્લાહ તઆલાની) રહમતનો દામન વિશાળ છે.
- દરેકને પોતાના દામનમાં ઢાંકી લે છે.

સૂરએ 'અમ્બિયા'માં છે :

فَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ وَهُوَ مُؤْمِنٌ فَلَا كُفْرَانَ لِسَعْيِهٖ ۚ وَاِنَّا لَهٗ كٰتِبُوْنَ (سورۂ انبیاء، آیت:۹۴)

ભાવાર્થ :

પછી જે કોઈ નેક કામ કરશે અને તે મુઅમિન પણ હશે તો તેની કોશિશ બેકાર જનાર નથી અને બેશક, અમે તેને લખી (પણ) લઈએ છીએ. [સૂરએ 'અમ્બિયા', આયત નં. : ૯૪]

અલ્લાહ તઆલા ઉપરની આયત શરીફમાં ફરમાવે છે :

[અર્થાત્ અમે એને લખી લઈએ છીએ.] وَاِنَّا لَهٗ كٰتِبُوْنَ

જે કામ મુનશીઓ (લહિયાઓ) અને કિરામન્ કાતિબીન (ફરિશ્તાઓ)નું હતું તે પોતે કરી રહ્યા છે !

જો આપણામાં ઈમાન હોય તો આપણે આપણી આ ઈઝ્ઝત અફઝાઈ (વૃદ્ધિ) અને ઝર્રાનવાઝી પર ફિદા થઈ જતે !

ફરમાવ્યું :

હૈદરાબાદમાં એક અંગ્રેજ હતો. તેનું નામ Walker (વોકર) હતું. હૈદરાબાદમાં તેનો જ હુકમ ચાલતો હતો. બધાં અમીરો, વઝીરો તેનાથી દબાતા હતા.

ઝફરઅલીખાં તેના જ કારણે હૈદરાબાદમાંથી તડીપાર કરવામાં આવ્યા.

તેમણે એક શે'ર કહ્યો હતો :

**ન બંગાલીસે ગભરા ઔર**
**ન મદ્રાસીસે ખટકા કર;**

**મગર સજદેમેં ઝટ ઝુક જા**
**નઝર આ જાએ ગર વોકર !**

હૈદરાબાદમાં મારા એક દોસ્ત ઉસ્માન મિયાં હતા. વોકર (Walker) તેમના ખાનદાનને ઘણો માનતો હતો. તેમને ત્યાં પોલિસનો ડ્રેસ (યુનિફોર્મ) તૈયાર થતો હતો.

ઉસ્માનમિયાંએ નોકરી માટે અરજી આપી. મંજૂર નહિ કરી.

કારણ જણાવતા કહ્યું કે :

"તમે કોઈ (પરીક્ષા) પાસ કરી નથી. એટલે હું કાયદાના વિરુદ્ધ તમારી નિમણુંક કરી શકતો નથી."

ઉસ્માનમિયાંએ મને શિકાયત કરી.

મેં તેને 'યા અઝીઝુ'નો ચિલ્લો બતાવી દીધો.

કિસ્મતની વાત. તેઓ એક દિવસ અરજી લઈને ગયા. પેલા અંગ્રેજ વોકર સાહેબને ત્યાં છોકરો (પુત્ર) થતો ન હતો. તેને પુત્રની ઘણી તમન્ના હતી. તે જ દિવસે તેને ત્યાં છોકરાનો જન્મ થયો હતો. તે ઘણો ખૂશ હતો.

ઉસ્માનમિયાંને જોઈને પૂછયું :

"શાની અરજી લાવ્યા છો ?"

તેણે અરજી રજૂ કરી.

વોકરે અરજી ઉપર (હુકમ) લખી દીધો કે :

"પ્રથમ વર્ગની અમીની (થાનેદારી)ના પદ પર આ શખ્સને નિયુકત કરી દેવામાં આવે !"

ઉસ્માનમિયાં બીચારા દુબળા, પાતળા અને નીચા કદના હતા.

થાનેદારીના માટે જચતા (બંધબેસતા) ન હતા.

લોકોએ કહ્યું કે :

"આ હુકમ અમલી રીતે (વહીવટી રીતે) ખિલાફ છે. તમારી નિયુકિત બાકી નહિ રહી શકશે."

એવું જ થયું કે વહીવટદારે ઘણો વિરોધ કર્યો. તેણે વોકરની સામે ઘણી દલીલો કરી કે :

"આ શખ્સ શારીરિક બાંધો અને બળ ધરાવતો નથી. કંઈ (પરીક્ષા) પણ પાસ કરેલી નથી !"

પરંતુ વોકરે વહીવટદારને કહ્યું કે :

"હું મારા લખાણ (હુકમ)ને રદ નહિ કરીશ."

એટલે તેમની નિમણુંક થઈ અને તેમણે થાનેદારી કરી. જયારે પોલિસના ઊંચા ઊંચા જવાન તેમની સામે ઊભા રહેતા તો અજીબ દશ્ય દેખાતું !

તો વોકર સાહેબ જયારે પોતાનું લખેલું રદ નથી કરી શકતા તો તે અહકમુલ્ હાકિમીન (બાદશાહોનો પણ બાદશાહ અર્થાત્ અલ્લાહ તઆલા) પોતાના લખાણને કેવી રીતે રદ કરશે !

[અર્થાત્ અમે એને લખી લઈએ છીએ.] وَاِنَّا لَهٗ كٰتِبُوْنَ

## ૩૧૪ ઈબાદતો અને નેક કામોના પરિણામો જોઈને ઈન્સાનની બેખૂદી અને બેચેની (વિહ્‌વળતા)

ફરમાવ્યું :

હયાત (ઝિંદગી) તો મોટી ચીઝ છે.

મિનિટ–બે મિનિટની (હયાત) પણ મળી જાય તો મોટી નેઅમત છે.

બાળપણમાં મેં ઘરડી ડોસીઓથી 'અટ્ટહાસ્યની દીવાલ'નો કિસ્સો સાંભળ્યો હતો.

એક ઘણી ઊંચી દીવાલ છે.

તેની પાછળ પરીઓ (અપ્સરાઓ) રહે છે.

જયારે કોઈ શખ્સ ડોકાવીને દીવાલની પેલી તરફ પરીઓનો પ્રદેશ જોઈ લે છે તો અટ્ટહાસ્ય કરીને બીજી તરફ કૂદી પડે છે ! અને ત્યાંનો જ થઈને રહે છે !

જયારે હું કંઈ પઢયો–લખ્યો ત્યારે તો મને લાગ્યું કે આ બધું અફસાના (કાલ્પનિક કથા) છે.

તે પછી કંઈક વધારે પઢયો અને સમજશકિત આવી તો મા'લૂમ થયું કે એ હકીકત છે.

ગુનાહોની દીવાલ આપણી સામે ઊભી છે.

તેની બીજી તરફ નેક આ'માલ, ઈબાદતો, તસ્બીહાતની પરીઓ (મજકૂર કામોનો અજર અને સવાબ) છે.

જયારે આદમીની નઝર તેના પર પડે છે તો બેઈખ્તિયાર કૂદકો મારીને તે દુનિયા (આખિરત)માં પહોંચી જવાનું મન થાય છે.

('બુખારી શરીફ'માં અંતિમ હદીષ શરીફ છે : )

كَلِمَتَانِ خَفِيْفَتَانِ عَلَى اللِّسَانِ ثَقِيْلَتَانِ فِى الْمِيْزَانِ حَبِيْبَتَانِ اِلَى الرَّحْمٰنِ،

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ

**''કલિ–મ–તાનિ ખફી–ફ–તાનિ અલલ્ લિસાનિ સકી–લ–તાનિ ફીલ્ મીઝાનિ હબી–બ–તાનિ ઈલર્રહમાનિ :**

**સુબ્હાનલ્લાહિ વ બિ હમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ''**

<u>ભાવાર્થ</u> :

બે કલિમહ એવા છે જે ઝબાન પર (બોલવામાં) ઘણાં હલ્કા છે (પરંતુ આ'માલના) ત્રાજવામાં ઘણાં વજનદાર (ભારી) છે. અલ્લાહ તઆલાને ઘણાં પસંદ છે.

તે બે કલિમહ આ છે :

**'સુબ્હાનલ્લાહિ વ બિ હમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ'**



તે માછલીઓ જે ખુશ્કી (જળ વગરની જમીન)માં તરફડિયા મારી રહી છે; તેને પૂછો !

કબ્રસ્તાનમાં જઈને જુઓ !

હઝરત શેખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

એક જનાઝામાં લોકો વસ્ત્રો ફાડી રહ્યા હતા (અર્થાત્ ભારે આક્રંદ અને વલોપાત કરતા હતા.)

એક બુઝુર્ગે કહ્યું કે :

"આ (મરનાર) તમારી આ હાલતના કારણે પોતાનું કફન ફાડી રહ્યો છે (અર્થાત્ પોતાનું દુઃખ વ્યકત કરી રહ્યો છે) કે :

- ઝબાન તમારા કાબૂમાં હોવા છતાં તમે એનો યોગ્ય ઉપયોગ કરીને આખિરતની પૂંજી જમા નથી કરતા !

કબ્રસ્તાનના મુર્દાઓ પણ (અફસોસ કરતાં) એ જ કહે છે કે :

يٰوَيْلَنَا قَدْ كُنَّا فِيْ غَفْلَةٍ مِّنْ هٰذَا بَلْ كُنَّا ظٰلِمِيْنَ

('سورۂ انبیاء، آیت: ۹۷')

<u>ભાવાર્થ</u> :

હાય અમારી બદબખ્તી !
અમે આ કબરના દિવસથી અને
મરવા પછીની આ દુનિયાથી
બિલ્કુલ ગફલતમાં રહ્યા !
બલ્કે અમે પોતે જ અમારી જિંદગી બરબાદ કરી !

[સૂરએ 'અમ્બિયા', આયત નં. : ૯૭]

## ૩૧૫ અલ્લાહથી ગફલત મોત છે અને ઈસ્તિગ્ફાર (માફી માંગવી) હયાતનું ઈન્જેક્શન છે

ફરમાવ્યું :

હઝરત બાયઝીદ બુસ્તામી રહમતુલ્લાહિ અલયહિ વિષે નકલ થયેલું છે કે :

આપના મુસલ્લાની બન્ને બાજુ બે બિલાડીઓ બેસી રહેતી હતી. એક શખ્સ હઝરતની ઝિયારત અને મુલાકાતના માટે બગદાદ ગયા.

તેમણે રસ્તામાં બે બિલાડીઓને અંદરોઅંદર વાતો કરતા જોઈ કે,

"બાયઝીદ તો મરી ગયો. હવે સડશે, ગળશે !"

બિલાડીઓનું વાત કરવું નવાઈજનક નથી.

હું કોઈ વખતે આપને બતાવીશ કે કલ્બ (દિલ) વગેરે પણ સાંભળે છે; હું અને તમે પણ સાંભળો છો !

ગરઝ તે શખ્સ બિલાડીઓની વાતથી એવું સમજયો કે હઝરતનો તો ઈન્તિકાલ થઈ ગયો છે.

તે બગદાદની જામિઅ મસ્જિદમાં પહોંચ્યો અને પૂછયું કે :

"હઝરત બાયઝીદનો મઝાર કયાં છે ?"

લોકોએ કહ્યું કે :

"તમે કોણ છો ? ! કયાંથી આવ્યા છો ? !
હઝરતના વિષે એવી વાતો કરો છો ? !
હઝરત તો હયાત છે."

પેલો શખ્સ હઝરતની ખિદમતમાં હાજર થયો.

મોકો મળતા તેણે હઝરતને પૂછયું કે :

"મને રસ્તામાં બે બિલાડીઓ મળી હતી અને તે આવું કહી રહી હતી !"

હઝરતે ફરમાવ્યું કે :

"બિલાડીઓએ સાચું કહ્યું.
મારો કેટલોક સમય ગફલતમાં વીત્યો હતો.
અને અલ્લાહ તઆલાથી ગફલત મોત છે.
જયારે મને ગફલત થઈ તો બિલાડીઓ મને મરેલો સમજીને અહીંથી ચાલી ગઈ !"

આ મોતની દુર્ગંધ અને બદબૂ જાનવર અને ફરિશ્તાઓને પણ મહેસૂસ થાય છે.

અલ્લાહ તઆલાએ આ મોતથી હિફાઝત (રક્ષણ) અને હયાત (ઝિંદગી)નું ઈન્જેકશન પણ બનાવ્યું છે જેનાથી આખરી શ્વાસ સુધી આદમી હયાત હાસિલ કરી શકે છે.

તે ઈન્જેકશન છે 'ઈસ્તિગ્ફાર' (અર્થાત્ અલ્લાહ તઆલાથી પોતાના ગુનાહોની માફી માંગતા રહેવું.)

## અઠ્ઠાવીસમી (આખરી) મજલિસ

**તારીખ** : ૨૭, મુહર્રમુલ્ હરામ, ૧૩૯૦ હિજરી મુતાબિક ૫, એપ્રીલ, ૧૯૭૦ ઈસ્વીસન

**દિવસ** : રવિવાર

**સમય** : સવારે ૯ : ૩૦ કલાકે

**સ્થળ** : ખાનકાહ શરીફ, ભોપાલ

**હાજરજનો** :

રવિવાર હોવાથી ખાનકાહ લોકોથી ભરેલી હતી. દરેક કક્ષાના અને દર્જાના લોકો હતા. જે પૈકી નીચેના મહાનુભાવો ખાસ ઉલ્લેખનીય છે.

- મવલાના મુહમ્મદ ઈમરાન ખાન સાહબ,
- મવલાના મુહમ્મદ નુઅમાન સાહબ,
- અઝીઝી મવલવી મુહમ્મદ સાની,
- નવાબ સય્યિદ ઝુહૂરુલ્ હસન સાહબ,
- સય્યિદ મા'શૂક અલી સાહબ,
- મવલવી મુહમ્મદ મુર્તઝા સાહબ,
  (નાઝિર, કુતુબખાના દારુલ ઉલૂમ નદવતુલ્ ઉલમા)
- જનાબ યૂસુફ સાહબ (કુવેટના વેપારી)

**૩૧૬** **ઈલ્મ અને અમલ**

ફરમાવ્યું :

લોકો આવે છે અને કહે છે કે :

"પાણી દમ કરી દો !"

હું કહું છું કે :

"મિયાં ! પોતે જ દમ કરી લો. અલ્લાહે તમને પણ ઈલ્મ આપ્યો છે. મારી પાસે આવવાની શી જરૂરત છે ?"

દમ (ફૂંક મારેલું) પાણી માંગવાનું ઉદાહરણ એવું છે કે, દીવાલ ઉપર એક બોર્ડ લટકાવેલું છે. આપ તેને વાંચી શકો છો છતાં પોતે વાંચતા નથી અને મને કહો છો કે :

"એને જરા વાંચી દો ને !"

હું કહું છું :

"મિયાં ! જરા પોતે બોર્ડ ઉપર નઝર નાંખો અને પોતે વાંચો ! એને આપ જોઈ શકો છો, વાંચી શકો છો, છતાં મારા મોહતાજ છો ! જો કે બોર્ડ તમારી સામે છે ! પરંતુ એ તરફ કોઈ ધ્યાન નથી આપતું !"

## ૩૧૭ માહોલની અસર

ફરમાવ્યું :

આદમી જે માહોલમાં રહે છે, સામાન્ય રીતે તેમાં રંગાઈ જાય છે. તેનું મગજ અને દિલ તથા દિમાગ તેમાં જ ચાલે છે અને (શરીરના) તમામ અંગો તેનાથી પ્રભાવિત થઈ જાય છે.

તે જયારે બીજા માહોલમાં જાય છે તો ખૂબ જ અજાણપણું અનુભવે છે. તેને તકલીફ અને ગુંગળામણ થાય છે.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

એક ચામડા પકાવનાર (ચમાર)નો છોકરો ચામડાંવાળા માહોલમાં એટલો પ્રભાવિત (ટેવાયેલો) હતો કે એક વખતે તે અત્તરવાળાની દુકાન પાસેથી પસાર થયો તો અત્તરની ખૂશ્બૂ (સુગંધ) તેનાથી સહન થઈ શકી નહિ અને બેહોશ થઈને ઢળી પડયો ! જયારે તેના બાપે તેને જૂના ચામડાંનો ટૂકડો સૂંઘાડયો ત્યારે તે હોશમાં આવ્યો !

એ જ હાલત આજના ગંદા માહોલનો છે કે એ માહોલમાં ઉછરનાર સારા અને નેક માહોલમાં ગુંગળામણ અનુભવે છે. અને એ માહોલ તેના મન અને મગજ પર બોજ મા'લૂમ પડે છે.

## ૩૧૮ સાચી ફિતરત (સ્વભાવ) ગાલિબ (પ્રભાવી) રહે છે

ફરમાવ્યું :

ઈન્સાનની (અસલ) ફિતરત (સ્વભાવ) સહીહ હોય છે તો માહોલ એ ફિતરતને બદલે છે છતાં પેલી (અસલ) ફિતરત ગાલિબ આવી જાય છે (પ્રભાવી થઈ જાય છે.)

જેવી રીતે દિશાદર્શક (હોકાયંત્ર Mariner's Compass)નો કાંટો ઉત્તર દિશા તરફ ફરી જાય છે. તમે ગમે એટલું ગોળ ફેરવો પરંતુ કાંટો પોતાના કેન્દ્ર (અર્થાત્ ઉત્તર ધ્રુવ)ની તરફ જ જશે.

મારી ખાનકાહમાં એક ગામડિયો આવ્યો.

મેં તેને પૂછયું કે :

"તમારા ગામમાં વરસાદ થયો ?"

તેણે વિના સંકોચે જવાબ આપ્યો કે :

આપણે અલ્લાહ તઆલાના કામોને આપણા હાથોમાં લઈ લીધાં છે અને સમજીએ છીએ કે આપણે જ બધું કરીએ છીએ ! તો વરસાદ પણ અલ્લાહ તઆલાએ રોકી દીધો અને (ઈન્સાનને) કહી દીધું કે :

"બધું જ તમે કરો છો તો વરસાદ પણ તમે જ વરસાવો !"

જુઓ, એ ગામડિયાની ફિતરત (સ્વભાવ) સહીહ હતી તો તેનું ઝહન (ધ્યાન) તે જ તરફ ગયું અને આવો જવાબ આપ્યો.



## ૩૧૯ ક્યારેક આદત ફિતરત બની જાય છે

ફરમાવ્યું :

હકીકત આ છે કે ફિતરત તો પોતાના સાચા રસ્તે જઈ રહી છે પરંતુ તેને પ્રયત્નપૂર્વક, કૃત્રિમ રીતે, ગલત રસ્તા પર લઈ જવામાં આવે છે ! અને ગલત કામોના આદી (વ્યસની) બનાવવામાં આવે છે.

હૈદરાબાદમાં એક રઈસે એક હાથણી ખરીદી હતી. તે હાથણી કોઈ સરકસવાળાની હતી. તે હાથણીની આદત હતી કે પથ્થર પર ચારેય પગોને ભેગાં કરીને બેસતી હતી જો કે તેનું એ રીતે બેસવું ઘણું તકલીફવાળું હતું ! અને એ હાથણી એ રીતે ઘણી તકલીફથી બેસતી હતી પરંતુ આ રીતે બેસવું તેની આદત થઈ ચુકી હતી.

બીજી આદતોની પણ એ જ હાલત છે; કે તે આદત બનતા બનતા ફિતરત બની જાય છે અને એ આદતોને છોડવું ગમતું નથી. આદતોને છોડવું એવું છે જેવું કાંટાઓ પર ચાદર નાંખીને ખેંચવું !

# ૩૨૦ માહોલથી લડવું જોઈએ

ફરમાવ્યું :

લોકો ફિતરત (પ્રકૃતિ, સ્વભાવ)ને બુરું કહે છે અને કહે છે કે :

અમે તો સ્વભાવથી જ બુરા છીએ !

એવું નથી.

ફિતરત (સ્વભાવ) દરેકનો સહીહ છે.

માહોલ ખરાબ છે.

આ ખરાબ માહોલમાં રહીને પણ (સહીહ) ફિતરતની તરફ રુખ કરવાનું છે.

સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનની ફિતરત સહીહ હતી. માહોલ ખરાબ હતો.

તેઓએ અઝમ (નિર્ધાર) અને યકીનથી એ ખરાબ માહોલમાં પોતાના રુખને સહીહ ફિતરતની તરફ કર્યું અને માહોલનો સામનો કર્યો.

એક શખ્સ મારી પાસે આવ્યો. અને કહેવા લાગ્યો કે :

"મારી (નોકરીના સ્થળની) બદલી (ટ્રાન્સફર) એવી જગાએ થઈ ગઈ છે કે ત્યાંનો માહોલ ઘણો ખરાબ છે."

મેં કહ્યું :

"માહોલ ખરાબ છે તો શું થયું તમારી ફિતરત તો સહીહ છે. એ તો ખૂશીની વાત છે. લાવો, મિઠાઈ ખવડાવો ! ગળે લાગો ! ઘણી સારી જગાએ તમારી બદલી થઈ. તમને તો તે માહોલ મળ્યો જે સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનને

મળ્યો હતો. સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈને એવા જ (ગલત) માહોલમાં કામ કર્યું અને માહોલને બદલ્યો ! તમે પણ સહાબએ કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનના પગલે ચાલો, ગલત માહોલમાં રહીને ઈસ્તિકામત (અડગતા) દેખાડો ! જો પીરોના ઘરમાં પેદા થઈને (એ જ સારા) માહોલમાં રહ્યા તો એમાં શી કમાલ છે ? !"

**ચૂં દિલ બાખુદા બસ્ત તૂ ખલ્વત નશીની**

[એકાંતવાસમાં રહીને અલ્લાહ તઆલાથી દિલ લગાવ્યું
તો એમાં શી કમાલ છે ? ! ]



ઘણાં લોકો એવા છે કે :

- ઘરમાં દરેક વખતે અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વાતો સાંભળે છે,
- સારા લોકોની ગોદમાં ઉછરે છે,
- નેક માહોલમાં જીવન વિતાવે છે,

પરંતુ :

બીજા ગલત માહોલની તરફ ઢળી જાય છે ! કારણ કે તેમનું રુજહાન (રુચિ, વૃત્તિ) ગલત માહોલની તરફ હોય છે.

## ૩૨૧ જેમની નઝર અલ્લાહ તઆલા પર હોય છે તેઓ કોઈનાથી ડરતા નથી

ફરમાવ્યું :

યાદ રાખો કે જેમની નઝર અલ્લાહ તઆલાની અઝમત અને તાકત પર રહે છે તેઓ દુનિયાની કોઈ તાકાતથી નથી ડરતા, ન કોઈ દુન્યવી હયબતથી ભયભીત થાય છે.

કોર્ટમાં મુકદમો ચાલુ છે.
વકીલ અને ગવાહ હાજર છે.

એક અલ્લાહ તઆલાથી ડરનારો શખ્સ કદી નહિ ગભરાશે;
કારણ કે તેને અલ્લાહ તઆલા પર ભરોસો છે.

લોકો હાકિમની સામે જતાં ધ્રુજે છે.
તેમના દિલમાં હાકિમોની હયબત હોય છે.
હાકિમોની હયબત અલ્લાહ તઆલાની અઝમતના અહેસાસથી મહરૂમ કરી દે છે.

એવા લોકો કદી કામિયાબ નથી થઈ શકતા.

મારો એક પરિચિત અને મળનારો (વિદ્યાર્થી) છે.
માશા અલ્લાહ ચહેરા પર દાઢી છે.

શરૂ શરૂમાં લોકોએ તેને કહ્યું કે :

"આવી સૂરત (દાઢી સાથે) તમે એન્જીનિયરીંગ કેવી રીતે પઢશો ? !"

પરંતુ અલ્લાહ તઆલાથી ડરનારો બીજા કોઈથી નથી ડરતો.

તેણે દાઢી કઢાવી નહિ.
ખુદાની અઝમતને દિલમાં દઢ કરી.
એન્જીનિયરીંગ પાસ કરી.

હવે, માશાઅલ્લાહ, મોટા મશીનો ચલાવે છે !

માહોલ ખરાબ છે પરંતુ પોતે સૂરત અને સીરત (ચહેરો અને ચરિત્ર) બન્ને રીતે નેક છે.

મારાથી વઝીફો પૂછયો.

મેં કહ્યું :

"અલ્લાહ તઆલા પર ભરોસો રાખવો તમારો વઝીફો છે. બસ, પોતાના નાઝુક મશીન (દિલ)ને ઠીક રાખો, બધું કામ બનતું જશે."

## ૩૨૨ હકીકી (સાચો) મકસદ

ફરમાવ્યું :

ફરાહીમ સાહબે મને કહ્યું કે :

"મારા પુત્રની (નોકરીના સ્થળની) બદલી એવી જગાએ થઈ છે કે ત્યાંનો માહોલ ઘણો ખરાબ છે."

મેં પૂછયું :

"પગાર શું મળે છે ? "

કહ્યું :

"૧૫૦ (દોઢસો) રૂપિયા."

મેં કહ્યું :

"જો પગાર ૧૫૦૦ (દોઢ હઝાર) મળે અને માહોલ ખરાબ રહે અને સર્વ તકલીફો બાકી રહે તો દુઆ કરું ?! "

કહેવા લાગ્યા :

"હઝરત ! એ તો બદદુઆ થશે !"

જેની નઝર આખિરતના અજર પર હોય છે તેઓ ધન, દૌલતના ઈચ્છુક નથી હોતા. તેઓ અલ્લાહ તઆલાની ખૂશીને નઝર સમક્ષ રાખે છે.

હું ગઈ કાલે જ 'હયાતુસ્સહાબા' (કિતાબ)માં વાંચતો હતો કે :

એક સહાબીએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી એની ઈજાઝત માંગી કે પોતાની કોમમાં જઈને ઈસ્લામની તબ્લીગ કરે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે :

"તમને તમારી કોમ શહીદ કરી દેશે."

સહાબી (રદિયલ્લાહુ તઆલા અન્હુ)એ ફરીથી અરજ કરી કે :

"મને ઈજાઝત આપી દો, એમાં મારા દિલને રાહત થશે."

ઈજાઝત મળી ગઈ.

તે સહાબી (રદિયલ્લાહુ તઆલા અન્હુ) પોતાની કોમમાં તબ્લીગ માટે ગયા.

કોઈએ નેઝો (ભાલો) ફેંકયો; જે તેમની આંખમાં લાગ્યો.

તેમની કોમે બદલો લેવા ચાહ્યો.

સહાબી (રદિયલ્લાહુ તઆલા અન્હુ)એ ફરમાવ્યું :

"બદલો ના લો !"

એ શાં માટે ફરમાવ્યું ?

એટલા માટે કે તેમને જઝાનો યકીન હતો.

એટલા માટે દુનિયાની દૌલત, ઈઝ્ઝત, ઝિંદગીની રાહત,

તેમની નિગાહમાં તુચ્છ હતી.

અસલ મકસદ જો નઝર સામે હોય તો કોઈ તકલીફ તકલીફ નથી રહેતી; બલ્કે તકલીફ પણ રાહત બની જાય છે.

એક શખ્સ મને કહેવા લાગ્યા :

"મારી દીકરી અલીગઢમાં ભણે છે. ત્યાં ખોરાક ખરાબ મળે છે પરંતુ બરદાશ્ત કરી રહી છે."

મેં કહ્યું કે :

"અસલ મકસદ (શિક્ષણ) તેની નઝર સામે છે; અને એ મકસદ તેની નજીક ઠીક છે; એટલે આ તકલીફને ખૂશીથી બરદાશ્ત કરી રહી છે."

## 323 હંગામી ચમક-દમક કે કાયમી સુકૂન ? !

ફરમાવ્યું :

જાહેર પર ન જયા કરો.

જાહેરી ઈઝ્ઝત, જાહેરી હુસ્ન (સૌંદર્ય) જાહેરી જમાલ (રૂપ), અને ચાલ્યા જનારા ધન, દૌલતનો શું ભરોસો ?

એ જુઓ કે એનું પરિણામ શું છે ?

જો પરિણામ ખરાબ છે તો;

આ ચમક અને દમક, હુસ્ન અને જમાલ, ઈઝ્ઝત અને દૌલત રાહત નથી; તકલીફ છે.

એનું દષ્ટાંત એવું છે કે :

એક ઘણું સરસ મકાન છે.

દીવાલો ખૂબસૂરત છે.

છત બુલંદ છે.

નરમ, નરમ બિછાના છે.

ઊંચો પલંગ છે.

ગાદી–તકિયા લાગેલા છે.

દરેક રીતનો આરામ.

દરેક રીતના શોભા–શણગાર.

ખાદિમો ખિદમતના માટે તૈયાર.

મિયાં સાહબ (મકાન માલિક) તશરીફ લાવ્યા.

પલંગ પર સૂતા.

તેમનો નોકર સામે જમીન પર, બિસ્તર વગર, તકિયા વગર સૂઈ ગયો !

થોડા સમય પછી ચાંચડ, માંકડ અને મચ્છરોએ મિયાં સાહબને હેરાન કર્યા.

તેમની આંખ ખુલી ગઈ.

કરવટ (પાસાં) બદલવા લાગ્યા.

હવે કોઈ ગમગુસાર (દુઃખ દૂર કરનાર) નથી.

નોકર તો આરામથી નસ્કોરાં બોલાવે છે !

હવે તમે બતાવો કે કોને આરામ મળ્યો ?

મિયાં (શેઠ)ને કે નોકરને ?

નરમ બિસ્તર, ઊંચો પલંગ, વીજળીના પંખા વગેરે રાહતનો સામાન બન્યો કે (નોકરનું) ધૂળવાળું ફરશ ?

અમ્બિયાએ કિરામ (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન) એ જ બતાવે છે કે :

દુનિયાની ઝિંદગી ભલે કેટલીયે આરામદાયક હોય અને ચમક, દમક ધરાવનારી હોય, તેમાં ચાંચડ, માંકડ, મચ્છર છે.

જેવી રીતે એક સૂનારાને ઊંઘ અને આરામ મકસૂદ (અપેક્ષિત) છે; નરમ બિસ્તર નહિ.

સૂનાર આરામને અગ્રતા આપશે; ભલે જમીન પર સૂવાથી મળે; કે બિસ્તર વગર અને મકાન વગર હાસિલ થાય.

એ જ પ્રમાણે આખરી આરામ અને રાહત, અજર અને સવાબ મકસૂદ છે; ચાહે તે ભૂખ્યા રહેવાથી મળે કે દુન્યવી તકલીફો અને દુઃખો ઉઠાવવાથી મળે.

અસલ મકસદ કાયમી (મરવા પછીનો) આરામ છે.

## ૩૨૪ વળતરના યકીનથી દરેક મુશ્કિલ આસાન થઈ જાય છે !

ફરમાવ્યું :

દુનિયાવાળાઓને જુઓ કે તેઓ ધન, દૌલત મેળવવા માટે મુશ્કેલમાં મુશ્કેલ કામ કરે છે. દૌલત મળવાની આશાથી મુશ્કેલમાં મુશ્કેલ કામ તેમના માટે આસાન થઈ જાય છે; અને અશકયમાં અશકય અમલ શકય થઈ જાય છે ! બસ, દૌલતની આશા જોઈએ !

જો કોઈને દૌલત કે કોઈ પ્રકારના ફાયદાની આશા હોય છે તો રુકાવટો અને અવરોધો દૂર થઈ જાય છે; અને કુવ્વત તથા તાકત પેદા

થઈ જાય છે.

એનું દષ્ટાંત એમ સમજો કે :

હું (ભોપાલ ઈલાકાની એક રિયાસત) ફૂરવાઈ ગયો.

હું ચાલવા, ફરવાથી મઅઝૂર છું.

ન પગોમાં તાકત, ન દિલમાં હિમ્મત.

સખ્ત ઉનાળો હતો અને બપોરની વેળા હતી.

લૂ ચાલતી હતી !

ચહેરાને દઝાડતી ગરમ હવા ચાલતી હતી.

નવાબ સાહબે મને કહ્યું કે :
“અત્યારે આપ ચાલતા સ્ટેશને જાઓ !”

આ સાંભળીને હું ગભરાઈ ગયો !

સ્ટેશન જવું એ મારા જેવા મઅઝૂરના માટે આવી બળતી બપોરે અશકય નહિ તો પણ પહાડ જેવું મુશ્કેલ જરૂર હતું !

નવાબ સાહબ મારી નિગાહોમાં પ્રિય હતા પરંતુ તેમના હુકમથી હું બદદિલ (દુઃખી) થઈ ગયો. મારી મઅઝૂરીનો લિહાઝ નવાબ સાહબ નથી કરતા અને આ બળતી બપોરે સ્ટેશન જવાનું કહી રહ્યા છે !

નવાબ સાહબને ત્યાંનું કિંમતી, ઉમદા અને સ્વાદિષ્ટ ભોજન મને ઝેર લાગવા માંડયું.

મેં વિચાર્યું કે, હું અમથો અહીં આવ્યો !

પેલી સુખી રોટી, ચટણી ... વગેરે ઘરમાં જે હતું તે સારું હતું. આ બલા (મુસીબત)માં તો ગિરફતાર ન થતે !

નવાબ સાહબ ફરી પાછા આવ્યા અને બોલ્યા :

“કહો, આપ જશો ? ”

આટલું કહીને નવાબ સાહબ અંદર ચાલ્યા ગયા.

મેં (મનમાં ને મનમાં) મન્નત માની કે :

“હે અલ્લાહ ! જો મને એનાથી છૂટકારો મળ્યો તો હું તારી જનાબમાં એક બકરો ઝબહ કરીશ. મને એનાથી છોડાવી દે ! ”

નવાબ સાહબ ફરી પાછા આવ્યા અને કહ્યું કે :

“જો આપ નથી જતાં તો હું ફલાણા શખ્સને મોકલું છું. જો આપ જતે તો આપને ફાયદો થતે. ૧૫૦૦૦ (પંદર હઝાર) રૂપિયા આપને મળી જાત. તો બીજા કોઈને કહી દઉં છું.”

૧૫૦૦૦ (પંદર હઝાર)નું નામ સાંભળીને મારા શરીરમાં (ખૂશીની) લહેર દોડી ગઈ !

૧૫૦૦૦ કેટલા વધારે છે ! માત્ર સ્ટેશન જવાના કારણે મળશે ! કેટલો સસ્તો સોદો છે !

હવે શરીરની રગોમાં લોહી દોડવા માંડયું !

૧૫૦૦૦ની સામે મઅઝૂરી ગાયબ થઈ ગઈ !

શરીરમાં શકિત આવી ગઈ !

વીજળી દોડવા લાગી !

આપો આપ મુખમાંથી શબ્દો નીકળ્યા :

"નવાબ સાહબ ! હું જઈશ !"

હું પૂછું છું કે થોડા જ સમયમાં કેફિયત કેમ બદલાઈ ગઈ ? !

મઅઝૂરી કેમ ખત્મ થઈ ગઈ ? !

એટલા માટે કે ૧૫૦૦૦ મળવાની ઉમ્મીદ થઈ ગઈ !

જઝા (વળતર)નો યકીન થઈ ગયો !

એક મોટો ફાયદો નઝર સામે આવી ગયો !

## ૩૨૫ દુનિયા કે આખિરત ?

ફરમાવ્યું :

આખિરતની મિષાલ (દૃષ્ટાંત) દુનિયા પણ સહીહ નથી.

આખિરત તો બેમિષાલ અને બેમિષ્લ (અજોડ) છે. તેની મિષાલ તો કયાં, માત્ર સમજાવવા માટે કંઈક કહું છું.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહિ ફરમાવ્યા કરતા હતા કે :

જો પેલું આ'લમ (આ દુનિયા)માં આવી જાય તો સમગ્ર દુનિયા રોશન થઈ જાય ! તો એ બન્નેમાં સરખામણી શું થઈ શકે !

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક મુર્દા સુન્નતને (લોકો સુન્નત પર અમલ કરતા ન હોય તેવી સુન્નતને) જીવંત કરવા બદલ ૧૦૦ (એકસો) શહીદોનો સવાબ બતાવ્યો છે !

પરંતુ આપણા યકીન મુર્દા છે.
ન અજર તથા સવાબનો યકીન છે;

ન અલ્લાહ તઆલાના વાયદાઓનું યકીન છે !

એટલે ઈસ્લામની વાતો અશકય, અસંભવિત લાગે છે.

આપણે મુમ્કિનાત (શકયલોક)માં પગ જ નથી મૂકયો !

બસ, આપણે દુનિયાની શકયતાઓમાં પડયા છે.

એટલા જ માટે ઈસ્લામનો નાનામાં નાનો મસ્અલહ;

જેમકે : વુઝૂ, નમાઝ, સુન્નતો પણ આપણને ભારી લાગે છે !

બસ, આપણી નજર દુન્યવી ફાયદાઓ અને જાહેરી ટીપ–ટાપ પર છે !

કુર્આન મજીદે કેટલું સરસ ફરમાવ્યું :

يَعْلَمُوْنَ ظَاهِرًا مِّنَ الْحَيٰوةِ الدُّنْيَا ج
وَهُمْ عَنِ الْاٰخِرَةِ هُمْ غٰفِلُوْنَ (سورۂ روم، آیت:۷)

<u>ભાવાર્થ</u> :

તેઓ આ જગત જીવનની જાહેરી સ્થિતિને જ જાણે છે, પણ તેઓ આખિરતથી (તદ્દન) બેખબર છે. [સૂરએ 'રૂમ', આયત નં. : ૭]



આ દુનિયાને મુહબ્બતથી જોવું અને તેનું આકર્ષણ થવું આખિરતના માટે હિજાબ (પર્દો, આડ) બની જાય છે. અને આ દુનિયા લીલો છમ, હરિયાળો બાગ હોય તેવું દેખાય છે !

પરંતુ પછી એનો અંજામ શું થાય છે ?

ફના અને માત્ર ફના (વિનાશ, મોત) !

અંજામ કબર છે ! અને
કબર પછતાવાની, અફસોસ કરવાની જગા છે !

## ૩૨૯ ઈબ્રત અને હસરત

ફરમાવ્યું :

જાઓ અને કબ્રસ્તાનવાળઓને પૂછો !

ધન–દૌલતથી રમનારા અને એશ, આરામ તથા ભોગ–વિલાસમાં ઝિંદગી વીતાવનારા આજે (કબરની) માટીમાં મળેલાં છે !

કબ્રસ્તાનરૂપી આ ખામોશ શહેર તમને બતાવશે કે :

كَمْ تَرَكُوْا مِنْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ۙ وَّزُرُوْعٍ وَّمَقَامٍ كَرِيْمٍ ۙ
وَّنَعْمَةٍ كَانُوْا فِيْهَا فٰكِهِيْنَ (سورۂ دخان، آیت: ۲۵ تا ۲۷)

**ભાવાર્થ** :

તેઓ (મરનારા) (આ દુનિયામાં) :

- બગીચા તથા નહેરો મૂકી ગયા. અને
- ઘણી ખેતીઓ તથા ઉમદા ઈમારતો (મૂકી ગયા.) અને
- આરામના સાધનો પણ (મૂકી ગયા) જેમાં તેઓ મોજ માણતા હતા !

[સૂરએ 'દુખાન', આયત નં. : ૨૫ થી ૨૭]

અલ્લાહ તઆલા આગળ ફરમાવે છે :

كَذٰلِكَ قف وَاَوْرَثْنٰهَا قَوْمًا اٰخَرِيْنَ (سورۂ دخان، آیت: ۲۸)

**ભાવાર્થ** :

એવું જ થયું (એ બધું આ દુનિયામાં જ રહી ગયું) અને અમે બીજી કોમને એ સર્વ વસ્તુઓના માલિક બનાવી દીધા.

[સૂરએ 'દુખાન', આયત નં. : ૨૮]



તમે કહેશો કે, કબરવાળા વળી ક્યારે બોલે છે ?

હું કહું છું કે કબરવાળા ઝબાને હાલથી નહિ ઝબાને કાલથી (ખુદ એમના મોઢાથી) બોલે છે, સાંભળવાની શક્તિ હોવી જોઈએ ! સલાહિયત અને મુનાસિબત હોવી જોઈએ.

જેવી રીતે આ દુનિયામાં દૂર દૂરની વાતો આપ ટેલીફોન અને વાયરલેસથી સાંભળો છો, પરંતુ જો આપ ટેલીફોનનું રીસીવર (શ્રવણયંત્ર) પોતાના કાનોથી લગાવો તો સંભળાશે નહિતર સંભળાશે નહિ.

એ જ પ્રમાણે કબરવાળાઓની બોલી સાંભળવાના માટે પણ એક રીસીવર (શ્રવણયંત્ર)ની જરૂરત છે. અને એ રીસીવર છે કુર્આને કરીમ. એના મારફતે સાંભળો તો સાંભળી શકશો.

કબરવાળાઓ કહી રહ્યા છે અને પુકારી પુકારીને કહી રહ્યા છે :

يٰوَيْلَنَا قَدْ كُنَّا فِيْ غَفْلَةٍ مِّنْ هٰذَا بَلْ كُنَّا ظٰلِمِيْنَ

(سورۂ انبیاء، آیت:۹۷)

**ભાવાર્થ** :

હાય અમારી બદબખ્તી !
અમે એનાથી (મરવા પછીના જીવનથી) ગફલતમાં રહ્યા !
એ માટે (અન્ય નહિ) બલ્કે અમે (પોતે જ) કસૂરવાન હતા.

[સૂરએ 'અમ્બિયા', આયત નં. : ૯૭]

## ૩૨૭ કબરવાળા છાતી કૂટી રહ્યા છે !

ફરમાવ્યું :

શું કહું ? કબરવાળા પોતાની છાતી કૂટી રહ્યા છે (હૈયાફાટ રુદન અને આક્રંદ કરી રહ્યા છે) !

માતમ કરી રહ્યા છે; એના ગમમાં કે તેમણે દુનિયાની ઝિંદગી બરબાદ કરી અને દુનિયાની મોજ–મઝામાં પડીને, અલ્લાહને ભૂલાવી બેઠા અને આખિરતનો એશ–આરામ ભૂલી ગયા !

આ વાણી તે લોકોની હશે જેઓ કાફિર હશે તેઓ કયામતમાં કહેશે :

તે શાન અને શવકત,
તે ઈઝ્ઝત અને તરક્કી,
તે માલ અને દૌલત,
તે આરામ અને રાહત,

જે દુનિયામાં અમને હાસિલ હતા તેને જેણે ચાખ્યા નહિ તે શું જાણે ? !

## ૩૨૮ બાળકની ફિતરત (સ્વભાવ, પ્રકૃતિ) માતા–પિતા બગાડે છે !

ફરમાવ્યું :

બાળક પોતાની ફિતરત પર પેદા થાય છે. પરંતુ મા–બાપની બુરી હરકતો તથા બુરા કામોથી ફિતરત બદલાઈ જાય છે.

અત્યારે થોડા દિવસની વાત છે.

એક મા'સૂમ (નિર્દોષ) બાળક રમતું હતું.

મેં વહાલથી તેને પૂછયું :

"બેટા ! શું ભણો છો ? "

તેણે એવો ગલત અને બેહૂદા જવાબ આપ્યો કે હું સ્તબધ થઈ ગયો !

મારા દિલ પર જાણે વીંછીએ દંખ માર્યો !

મેં કહ્યું :

"જાઓ, દીકરા, જાઓ !
તેં એવું ઝેર આપ્યું કે એને ઉતારવાની દવા મુશ્કેલ છે !

આ તારો કુસૂર નથી. તારી તો ફિતરત સહીહ હતી. તારા બાપે અને માતાએ તારી ફિતરત બગાડી. બાળપણથી જ તને ખરાબ કરી દીધો ! "

એવા જ બાળકો કયામતમાં કહેશે :

رَبَّنَآ اِنَّآ اَطَعْنَا سَادَتَنَا وَكُبَرَآءَنَا فَاَضَلُّوْنَا السَّبِيْلَا

(سورۂ احزاب، آیت: ٦٧)

<u>ભાવાર્થ</u> :

બેશક, અમે અમારા સરદારો તથા અમારા વડીલો (માતા–પિતા વગેરે)નું કહેવું માન્યું તો તેઓએ અમને માર્ગથી રખડાવી દીધા ! [સૂરએ 'અહઝાબ' : ૬૭]

○

એ બાળકો પોતાના વડીલોની શિકાયત કરશે કે :

તેમણે અમારી જિંદગી બરબાદ કરી.

## ૩૨૯ હરકતમાં બરકત

ફરમાવ્યું :

લોકો જયારે નિર્ધન હતા તો જાડા ચાવલ ખાતા હતા.

હવે અલ્લાહે વિશાળતા (દોલત) આપી તો જાત જાતના પકવાનો ખાય છે !

આ જાત જાતના પકવાનોની લિઝ્ઝતના કારણે તેઓ જાડા ચાવલને ભૂલી ગયા !

તેની કોઈ હકીકત જણાતી નથી.

પહેલાં મીઠાં તેલના દીવા સળગતા હતા.

તેના અજવાળામાં જ બધું કામ થતું હતું.

લોકો રહેતા હતા, ખાતા હતા, વાંચતા હતા, લખતા હતા, અને એમાં ખૂશ હતા.

કહેતા હતા કે, તેલના આ દીવા પણ અલ્લાહ તઆલાની મોટી નેઅમત છે.

અમીરો અને બાદશાહોને ત્યાં સેંકડો ચિરાગો (દીવા) સળગતા હતા; શમ્અહ (મિણબત્તી) રોશન થતી હતી. તેમને તેલની શી કમી હતી !

તેઓ માલદાર લોકો હતા.

તે પછી દુનિયાએ તરક્કી કરી.

તેલની જગાએ વીજળી (ઈલેકટ્રીસીટી) આવી.

હાથના પંખાઓના બદલે ઈલેકટ્રીક પંખાઓ થઈ ગયા.

આ બધું એટલા માટે થયું કે દુનિયાવાળાઓએ ચિંતન અને મનનથી કામ લીધું.

તેલના દીવાઓને કાફી નહિ સમજયા.

અલ્લાહે અક્કલ અને વિચાર શકિતની જે દૌલત ઈન્સાનને આપી છે તેનાથી કામ લેવામાં આવ્યું. અને જોતાં જોતાંમાં જ તરક્કી થઈ ગઈ !

એ જ પ્રમાણે આપણે પણ આપણી હાલની ઝિંદગી પર સંતોષ માનવો ન જોઈએ.

એને બહેતર બનાવવાની ફિક્ર–ચિંતા કરવી જોઈએ.

આખિરતની ઝિંદગીને બહેતરથી બહેતર બનાવવા માટે ચિંતન–મનનથી કામ લેવું જોઈએ.

અલ્લાહ તઆલાનું ફરમાન છે :

مَنْ كَانَ يُرِيْدُ حَرْثَ الْاٰخِرَةِ نَزِدْ لَهٗ فِيْ حَرْثِهٖ ج
وَمَنْ كَانَ يُرِيْدُ حَرْثَ الدُّنْيَا نُؤْتِهٖ مِنْهَا لا
وَمَا لَهٗ فِي الْاٰخِرَةِ مِنْ نَّصِيْبٍ (سورۂ شوریٰ، آیت:۲۰)

ભાવાર્થ :

જે કોઈ આખિરતની ખેતી ચાહતો હોય તેના માટે તેની ખેતીને

અમે વધારીશું અને જે કોઈ દુનિયાની ખેતી ચાહતો હોય તેને અમે તેમાંથી કંઈક આપીશું, પણ તેના માટે આખિરતમાં કાંઈ હિસ્સો નથી.

[સૂરએ 'શૂરા' : ૨૦]



અલ્લાહે ઈમાનની જે રોશની આપણને આપી છે; બેશક, એ મોટી રોશની છે પરંતુ એ રોશનીમાં વધારો કરવાની કોશિશ કરવી જોઈએ.

જેવી રીતે દીવામાંથી લેમ્પ (ફાનસ) બન્યા,
લેમ્પમાંથી તરક્કી કરીને ઈલેકટ્રીસીટી બની,
અને ઈન્સાન હજુ એનાથી યે આગળ વિચારે છે !

એ જ પ્રમાણે આપણે ઈમાનની રોશનીને વધારવી જોઈએ.

આજે જેવી રીતે વીજળીની રોશનીમાં દીવા અને લેમ્પની રોશની અંધારી (ઝાંખી) લાગે છે;

એ જ પ્રમાણે આખિરતની નેઅમતો અને રાહતોની આગળ દુનિયાની રાહતો તુચ્છ જણાશે.

દુનિયાની બાબતમાં તરક્કી કરતા જઈએ છીએ; આપણું દિમાગ ચાલતું રહે છે;

પરંતુ દીનની બાબતમાં આપણે સંતોષ પસંદ કરીએ છીએ. તરક્કીની કોઈ પરવાહ નહિ !

એ ઈન્સાનની ફિતરત છે કે, એક તરક્કી પછી બીજી તરક્કી માટે વિચારે છે.

દીનમાં પણ એવું જ થવું જોઈએ.

એનું જ નામ ઈબાદત છે.

આપણે :

- રોઝહ રાખીએ છીએ,
- નમાઝ પઢીએ છીએ,

એ બધું ઠીક છે પરંતુ એ નમાઝોમાં, એ રોઝહમાં રૂહ પેદા કરો.

અફસોસ છે કે :

નમાઝ પઢનારા નમાઝોથી બેગાના છે !
ન રૂહ (ધ્યાન અને એકાગ્રતા)ની કાળજી,
ન અરકાનનો ખ્યાલ,
ન દિશા ઠીક,
ન દિલ સહીહ,
રુખ પર સજદહ કરે છે તો પગો બેરુખ !

## 330 અદબ શું છે ?

ફરમાવ્યું :

અદબ મોટી ચીઝ છે; કહેવાનો અંદાઝ હોવો જોઈએ. એક જ વાત ઘણા અંદાઝથી કહી શકાય છે.

એકની અસર કંઈ થાય છે; બીજાની અસર કંઈ થાય છે.

આપ કોઈની દા'વત કરો અને ખાનારાઓને આપ એમ કહો કે :

"મિયાં જલ્દી ખાઓ અને બીજાઓના માટે જગા કરો ! તમે મોડું કરી રહ્યા છો."

આપના આ પ્રમાણે કહેવાથી મહેમાન ગુસ્સે અને નારાઝ થઈ જશે અને તેમને કૂરમા અને પુલાવ, કૂરમા અને પુલાવ નહિ બલ્કે ઝેર લાગશે !

જો એમ કહેવામાં આવે કે, આવા (તોછડા) માણસનું ખાવાનું ખાવા કરતાં ઝેર ખાવું વધારે સારું છે; તો ગલત ન કહેવાશે.

તરીકો તો આ છે કે, એવું કહે કે :

"આરામથી બેસો અને ઈત્મીનાનથી ખાઓ !"

એ જ પ્રમાણે :

આદમી નમાઝ પઢતો હોય અને વિચાર એ તરફ લાગેલો હોય કે, નમાઝ (જલ્દી) પૂરી કરું અને ફલાણું કામ શરૂ કરું; તો એ નમાઝની બે અદબી છે.

એ એવું જ છે કે એક માનવંત મહેમાનને કહેવામાં આવે કે :

"ખાવાથી જલ્દી ફારિગ થાઓ જેથી જગા ખાલી થાય અને બીજા મહેમાનો બેસી શકે."

## ૩૩૧ મા'મલો બિલ્કુલ ઊલટો કરી દેવામાં આવ્યો છે !

ફરમાવ્યું :

મા'મલો બિલ્કુલ ઊલટો કરી દેવામાં આવ્યો છે !

- નમાઝ જલ્દી જલ્દી પઢે છે. અને દુઆમાં મોડું કરે છે ! જો કે નમાઝ દુઆનો જામિઅ (સંગ્રહ) છે.
- નમાઝ પોતે જ દુઆ છે.

- નવાફિલનો ઘણો ઈહતિમામ (પ્રબંધ) અને ફરાઈઝની કાળજી ઓછી છે !
- જો કે નવાફિલ બારાત (વરયાત્રા, જાન) છે; અને ફરાઈઝ દુલ્હો છે.

હું તો કહું છું કે :

જો કોઈએ વઝીફો પણ નહિ પઢયો અને નમાઝને કાયદાપૂર્વક અદા કરી તો બધાં વઝીફા અને દુઆ પૂરા થઈ ગયા.

કેટલા અફસોસની વાત છે !

હઝારોમાંથી એકને પણ નમાઝના અહકામ અને અરકાન યાદ નથી !

અને દુનિયાભરની માહિતી પૂછી લો !

સવાર થાય એટલે અખબાર શોધવા માંડે !

- અમેરિકમાં શું થઈ રહ્યું છે !
- રશિયામાં શું થઈ રહ્યું છે !

મારા મહોલ્લામાં એક શખ્સ મસ્જિદની સામે રહેતો હતો. મજબૂત, પહેલવાન પરંતુ નામનો જ મુસલમાન.

એક વખતની નમાઝ પણ પઢતો ન હતો.

પરંતુ અખબારનો કીડો હતો !

બસ, એમાં જ તેની જિંદગી પૂરી થઈ ગઈ !

અલ્લાહ તઆલા તેની મગફિરત કરે !

વાત આ છે કે :

લોકોના દિમાગોમાં દુનિયાની જિંદગીનો કચરો ભરેલો છે; અને તે સડતો રહે છે ! અત્તર લગાવવાથી અને ખૂશ્બૂના સ્પર્શથી કામ

નહિ ચાલશે.

દિમાગમાંથી એ કચરો કાઢીને દુર્ગંધને દૂર કરવી પડશે.

ખૂશ્બૂ તો ફિતરી (કુદરતી) છે.

આ અજીબ વાત છે કે, લોકોના માટે આ આસાન છે કે પાણીમાં કલાકો સુધી ઊભા રહીને વઝીફા પઢે પરંતુ એવું કહેવામાં આવે કે :

- તમારી હાલત બદલો,
- દિમાગમાંથી કચરો કાઢો,
- બુરા વિચારોથી દિલને પાક કરો,

તો એ અશકય મા'લૂમ પડે છે !

## ૩૩૨ ફવ્ઝે અઝીમ અર્થાત્ મોટી કામિયાબીનો મદ્રસહ

બુઝુર્ગાને દીનના સદકહમાં તો આ સમજમાં આવે છે કે :

- દુનિયા એક મદ્રસહ છે.
- અહીં પઢો અને સનદ લો.
- કઈ સનદ ?

હયાતે અબદી (અમર અને અનંત જીવન) તથા ફવ્ઝે અઝીમ (મોટી કામિયાબી)ની સનદ.

કુર્આન શરીફમાં છે :

اِنَّ الْمُتَّقِيْنَ فِىْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ۙ اٰخِذِيْنَ مَآ اٰتٰهُمْ رَبُّهُمْ ط

إِنَّهُمْ كَانُوا قَبْلَ ذَٰلِكَ مُحْسِنِينَ

(سورۂ ذٰریات، آیت: ۱۵،۱۶)

**ભાવાર્થ** :

બેશક, અલ્લાહથી ડરનારાઓ બગીચાઓ અને નહેરોમાં હશે. તેમના પરવરદિગારે તેમને જે નેઅમતો અર્પણ કરી હશે તેને (સહર્ષ) લેતા હશે. ખરેખર, તેઓ એના પહેલાં (દુનિયામાં) સદાચારી હતા.

[સૂરએ 'ઝારિયાત' : ૧૫, ૧૬]



હું તો કહું છું કે :

આ દુનિયામાં ફવ્ઝે અઝીમ (મહાન સફળતા) અને હયાતે અબદી (અમર, અનંત જીવન)ની તા'લીમ માત્ર હાસિલ જ નથી કરવી બલ્કે તેના માટે જાન આપી દેવા અને ગળું કપાવી દેવાથી પણ પૂરો હક અદા નથી થતો.

જુઓ, દુનિયાવાળાઓ, દુનિયાના માટે, લાખોની સંખ્યામાં ગળા કપાવી દે છે કે તેમની નસલો (વંશજો) દુનિયાની ફલાહ (સફળતા) હાસિલ કરી શકે. જો કે આ દુનિયા ફાની (નાશવંત) છે. એના અવિનાશી રહેવાની કોઈ જામીનગીરી નથી.

અને આપણી હાલત આ છે કે હયાતે અબદી (આખિરતના અનંત જીવન)ના માટે માંખી પણ નથી ઊડાવતા !!!

અસલમાં અલ્લાહ તઆલાનો ખૌફ જ અસલ છે. જયારે અલ્લાહ તઆલાનો ખૌફ કોઈના દિલમાં પેદા થાય છે તો તકવો અપનાવી લે છે અને એ જ સહીહ ફિતરતનો તકાઝો છે.

## 333 દુનિયા તકલીફોનું સ્થાન છે

ફરમાવ્યું :

અલ્લાહનો ખૌફ અને તકવાની ઝિંદગી અપનાવવાથી અલ્લાહ તે ઝિંદગી અર્પણ કરે છે જેમાં અમન અને સુકૂન તેમજ કરાર (ચેન) હશે. તથા તે દાઈમી (કાયમી, અનંત) હશે.

કુર્આને કરીમમાં તકવો અપનાવનારાઓ વિષે છે કે :

اُدْخُلُوْهَا بِسَلٰمٍ اٰمِنِيْنَ (سورۂ حجر، آیت:۴٦)

<u>ભાવાર્થ</u> :

(તેમને કહેવામાં આવશે કે) એમાં (જન્નતમાં) સલામતીની સાથે વગર ખટકે દાખલ થાઓ. [સૂરએ 'હિજ્ર' : ૪૬]



અને આ દુનિયાની જે ઝિંદગી છે; તેની રાહત, તેનો આરામ બધું હંગામી (કામચલાવ) છે. પરંતુ દુનિયાવાળા એના પર જ એવા રીઝેલા (રાજી) છે અને તેમને એ ધોકો (ભ્રમ) છે કે અહીં (દુનિયામાં) અને ત્યાં (આખિરતમાં) બન્ને જગાએ તેમને આ નેઅમત મળશે !

પરંતુ ખૂદ દુનિયાની હાલત આ છે કે અહીં કદમ કદમ પર તકલીફ અને દુઃખ છે.

- દૌલત છે પરંતુ દિલને કરાર (ચેન) નથી !
- ઈઝ્ઝત છે પરંતુ જૂઠી !
- તંદુરસ્તી છે પરંતુ બીમારીની સાથે !

● શરીર છે પરંતુ થાકી જનારું !
● જવાની છે પરંતુ બુઢાપો લાવનારી !

અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَمَنْ نُّعَمِّرْهُ نُنَكِّسْهُ فِى الْخَلْقِ ؕ اَفَلَا يَعْقِلُوْنَ
(سورۂ یٰس، آیت:۶۸)

ભાવાર્થ :

અને જેને અમે અતિવૃદ્ધ કરીએ છીએ તેને જન્માવસ્થા (બાળપણ)ની મૂળ સ્થિતિ (ફિતરત, પ્રકૃતિ)માં પલટાવી નાખીએ છીએ; છતાં શું તેઓ સમજતા નથી ?! [સૂરએ 'યા–સીન' : ૬૮]

આજે અહીં (દુનિયામાં) દુઃખ,
કાલે ત્યાં (આખિરતમાં) તકલીફ !

જુઓ, મધમાખીઓ પોતાની હિફાઝતના માટે મધપૂડો (મકાન) બનાવે છે ! કેટલું ખૂબસૂરત અને દિલકશ ! કેટલું સુઆયોજિત અને વ્યવસ્થિત !

આજે ઈન્સાન પણ કેવા કેવા મહેલો અને મકાનો બનાવે છે ! મોટા મોટા બગીચાઓ, નહેરો, ઝરણાંઓ, પરંતુ આ બધી આરામદાયક ચીઝોની સાથે શું મળે છે ?!

છેવટે મોત ! બીમારી અને તકલીફ !

અમન અને સલામતીનું તો નામ નથી !

અમ્બિયા અલયહિમુસ્સલામ એવા મહેલ બનાવડાવે છે કે આરામ અને રાહતની સાથે સુકૂન અને કરાર પણ મળે છે.

# ૩૩૪ દરેક તકલીફ પછી રાહત છે

અલ્લાહ તઆલાનો વાયદો છે :

اِنَّ مَعَ الْعُسْرِ يُسْرًا (سورۂ انشراح، آیت:٦)

ભાવાર્થ :

બેશક, મુશ્કેલીની સાથે આસાની (પણ) છે.

[સૂરએ 'ઈન્શિરાહ' : ૬]

ફરમાવ્યું :

- બેલગામી (સ્વછંદતા, અનિયંત્રિત જીવન) અને
- ખુદા ફરામોશી (અલ્લાહ તઆલાને ભૂલી જવું)

એ (બન્ને) અલ્લાહ તઆલાના ગઝબને લાવે છે.

કેટલાક કામો જેવાં કે :

- મોટે મોટેથી હસવું,
- મોજ, મઝા અને મસ્તી,
- લિઝ્ઝત

... વગેરે દેખાવે ઘણાં મનોહર અને આનંદદાયક છે પરંતુ એમાં :

- ખુદાની નારાઝગી,
- ઈતાબ (ગુસ્સો અને ઠપકો)
- ગઝબ (પ્રકોપ)

છુપાયેલાં છે !

અને ઈન્સાન ગાફિલ રહે છે.

એ જ પ્રમાણે કેટલીક વખતે :

- નાગવારી (અણગમો),
- પરેશાની (દુ:ખ, ચિંતા, બેચેની),

આરામ અને રાહતનો સબબ બને છે. અને આ વાત ઈન્સાન ત્યારે સમજે છે કે જયારે તેને (દુ:ખો અને તકલીફો પછી) રાહત પ્રાપ્ત થાય છે.

દરેક શરઈ તકલીફ મને, તમને, જાહેરી રીતે નાગવાર (અણગમતી) લાગે છે; પરંતુ હકીકતમાં એવું નથી. એમાં મોટા મોટા ફાયદાઓ છે. અને ફાયદાઓ જયારે આપણને મળશે તો નાગવારી (અણગમા)ના બદલે એહસાનની લાગણી પેદા થશે.

## ૩૩૫ દુનિયાની મુસીબતો કિયામતની મુસીબતોનું રિહર્સલ (પૂર્વપ્રયોગ) છે

ફરમાવ્યું :

આજે દુનિયા કેવી વિકટ પરિસ્થિતિમાંથી પસાર થઈ રહી છે ! અનેક મુસીબતો અને તબાહીઓ આવી રહી છે; અને આપણે તેમાં પણ ખૂશ છીએ !

- ખાય–પી રહ્યા છીએ !
- હસી–બોલી રહ્યા છીએ !
- ખેલ–તમાશા કરતા ફરીએ છીએ ! અને

સમજતા નથી કે આ મુસીબતો શા માટે આવી રહી છે; એના પરિણામો શું હશે !

- આજે અહીં ધરતીકંપ થયો;
- કાલે ત્યાં થયો;
- મહેલો ધરાશાયી થઈ ગયા;
- મકાનો ઢળી પડયા,
- માનવો મરી ગયા,
- માલી નુકસાન થયું !

આ બધુ હેતુ વગરનું અને પરિણામ વિહિન નથી.

આપણે એના સમાચારો વાંચતા રહીએ છીએ. અને સમીક્ષા તથા સમાલોચના કરતા રહીએ છીએ.

એ રિહર્સલ છે તે મોટા ધરતીકંપનો જે કિયામતમાં આવનાર છે !

એ રિહર્સલ છે તે મહાન દિવસનો જે મરવા બા'દ આવનાર છે.

એ અલ્લાહ તઆલાના તરફથી આગાહી છે; વીંછીઓ અને સાપોના દંખ મારવાની !

પરંતુ કોણ છે જે એનાથી સબક (બોધપાઠ) લે !

સાંભળો :

يٰۤاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمْ ج

اِنَّ زَلْزَلَةَ السَّاعَةِ شَیْءٌ عَظِیْمٌ (سورۂ حج، آیت:۱)

<u>ભાવાર્થ</u> :

હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરો. (અને તા'બેદારી કરો.) બેશક, કિયામતનો ધરતીકંપ એક મહાન વસ્તુ છે.

[સૂરએ 'હજ્જ' : ૧]

એ ઝેરીલા સાપથી બચો નહિતર તેના ડંખ મારવા બા'દ રાખ થઈ જશો.

يَوْمَ تَرَوْنَهَا تَذْهَلُ كُلُّ مُرْضِعَةٍ عَمَّآ اَرْضَعَتْ وَتَضَعُ كُلُّ ذَاتِ حَمْلٍ حَمْلَهَا وَتَرَى النَّاسَ سُكٰرٰى

(سورۂ حج، آیت:۲)

<u>ભાવાર્થ</u> :

જે દિવસે તમે તે (ધરતીકંપ)ને જોશો (તે દિવસે) દરેક દૂધ પિવડાવનારી પોતાના દૂધ પીતા (બાળક)ને ભૂલી જશે અને દરેક ગર્ભવતી પોતાનો ગર્ભ (અધૂરો) પાડી નાખશે અને આપ લોકોને (જાણે) નશામાં (હોય તેવા) જોશો. [સૂરએ 'હજજ' : ૨]

આજના બનાવો તેના દૃષ્ટાંતો છે.

નશાની થોડી ઘણી હાલત આજે પણ છે.

મદહોશી અને ગફલત જીવનમાં જોવા મળે છે.

એવી મજલિસોમાં જયાં બાપ, ચાચા, વડીલ, પોતાના, પરાયા, નાના, મોટા લોકો હોય છે તેમાં આપણા આજના જવાનો તંગ (ચુસ્ત) પાટલૂન જે આજે ફેશન ગણાય છે, પહેરીને, કેવા ખુલ્લા અંગો સાથે આવે છે કે સતર (ગુપ્તભાગ)નો સુદ્ધાં ખ્યાલ નથી !

એવા જવાનોને જોઈને નિગાહો શરમથી ઝુકી જાય છે પરંતુ આવનારાઓને પોતાની બેહયાઈ (બેશરમી, નિર્લજજતા)નો અહેસાસ પણ નથી. આ નશો અને બેહોશી નથી તો બીજું શું છે ?

એ કયામતના પેલા મોટા નશાની પૂર્વભૂમિકા છે.

હું તો કહું છું કે એ નશો પણ નથી. પથ્થરના પૂતળા જેવું બનાવી દીધું છે.

એ ગફલત અને અલ્લાહ તઆલાનો અઝાબ છે જે એમના પર છવાઈ ગયો છે !

## ૩૩૯ છુપાયેલી આગ !

ફરમાવ્યું :

દિવાસળી કેટલી મા'મૂલી હોય છે !
એક નાનકડી ડબ્બી અને તેમાં કેટલીક સળીઓ.
સ્પર્શ કરો અને મૂકી દો !
ન ગરમી, ન આગ, ન ચિનગારી !

પરંતુ સળીને જરા ઘસો, તેમાંથી જયોત નીકળશે અને એ જયોત જયાં પણ અડકાવશો ત્યાં આગ ભડકી ઊઠશે !

એ દિવાસળીની ડબ્બીમાં આગ તો દેખાતી નથી; પરંતુ હકીકતમાં આગ ભરી છે.

બસ, ઉપયોગ કરવાની વાર છે.

પેટ્રોલના પીપળાઓ ભરેલાં છે.

દિવાસળીની એક સળીને જરા ઘસીને પેલા કારખાનામાં ફેંકો !

શું પરિણામ આવશે ?

સમગ્ર કારખાનું જે અત્યાર સુધી શાંતિ ભરેલું હતું તે આગની

જવાળાઓની લપેટમાં આવી જશે.

એ જ પ્રમાણે બુરા આ'માલ અને અલ્લાહ તઆલાની નાફરમાનીઓ છે કે જોવામાં કંઈ દેખાતું નથી પરંતુ એવા અમલોથી એવી આગ લાગે છે કે અલ્લાહ તઆલાની પનાહ !

## ૩૩૭ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સૌથી મોટો અદબ

ફરમાવ્યું :

અલ્લાહ તઆલાએ આપણને અદબ શીખવ્યો છે. અને સૌથી મોટો અદબ અલ્લાહ અને રસૂલના હુકમની આગળ માથું ઝુકાવી દેવું છે.

કુર્આને કરીમે સહાબએ કિરામને સંબોધીને કહ્યું :

لَا تَرْفَعُوْٓا اَصْوَاتَكُمْ فَوْقَ صَوْتِ النَّبِيِّ

(سورۂ حجرات، آیت:۲)



**ભાવાર્થ :**

પોતાના અવાજને નબીના અવાજ કરતાં ઊંચો ન કરો.

[સૂરએ 'હુજુરાત' : ૨]



કેટલો જબરદસ્ત લિહાઝ (આદર) છે !

કેટલો મહાન દરજાનો અદબ છે !

જુઓ, મુસલમાનો !

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક

અવાજની આગળ પોતાનો અવાજ નીચો રાખવો, એ હુકમ માત્ર તે સમય પૂરતો ન હતો; માત્ર સહાબએ કિરામ માટે જ ન હતો; બલ્કે પૂરી ઉમ્મતના માટે, કિયામત સુધી છે.

આ કુર્આની અવાજ આજે પણ એ જ રીતે આવી રહ્યો છે જેવી રીતે તેના નુઝૂલ (ઉતરવા)ના સમયે સંભળાતો હતો.

આજે એ અવાજ આપણને બતાવી રહ્યો છે કે :

- હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કોઈ હુકમની આગળ પોતાની મસ્લિહત ન શોધો.
- દીનમાં હીલા, બહાના ન શોધો.
- કંઈ પણ દલીલ કરવા વગર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમને માનો.
- નહિતર તમારો અવાજ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અવાજના કરતાં ઊંચો થઈ જશે.
- અને એનું પરિણામ શું થશે ?

કુર્આને કરીમ કહે છે :

اَنْ تَحْبَطَ اَعْمَالُكُمْ وَاَنْتُمْ لَا تَشْعُرُوْنَ
(سورۂ حجرات، آیت:۲)

ભાવાર્થ :

અકારત (નિરર્થક) થઈ જશે તમારા આ'માલ અને તમને ખબર (પણ) નહિ થશે. [સૂરએ 'હુજુરાત' : ૨]



સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ અલયહિમ અજમઈને આ

અદબને શીખી લીધો હતો. તેઓ પોતાના અવાજને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અવાજ કરતાં એટલો નીચો રાખતા હતા કે જાણે મજલિસમાં છે જ નહિ ! જાહેરી રીતે પણ અને બાતિની, આંતરિક રીતે પણ. એ જ કારણ છે કે તેમની હાલતો બદલાઈ જતી હતી.

એ જ કારણ હતું કે :

- મુખાલિફ (દુશ્મનો) આવતા હતા,
- ઝેર પાયેલી તલવાર લાવતા હતા,
- અને માથું કદમોમાં નાખી દેતા હતા (શરણે થઈ જતા હતા ! )
- તેમના કિસ્સાઓ વાંચો !
- અને જુઓ, સહાબાના કિસ્સા, કિસ્સા નથી ! એ તો એવા છે જેવી રીતે આપણા કાન, નાક, ઝબાન.

અર્થાત્ શરીરના તે તમામ અંગો જેના પર આપણી જિંદગીનો આધાર છે.

ગઈ કાલે જ મેં 'હયાતુસ્સહાબા' (કિતાબ)માં વાંચ્યું કે :

જયારે મક્કાના મુશરિકો બદરમાં હારી ગયા તો રંજ અને ગમનું વાતાવરણ છવાઈ ગયું !

ઉમૈરે સફવાન સાથે મશ્વરો કર્યો કે, જો કર્ઝ અને બીવી તથા બાળકોનો ખ્યાલ ન હોત તો (નઊઝુબિલ્લાહ) હું જઈને (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હત્યા કરી દેતે.

સફવાને એ કામોની (બીવી તથા બાળકોની) ઝિમ્મેદારી લીધી.

ઉમૈર તલવારને ઝેર પાયને મદીના મુનવ્વરહ ઉપડયો.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની મજલિસમાં

રોનક અફરોઝ (બિરાજમાન) હતા.

હઝરત ઉમર (રદિયલ્લાહુ તઆલા અન્હુ)એ ઉમૈરને આ હાલતમાં આવતા જોયો તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં અરજ કરી કે :

"ખુદાનો દુશ્મન આવી રહ્યો છે. હુકમ હોય તો આગળ વધીને કતલ કરી દઉં ?"

ઈર્શાદ થયો :

"આવે છે તો આવવા દો !"

કહેવા લાગ્યો :

"મારા પુત્રને છોડાવવા આવ્યો છું."

ઈર્શાદ ફરમાવ્યો :

"અને તમે મક્કા શરીફમાં સફવાન સાથે એકાંતમાં મશ્વરો કરી રહ્યા હતા તે શું હતું ?"

ઉમૈરનું દિલ ફેરવાઈ ગયું. તત્કાળ મુસલમાન થઈ ગયા.

એ શા માટે થયું ?

તેનો ઈરાદો કેમ બદલાઈ ગયો ?

કાતિલમાંથી શયદાઈ કેમ બની ગયા ?

તેમની હાલતમાં એકદમ પરિવર્તન કેમ થયું ?

કુર્આન શરીફમાં શોધો અને તલાશ કરો તો મળશે.

હું તો એ જ કહેતા કહેતા મરી જઈશ કે :

"પોતાના શરીરના નાઝુક પુરઝા (અંગ અર્થાત્ દિલ)ને દુરુસ્ત

કરી લો, અને એની હિફાઝત કરો."

સહાબા રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈને માત્ર દિલને દુરુસ્ત કરી લીધું હતું અને એમાં જે કચરું આવી ગયું હતું તે કાઢી નાંખ્યું હતું. ઉમૈરે પણ છેવટે એ કચરું કાઢી નાંખ્યું તો તેમની હાલત બદલાઈ ગઈ; અને સહીહ ફિતરત પરત આવી ગઈ. સમગ્ર મશીનરી જે ગલત ચાલી રહી હતી તે સહીહ ચાલવા લાગી.

## ૩૩૮ અલ્લાહના દીદારનો શોખ

ફરમાવ્યું :

મારી તો હાલત આ છે કે :

મારા તો કદમ મોતના તરફ જઈ રહ્યા છે. અને મારું રુખ હવે તે તરફ જ છે.

મને હવે કોઈ તમન્ના અને આરઝૂ નથી.

મને બસ, એક જ તમન્ના છે.

**ઈસી તમન્નામેં ઉમ્ર ગુઝરી,**
**કે યાર તૂ હમસે આ મિલેગા;**
**ન હમને જાના કે વસ્લ ક્યા હે,**
**ન હમ યેહ સમઝે કે વિસાલ ક્યા હે !**

**ભાવાર્થ :**

ખુદા મને હયાત (મરવા પછીનું અનંત પવિત્ર) જીવન નસીબ કરે.

હું તો મોતના મદ્રસહમાં દાખલ થયો છું અને એનાથી જ મારું

મન લાગી ગયું છે.

**મ કુન ગિર્યહ બર ઘોર મકતૂલ અસ્ત;**
**બ રવ ખર્રમી કુન કે મકબૂલ અસ્ત.**

**ભાવાર્થ :**

એ તો શહીદ છે એની કબર ઉપર વિલાપ ન કર !
જા, ખૂશી મનાવ ! કારણ કે એ તો ખુદાનો મકબૂલ છે.



હું એક વખતે ઘણો કમજોર થઈ ગયો હતો. શરીરમાંથી લોહી ઘટી ગયું હતું. બધાં મિત્રો, સ્નહીઓ બીજાનું લોહી લેવા મને આગ્રહ કરતા હતા.

મેં કહ્યું :

જેને જીવવાની તમન્ના હોય તે લોહી ચઢાવે. મારી હાલત તો આ છે.

اَللّٰهُمَّ اَسْلَمْتُ نَفْسِیْ عَلَیْکَ

**"અલ્લાહુમ્મ અસ્લમ્તુ નફસી અલયક"**

**ભાવાર્થ :**

હે અલ્લાહ ! મેં તો મારી જાતને તારા શરણે કરી દીધી છે !

અલ્લાહ તઆલાના દીદારના શોખમાં જે કદમ ઊઠે તેના પર તો ખૂશ થવું જોઈએ.

## દુ:ખદ નોંધ

અઠ્ઠાવીસમી મજલિસના બરાબર ૪૫ દિવસ (દોઢ મહિના) બા'દ ૧૩, રબીઉલ્ અવ્વલ, ૧૩૯૦ હિજરીસન મુતાબિક ૨૦, મે, ૧૯૭૦ ઈસ્વીસન બુધવારના દિવસે હઝરતનો ઈન્તિકાલ થયો હતો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

ઈન્તિકાલનો સંપૂર્ણ અહેવાલ ભાગ : ૧ માં પેજ નં. : 97 થી 110 માં આપેલો છે.

હઝરતના જનાઝહમાં પચાસ હઝાર થી એક લાખ માણસો શરીક થયા હોવાનો અંદાઝ છે.

## યાદ દાશ્ત

'સુહબતે બા અહલે દિલ' કિતાબનો ગુજરાતી અનુવાદ અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી આ નાચીઝ નાકારહના ઝરીઆથી આજે પૂર્ણ કરાવ્યો.

**જો કુછ હુઆ, હુઆ કરમસે તેરે,**
**જો કુછ ભી હોગા, તેરે કરમસે હોગા.**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِنِ الْمَخْصُوْصِ بِجَوَامِعِ الْكَلِمِ
وَخَوَاصِّ الْحِكَمِ وَاٰخِرُ دَعْوَانَا اَنِ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ

**અબ્દુલકાદિર ફાતીવાલા**
ગુફિરલહૂ
૧૦, શવ્વાલ, ૧૪૩૦ હિજરીસન મુતાબિક
૯, ઓકટોબર, ૨૦૦૯ ઈસ્વીસન, જુમ્અહ